આપ આ ગ્રંથમાળાના ગ્રાહક છો ?

ગૃહલક્ષ્મી ગ્રંથમાળા

**ગૂજરાતભરમાં બહોળો ફેલાવો પામેલી આ ગ્રંથમાળાની હજારો પ્રતો ખપી ગઈ છે.**

જેણે નૂતન યુગના યુવક યુવતીઓમાં નવચેતન પ્રકટાવ્યું છે. જેણે સામાજિક અને રાષ્ટ્રિય પ્રશ્નોની નિર્ભયપણે છણાવટ કરી છે. જેણે આવતી કાલની સમાજ રચના અને સંસ્કારનું નિરુપણ કર્યું છે. જેણે સંયમ અને શ્રેષ્ઠ માનવતાની ઊચ્ચ ભૂમિકાનું દર્શન કરાવ્યું છે

**આપના ઘરની લાયબ્રેરી આ પ્રકાશનો**

**સિવાય અધુરીજ ગણાશે.**

વહેલી તકે વસાવી લેવા ભલામણ છે. વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૪) બ્રહ્મદેશ રૂા. ૫) પરદેશ રૂા. ૬) પોસ્ટેજ માફ. દર વર્ષે ૧૨૦૦ પાનાનું શિષ્ટ અને સુંદર સાહિત્ય રજૂ થાય છે, વર્ષમાં ચાર પ્રકાશનો પ્રસિદ્ધ થાય છે. સમર્થ લેખકોના સહકારથી આ ગ્રંથમાળાએ નવો જ યુગ સર્જ્યો છે. ગૂજરાત ભરના અગ્રગણ્ય સામાયિકો, અઠવાડિકો અને દૈનિકોએ આ પ્રકાશનોને વધાવી લીધાં છે. [ પાકું પૂઠું રૂા. ૧–૦–૦ વધુ ]

**વર્ષ ૧ લું**

| | | |
|---|---|---|
| તરંગિણી | [ રમણિક મહેતા ] | ૦–૧૦–૦ |
| જલિની | [ દિવ્યાનંદ કૃત ] | ૦—૮–૦ |
| રાસનલિની | [ કેશવ શેઠ ] | ૧—૦–૦ |
| ફૂઈઆ કાકી | [ રવ. જાગીરદાર ] | ૧—૪–૦ |
| કવિવર ટાગોર | [ કાન્તિલાલ શાહ ] | ૦–૧૨–૦ |
| જીવંત જ્વાળા | [ મનનિય લેખો ] | ૦—૮–૦ |
| મંદાર માળા | [ કેશવ શેઠ ] | ૦–૧૨–૦ |

**નવચેતન સાહિત્ય મંદિર**

બ હા ર પ ડે લાં પ્ર કા શ નો

## વર્ષ ૨ જું

| | | |
|---|---|---|
| આશા | [ મકનજી પરમાર ] | ૧—૪—૦ |
| પ્રીતમની પ્યાસ | [ દિવ્યાનંદ કૃત ] | ૧—૪—૦ |
| આનંદબત્રીસી | [ જદુરાય ખંધડિયા ] | ૧—૮—૦ |
| રાસરંજના | [ જગુભાઈ, વાડીલાલ શાહ ] | ૧—૪—૦ |
| આજકાલ | [ પુરૂષોતમ પારેખ ] | ૧—૪—૦ |
| એકાકી | [ નર્મદાશંકર શુકલ ] | ૧—૦—૦ |

## વર્ષ ૩ જું

| | | |
|---|---|---|
| વલ્કલ | [ જસવંત ઠાકર ] | ૧—૦—૦ |
| દત્તા | [ શરદ બાબુ ] | ૨—૦—૦ |
| દિગંત | [ મોહિની ચંદ્ર ] | ૧—૮—૦ |
| અનુરાધા | [ શરદ બાબુ ] | ૨—૦—૦ |
| યોગી કોણ | [ દિવ્યાનંદ કૃત ] | ૧—૪—૦ |

## વર્ષ ૪ થું

| | | |
|---|---|---|
| ઉમા | [ પ્રલહ્લાદજી ] | ૧—૮—૦ |
| શોભા | [ ઈંદ્ર વસાવડા ] | ૨—૧૨—૦ |
| નિર્મળા | [ પ્રેમચંદજી ] | ૧—૪—૦ |
| જીવન નિર્માણ | [ ચિરંતન ] | ૨—૦—૦ |

## વર્ષ ૫ મું

| | | |
|---|---|---|
| સ્વાધ્યાય | [ ડૉ. હરિપ્રસાદ ] | ૧—૪—૦ |
| કલ્યાણને માર્ગે | [ રમણિકલાલ દલાલ ] | ૧—૮—૦ |
| સુભગા | [ સિતારામ શર્મા ] | ૨—૮—૦ |
| ગંગાના નીર | [ ઈંદ્ર વસાવડા ] | તૈયાર થાય છે. |

ન હો તો ગુ ર ત એ ક પો સ્ટ કા ર્ડ લ ખી જ ણા વો

૨૪૫૬; ભદ્ર; અમદાવાદ

વર્ષ ૫ મું　　ગૃહલક્ષ્મી ગ્રંથમાળા　　પુસ્તક ૩ જું
કુલ પુસ્તક ૨૬ મું

# સુભગા

—લેખક :—
સિતારામ શર્મા

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬; ભદ્ર: અમદાવાદ.

—: પ્રકાશક :—

પુરુષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા
નવચેતન સાહિત્ય મંદિર. ૨૪૫૬, ભદ્ર : અમદાવાદ.





પ્રથમાવૃત્તિ

૨૫૦૦ પ્રત

—: કિંમત :—

કાચું પૂઠું રૂ. ૨–૪–૦
પાકું પૂઠું ૨–૮–૦

—: મુદ્રક :—

મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા : અમદાવાદ.

## અર્પણ

સામાજિક અન્યાયનું બલિ બની જીવનના પાંચમા જ વર્ષે પિતૃ પ્રદેશથી ફરજિયાત દેશવટો લીધા પછી જે ભૂમિકાનો પચ્ચીસ વર્ષ આશરો મળ્યો તે મારી મોસાળ ભૂમિને.

# નિવેદન

સુભગાને ગુજરાત સમક્ષ રજૂ કરતાં અમને આનંદ થાય છે. સુભગાનાં સર્જન વિષે લેખક પોતે જ તેમની પ્રસ્તાવનામાં લંબાણથી ચર્ચા કરે છે એટલે એ વિશે વિશેષ અમારે કાંઇ કહેવાનું નથી.

વાંચક ભાઇ બ્હેન પ્રસ્તાવના વાંચીને જ પુસ્તક વાંચવાની શરૂઆત કરે.

આ પછી તુરત જ ગૂજરાતના જાણીતા યુવાન લેખક શ્રી. ઈંદ્ર વસાવડા કૃત 'ગંગાના નીર' નામની સુંદર ભાવવાહિ નવલકથા પ્રસિદ્ધ થશે.




લિ. સેવકો

પુરૂષોત્તમ પારેખ
નટવરલાલ વોરા

# પ્રસ્તાવના

પુરુષ અને પ્રકૃતિ વચ્ચે પૃથ્વીના પટ પર પ્રથમ પરિચય થયો તે જ ઘડીથી તે આજ સુધી સ્ત્રી પુરુષ વચ્ચેના લગ્નનો કોયડો શરૂ થયો છે. અને માનવીએ કલ્પેલા પ્રલયકાળ સુધી કદાચ એ કોયડાનો આખરી અને સર્વાંગે સંતોષકારક ઉકેલ થાય તે મુશ્કેલ નહિ પણ અશક્ય જ છે. કેમકે તે જીવનનું એવું વિજ્ઞાન છે કે જેનો પ્રયોગ હમેશને માટે પ્રયોગદશામાં જ રહેશે.

શરીર ધર્મની દષ્ટિએ જોતાં લગ્નના કોયડાનો ઉકેલ અતિ સરળ છે; એક સ્ત્રી અને એક પુરુષ વચ્ચેનો સંબંધ એ કુદરતી છે. માનવીએ એ નિસર્ગ લીલામાં પોતાની બુદ્ધિથી સ્વાર્થી ય નજરે જેટલી ડખલ કરી તેટલો એ પ્રશ્ન ગૂંચવાતો ગયો છે. અને સમાજ-વ્યવસ્થા જેમ જેમ પ્રાણ છોડી પડછાયાને પકડવા માટે વિધિઓનાં સ્વરચિત પોલાદી ચોકઠાંઓમાં વધુ ને વધુ જકડાતી ગઈ, તેમ તેમ આ સરળ પ્રશ્ન વધુ ને વધુ ગૂંચવણભર્યો બનતો ગયો છે.

માનવી પોતાની નરી બુદ્ધિના અભિમાને માર્ગ ભૂલ્યો છે. જેમ સમકાલીન સમાજ વ્યવસ્થાની વર્ગીય લાભાલાભની મિથ્યા ખેંચતાણમાં વ્યકિતગત માલિકી હકને સુરક્ષિત રાખવા સમાજનું અર્થતંત્ર અને સામાજિક તંત્ર વિશેષ ગૂંચવાઈ ગયાં છે, તેમ પુરુષ અને પ્રકૃતિ વચ્ચેના કુદરતી તત્વોના સંમિલન સમા સંબંધને ય માલિકી-હકની જાળમાં ગૂંથી રુંધીને સવિશેષ ગૂંચવી દેવામાં આવ્યું છે.

માનવી પાછો કુદરત તરફ વળે અને જ્યાંથી તે ભૂલ્યો છે ત્યાંથી ફરીથી ગણતો થાય તો જ આ પ્રશ્ન અતિ સરળ બની જાય.

પરંતુ અત્યારે તો ઐહિક લગ્ન કે અધ્યાત્મિક લગ્ન, દેહલગ્ન કે પ્રેમલગ્ન, ભૌતિક લગ્ન કે આત્માનાં લગ્ન એ બધાં પ્રશ્નોની એટલી તો આંધી ઊભી થઈ છે કે જેમાં વૃદ્ધો યુવાનો, રૂઢીરક્ષક તેમજ સમાજ સુધારકો, અભણ સ્ત્રી પુરુષો તેમજ શિક્ષિત સ્ત્રી પુરુષો સરખી જ રીતે ગૂંચવાઈ ગયાં છે.

અત્યારની લગ્ન સંસ્થા એક એવી તો કતલભૂમિ થઈ પડી છે કે તેમાંથી નીકળવા જતાં માનવી વધુ ને વધુ ઊંડા ફસાતાં જાય છે.

ગૂજરાતમાં કંઈ નહિ તો ગયા બે અઢી દાયકાથી લગ્નનાં જૂના ચોકઠાં અને સખત બંધનો તોડવાના વિવિધ દિશામાં વિધવિધ લક્ષી પ્રયાસ શરૂ થયા છે. લગ્ન સંસ્થા સામેના બળવાના એ ઝંડાધારી ક્રાંતિકરો આંતર કોમી, આંતર જાતિય અને આંતર પ્રાંતિય લગ્નના અખતરા અજમાવી રહ્યા છે.

મોહન, ચંચળ અને સુભગાના ત્રિકોણ સમા કહેવાતા 'પ્રણય ત્રિકોણ'ના કિસ્સાઓનો પરિચય હવે ગૂર્જરવાસીઓ માટે નવીન નથી.

આ કિસ્સાઓના કારણો શોધવા ઇચ્છનારાઓને સુભગા થોડીઘણી એ ખપ લાગે અથવા તેમનો રાહબર નહિ પણ સાથી મુસાફર બને તો પણ તેથી મને સંતોષ થશે.

લગ્ન એ વ્યક્તિગત ઘટના છે કે સામુદાયિક, લગ્ન એ સંસ્કાર છે કે કરાર, એ બધા પ્રશ્નો હવે તો એટલા જૂનવાણી બની ગયા છે કે અનેક વખતે ચવાઈ ગયેલી એ વાતોને ફરીથી વાગોળવાની યે જરુર નથી.

લગ્નનો આદર્શ અને હેતુઓ હમેશાં સ્થિતિ સંજોગ પ્રમાણે બદલાતા જ રહ્યા છે. છતાં આજનાં નવમતવાદી ગૂજરાતી યુવક–યુવતિઓ પણ હજુ સ્નેહ લગ્નની સમાધિમાંથી અને પરણવું એટલે પ્રભૂતામાં પગલાં માંડવાં એવા કેફમાંથી છૂટી શકયાં નથી, 'લગ્ન'નો સાચો મર્મ સમજી તેમાંથી તમામ વિધિઓનો છેદ ઉડાવી દેવાની હિંમત હજુ ગૂજરાતીઓમાં ઉગી નથી. એમાં વ્યક્તિઓ કરતાં સમાજ, ધર્મ અને કાનૂની વ્યવસ્થાનો દોષ વધુ છે અને એ ત્રિવિધ દોષની ઇમારત આર્થિક કે સ્વાર્થી લાભાલાભના પાયા પર રચાયલી છે.

અત્યારે ગૂજરાતમાં લગ્નના જૂનવાણી પ્રશ્નના ઉકેલ માટે થઈ રહેલા પ્રયત્નો કે અખતરા 'લગ્ન'નાં વર્તુળમાંથી બહાર નીકળવાના નથી. શિક્ષિત વર અને અશિક્ષિત વધૂઓનાં લગ્નો હાલના સક્રાંતિ-કાળમાં જે નવા નવા પ્રશ્નો અને કોયડા જન્માવે છે તેનો યે હજુ ઉકેલ જડયો નથી.

પરંતુ જે મોહનો ચંચળો જેવી પત્નીઓને છોડી સુભગાઓનો નવો સાથ શોધે છે તેઓ લગ્ન વિચ્છેદની સરળતા વિના ત્યક્તાઓનો એક નવો જ—અત્યન્ત રૂઢી રક્ષકો માટે નહિ—પ્રશ્ન ઉપસ્થિત કરે છે, તેનો જવાબ હજુ સમાજે આપવાનો છે.

પરંતુ સમકાલીન ગૂજરાતણોની અને ખાસ કરીને મધ્યમવર્ગની અર્ધશિક્ષિત ગૂજરાતણોની પરાવલંબિતાની મૂર્તિમંદ પ્રતિમા સમી સુભગાના શિક્ષણ, સંસ્કાર અને બાહ્ય ટાપટીપ છતાં તે મોહન જેવા ટોળાના માનવી અને નિરંતર ગતિમાન રહેવા ઇચ્છતા નવજવાનનો વિકાસ રુંધી એને માટે એ નવાં લગ્ન પણ બંધનરૂપ બનાવી દે છે, ત્યારે વળી શિક્ષિત અને અશિક્ષિત આમાંથી જીવનની સાથી તરીકે કોણ વધુ ઠીક થઇ પડે એ પ્રશ્ન નવા કોયડા તરીકે ખડો થાય છે.

આ કોયડો કંઈ એકલા ગૂજરાતનો કે એકલા હિંદનો જ નથી, એ તો છે સારાયે સંસારનાં સ્ત્રી પુરુષોનો, એના ઉકેલમાં રહેલાં ભયસ્થાનો તરફ આંગળી ચિંધવાનું કામ ' સુભગા ' કરી શકે તો પણ બસ છે.

ક્રાંતિ પછીના રશિયામાં આ પ્રશ્ન ખૂબ ઉકાળે ચડયો છે. અને લેનીન—સ્ટેલીનના રશિયાના એ સંક્રાંતિકાળનાં સાચી નિષ્ઠા ભર્યાં શબ્દ ચિત્રો દોરનાર Pantelemion Romanof ના જે New Commandment પરથી મેં 'સુભગા'નું સર્જન કર્યું છે ત્યાં પણ લગ્નનો આ ગૂંચવણભર્યો પ્રશ્ન અતિ ગૌણ બની શકયો નથી.

' સુભગા ' આ મહા પ્રશ્નોનો આખરી ઉકેલ શોધવા માટે લખાઈ નથી, આ પ્રશ્નોનો ઉકેલ શોધવાની વૃત્તિને સહેજ પણ જાગ્રત કરે એટલો જ એનો હેતુ છે, અને તેટલાથી જ સંતોષ માનવો બસ છે, કેમકે એ સર્જન જૂના, સનાતન છતાં નવીન પ્રશ્નનો ઉકેલ સહજ નથી.

સાન્તાક્રૂઝ તા. ૧૫ : ૬ : ૧૯૪૦ — **સિતારામ જે. શર્મા**

● અ નુ ક્ર મ ણિ કા ●

## પૂર્વ સ્મૃતિ

## પ્રકરણ ૧ લું

•

**મોહને** પોતાની આખી યે સ્વપ્નસૃષ્ટિ સરી ગયેલી જોઈ. અને તે પ્રતિમાની માફક આરામ ખુરશી પર ચોંટી ગયો.

એક ક્ષણ પહેલાં જ મોહનની સામે તેના પગ પકડીને એની પ્રિયતમા સુભગા બેઠી હતી. અકસ્માત એના મુખમાંથી દિલના એકરારના થોડા શબ્દો સરી પડ્યા, અને મોહનની આંખ આગળથી એકાએક પડદો ખસી ગયો.

અને તેની સારી યે સ્વપ્નસૃષ્ટિ એકાએક સરી પડી. એની આંખ આગળ ભિન્ન સૃષ્ટિ ખડી થઈ ગઈ.

સુભગા પણ પોતે કરેલા એકરારથી શરમાતી હોય તેમ, બે હાથમાં મોઢું છૂપાવી તે ખંડમાંથી દોડી ગઈ.

આ બધું તેઓ જે નાટક જોવા ગયાં હતાં તેના બે અંક જોવાના રહેવા દઈને એકાએક ઘેર ચાલી આવ્યાં તે પછી તુરત જ બની ગયું.

સુભગાએ નાટકશાળામાં એકાએક કંઇક એવું જોયું કે જેથી તે ભયભીત થઈ ચમકી ઊઠી. તેનું સર્વાંગ તે વખતે પવનથી ધ્રૂજતા પાંદડાની માફક કંપી ઊઠયું. એથી મોહનને તેની તબિયતની ચિંતા થઈ પડી, અને તુરત જ ટેક્ષીમાં તેઓ ઘેર આવ્યાં.

એ નિરાશા અને ભયની અસરમાં સુભગાના મુખમાંથી એકરારના શબ્દો અચાનક સરી પડયા. તે વખતે તેના વદન પર ભયની જે છાપ પડી હતી, તે વખતે એનું મુખ એવું તો મ્લાન બની ગયું હતું કે મોહન હજી યે તે વીસરી શકતો નહોતો.

છતાં જાણે કશું યે બન્યું ન હોય, અથવા તો જે કંઈ બની ગયું તેની પોતાની ઉપર જરા જેટલી યે અસર થઈ ન હોય તેમ મોહન પ્રતિમાની માફક ખુરશીમાં બેસી રહ્યો હતો : બરફ જેવો ઠંડો તત્ત્વચિંતક શો શાંત, અને પર્વત શો અડોલ.

કેટલી યે ક્ષણો સુધી તે ત્યાં ને ત્યાં સ્થિર ભાવે બેસી જ રહ્યો.

અને પછી તે સુભગાને માટે છેલ્લો પત્ર લખવા બાજુના ટેબલ સામે બેઠો.

તેણે હાથમાં કલમ લીધી, ટેબલ પર કાગળ મૂક્યો, છતાં તેનાથી કાગળ પર અક્ષરો લખી શકાતા નહોતા. હજુ તો તે મનમાં ને મનમાં વિચારોને શબ્દોના ઘાટ આપી રહ્યો હતો.

“સુભગા જેને ‘ભયંકર ગુપ્ત વાત’ માને છે, અને હું જેને શરમાવનારી કથા કહું છું, તે વાત તેણે મારી આગળ જાહેર કરી એ જ માત્ર મુદ્દાનો પ્રશ્ન નથી......”

તે હાથમાંની કલમને આંગળીઓ વચ્ચે રમાડતાં રમાડતાં વિચારતો હતો. પણ એકાએક તેણે એ વિચારોને દાબી દીધા, તેણે કલમ ટેબલ

પર મૂકી દીધી, કાગળ ત્યાં ને ત્યાં રહેવા દીધો અને જે પ્રસંગ બન્યો હતો, તેને સમજવા માટે પોતાના જીવનનાં મૂળતત્ત્વોનો વિચાર કરવા માગતો હોય તેમ, તે ખુરશી પરથી ઊભો થઈ ગયો.

કપાળ પર નમી પડેલા વાળના ગુચ્છાને બે હાથે ઠીક કરતો તે ખંડમાં આમતેમ ફરવા લાગ્યો. પડછાયાની માફક સરી ગયેલી સુભગા અને પોતાના જીવનની પૂર્વસ્મૃતિઓની સાંકળની કડીઓ ગોઠવતો તે વળી ખુરશી પર આવીને બેઠો, વળી તે ઊઠ્યો અને આમથી તેમ આંટા મારવા લાગ્યો.

આજ મોહન થોડા જ વખત પહેલાં ગામડાં છોડી શહેરમાં આવી વસેલાઓ ગ્રામજીવનનું ખડતલપણું ભૂલી, શહેરી સુંવાળાપણું સ્વીકારતા હતા તે માટે તેમની ટીકા કરતો હતો. એ જ મોહન મૂળ ગામડીઆ છતાં શહેરમાં શિક્ષણ મેળવ્યા પછી પોતાની અભણ ગામડીઆણ પત્નીઓને વીસરી શહેરી પતંગિયામાં મોહમુગ્ધ બનનારાઓ પર ગુસ્સે થતો અને કહેતો કે 'એ બિચારીઓ તો તમારા ગ્રામ-જીવનની સુખદુઃખની સંગાથીનીઓ છે. તમારામાંના કેટલાંક તો કૉલેજોમાં અભ્યાસ કરો ત્યારે તેના ખર્ચ માટે પૈસા બચાવવા એ જ તમારી ગામડી અને ગામડીઆણ પત્નીઓએ ઘંટી ખેંચી છે, લોકોનાં પાણી ભર્યાં છે, સીમમાંથી ઘાસના ભારા લાવીને વેચ્યા છે કે કાલાં ફોલ્યાં છે અથવા તો પતરાળાં પડીઆ કર્યાં છે કે પછી દૂધ ઘી વેચીને તમારા કોડ પૂર્યા છે. તેમને વીસરી જતાં, એમનો દ્રોહ કરતાં તમે શરમાતા નથી ?'

પરંતુ એ જ મોહન અત્યારે પેલા નવજવાનોના જેવું જ જીવન જીવી રહ્યો હતો અને પોતાની પત્નીને દગો દઈ રહ્યો હતો !

તે જે ખંડમાં આંટા મારી રહ્યો હતો તે શહેરી ઠાઠથી

શણગારેલો હતો. તેના પગ નીચે ગાલીચો પાથર્યો હતો. તેની ઉપર આરામ ખુરશીઓ, ખુરશીઓ, ગોળ ટેબલો મૂક્યાં હતાં. એ ઓરડાની દીવાલે સુંદર ચિત્રો અને ફોટોગ્રાફો લટકતા હતા. અને તેનો પોતાનો પોષાક પણ પશ્ચિમની ઢબનો હતો.

આજ મોહન થોડા જ સમય પહેલાં આવા ઠાઠથી રહેવા માટે અને સંસ્કારી પત્નીનો પતિ બનવા માટે ગૌરવ લેતો હતો. એનો પિતા શિવો પટેલ ગુજરાતના ગામડામાં રહેતો હતો, અને એક ભલા શ્રમજીવી ખેડૂતની માફક ખેતી કરી ધરતીને ખોળે જીવન વિતાવતો હતો. ત્યારે એ જ પિતાના પૈસે ભણીગણીને પાવરધો બનેલો મોહન આજે મુલાકાની પાટનગરીમાં છેક જ જુદી રીતે રહેતો હતો; અને જે સુભગાને તે પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ ચહાતો હતો, તે અલબત્ત પટેલ કોમની નહોતી, તેનાથી ઊંચી ગણાતી કોમની હતી, એટલે સંસ્કારિતામાં મોહનનાં સ્વજનોથી ઘણે દરજ્જે ચઢિયાતી હતી.

તેને માટે ખુદ મોહન અભિમાન પણ લેતો હતો. મોહન સુભગાને આટલો બધો પ્રેમ કરતો તેથી જ સુભગાએ તેની આગળ છૂપું રહસ્ય ખુલ્લું કર્યું ત્યારે તેની આંખ આગળથી એની સ્વપ્નસૃષ્ટિ ભાંગેલા પડછાયાની માફક સરી જતી લાગી હતી.

પણ તેમાં ભૂલ કોની હતી? જે બન્યું હતું તે માટે મોહનને દોષ દર્શ શકાય તેમ હતું કે નહિ? એ પ્રશ્ન સમકાલીન પ્રશ્નોમાંનો મહાનમાં મહાન ગૂંચવણ ભર્યો પ્રશ્ન છે.

એક છોડને સાંકડા કુંડામાં વાવી તેનો ખૂબ વિકાસ થાય તેટલા ખાતર તેને પાણી અપાય, અને પોતાનો વિકાસ સાધતાં તે પેલા સાંકડા કુંડાને તોડી નાખે તેમાં દોષ કોનો? છોડ ઉછેરનારનો, છોડનો કે તેના વિકાસ માટે અતિ સંકુચિત એવાં કુંડાનો?

સમાજશાસ્ત્રીઓએ આ કોયડાનો જવાબ આપવો જોઈએ.

છતાં સમકાલીન સમાજ તો પેલા છોડને જ શીરે બધા યે દોષનો ટોપલો ઢોળે છે. તેઓ કહે છે : એ છોડે એટલો વિકાસ સાધવો જ શા માટે જોઈએ કે જેથી કુંડું તૂટી જાય

મોહને પોતાના જીવનનો જે વિકાસ સાધ્યો હતો તે એના સમયને માટે, સમાજને માટે, તેમજ સમાજના જે વર્ગમાં તે જન્મ્યો હતો તેને માટે વધુ પડતો હતો.

છતાં તેમાં પણ તે તો સંજોગનો જ શિકાર બન્યો હતો. શિવા પટેલની મહેચ્છાએ તેને પોતાના નાનકડા ગામડાની ધરતીને ખોળેથી ધકેલીને શહેરની કૉલેજમાં લાવી મૂક્યો હતો. એ કૉલેજના શિક્ષણે તેને મુંબઈમાં હડસેલ્યો હતો. મુંબઈમાં જીવનના એક આકસ્મિક સંજોગે તેને પોતાના કરતાં વધુ સંસ્કારી સમાજમાં ઉછરેલી સુભગાના સંસર્ગમાં લાવી દીધો......

સુભગા સંસ્કારીતામાં મોહન કરતાં ચઢિયાતા વર્ગની પ્રતિનિધિ હતી. એની સાથેના પરિચયના આરંભકાળે મોહન તેની આગળ સંકોચ અનુભવતો. તેની આગળ પોતાને ગૌણ ગણતો અને શરમાતો. પણ પછી તો એ જ સુભગાના પ્રયાસે તે એની સરખામણીમાં બરોબરીઓ બની ગયો, અને અત્યારે તો તે પોતાની એ ગુરુના સંબંધમાં પણ બેધડક પોતાના વિચારો પ્રગટ કરી શકે, તેને ય ડારી શકે તેવો બની ગયો હતો.

કૉલેજમાં હતો ત્યાં સુધી મોહન ગ્રામ જનતાનો જન્મેલ ખેડૂત જ હતો. તે રજાઓમાં ઘેર જતો, કોસ ફરતા હોય ત્યારે ખેડૂતોના ખાટલાઓમાં બેસી તેમની સાથે મઝા માણતો, તેમનાં સુખદુઃખની વાતો સાંભળતો; છતાં એના પિતાથી તેમજ બંધુઓથી તે જુદોજ તરી આવતો.

મોહનની ભાષા, મોહનનો પોષાક, મોહનના વિચારો અને તેના આચાર તેમજ સંસ્કાર; પોતાના વર્ગના માણસો કરતાં જુદા જ પડી આવતા હતા. પરંતુ શિવા પટેલ તેમાં આનંદ માણુતા અને મોહન પોતાનું નામ દીપાવશે એ આશાએ મનમાં ને મનમાં મલકાતા યે ખરા.

તો પણ મોહન મુંબઈ આવ્યા પછી તો થોડા જ મહિનાઓમાં બદલાઈ ગયો. મુંબઈની મોહિનીએ તેના પર નવો જ જાદુ કર્યો અને દારૂની પહેલી પ્યાલી ચાખનાર માણસની માફક તેને મુંબઈમાં નવો આનંદ, નવો ઉત્સાહ અને નવું ચેતન જણાયાં. સાથે આગળ વધવાની તેનામાં નવી હોંશ જાગી.

મોહન પોતાના ગામડામાં અને તે જે કૉલેજમાં શિખતો હતો તે વડોદરામાં માનવીઓનાં જે જૂથ જોયાં હતા, તે કરતાં મુંબઈમાં તેણે જુદા જ માનવ ટોળાં જોયાં. નાટકોમાં, સીનેમાઓમાં, સરકસોમાં, હોટલોમાં, રેલ્વે ટ્રેઈનોમાં, રાજમાર્ગમાં, સાગર કિનારાઓ પર, જાહેર મયદાનોમાં અને બગીચાઓમાં તેમજ મિલોના લત્તાઓમાં અને ગંધાતી ગલીઓમાં તેણે જે માનવ સમુદાય જોયો તે જુદો જ હતો. હાસ્ય, ગમ્મત, આનંદ, મસ્તી, તોફાન, ઉસ્કેરાટ, બધું તેને એ ટોળામાં જોવા તેમજ અનુભવવા મળ્યું.

મુંબઈમાં વળી તેણે એક નવો જ વર્ગ જોયો. તે વર્ગ ધનપતિઓનો તેમજ સત્તાધિકારીઓનો હતો. એ વર્ગનાં સ્ત્રીપુરુષોનો તેને આ પહેલાં કોઈ જાતનો પરિચય જ નહોતો.

તેમનાં જવાજલ્યમાન જવાહીરો અને ભપકાદાર વસ્ત્રો, તેમનો અસ્પૃશ્ય દમામ અને આંજી નાખનારો દીમાક, એ બધું તો તેણે જીવનમાં પહેલી જ વખત જોયું.

શ્રીમંત સમુદાયની એ સ્ત્રીઓનાં સૌંદર્ય તેમજ ઠઠેરા જોઈને મુગ્ધ બનેલા મોહનની આંખ આગળ હંમેશાં ઘરકામમાં ગૂંથાયેલી રહેતી, સાદાં છાયલ અને કોણી સુધીની બાંયવાળા કબજા પહેરનારી એની પત્ની ચંચળ આવીને ખડી થતી. અને તેમની સરખામણીમાં તે અતી ઝાંખી તેમજ ગામડીયણ લાગતી.

મુંબઈની જનતાનાં ટોળાંમાંથી જ્યારે તે પોતાના મકાન પર જતો ત્યારે તેને ત્યાં અકળાવી નાખનારું એકાંત લાગતું, અને પોતાનું કંગાળ રાચરચીલુ ગંદુ તેમ જ બેડોળ જણાતું.

કોલેજજીવનમાં તેણે કવિઓએ અમર બનાવેલી સ્ત્રીઓના સૌંદર્યના, અદ્‌ભુત પ્રેમનાં અને તેમનાં આત્માઓનાં ઉદ્દામપણાનાં જે કાવ્યો વાંચ્યાં હતાં, તે જ સ્ત્રીઓની મૂર્તિઓ મોહન મુંબઈના મૂડીમંડીત સમાજની માનીલાઓમાં જોતો. અને અનેક વખત નિઃશ્વાસ નાખતો તે એકલો બડબડતો : ઓહો ! આવા ભવ્ય અને જ્વાજલ્યમાન જીવનનો અનુભવ મારે નસીબે તો લખાયો જ નથી, કવિઓએ વર્ણવેલા પ્રેમનાં શું મારે માટે શમણાં જ રહેશે ?

ચંચળ અને તેના ગ્રામિણ દામ્પત્યમાં એને જીવન જેવું કે પ્રેમ જેવું કશું જ લાગતું નહોતું. આ જાતનો અસંતોષ તેને મુંબઈ જોયા પછી જ થવા લાગ્યો હતો, તે પહેલા નહિ.

પરંતુ જેમ કોઈ ક્રાંતિકારી માણસ બળવાની પોતાની યોજનાને દિલના દિલમાં છૂપાવી રાખે તેમ મોહન પોતાના આ અસંતોષને છૂપાવી રાખતો, છતાં તે વારંવાર ઉછાળા માર્યા વિના તો રહેતો જ નહિ.

મોહનની ઑફિસનો સાથી ચંદુલાલ પણ મધ્યમ વર્ગના નીચલા થરનો માનવી હતો, ને સમાજના ઉપલા વર્ગના એક શહેરીની

સંસ્કારી પુત્રી સાથે સ્નેહલગ્નથી જોડાયો હતો. એ ચંદુલાલને જ્યારે જ્યારે એની ભપકાદાર પત્ની અરુણા સાથે ફરતાં જોતો, ત્યારે તેઓ દૃષ્ટિમર્યાદાથી દૂર જાય ત્યાંસુધી તેમને જોતો મોહન રસ્તા વચ્ચે ઘણી યે વખત સ્થિર જ થઈ જતો.

ઘણી વખત તે પોતાના ખંડમાં એકલો અરીસા આગળ ઊભો રહેતો અને કેટલી યે મિનિટો સુધી તે ધારી ધારીને પોતાનું પ્રતિબિંબ તેમાં જોતો, અને પછી તે સ્વગત જ કહેતો : મારો દેખાવ હવે તો મુદ્દલે ગામડીયા જેવો લાગતો નથી. મારા સુંદર રીતે હોળેલા વાળ, સરસ કપડાં, મોઢાનો ઘાટ, બધું બતાવે છે કે હું પણ સંસ્કારી નાગરિક જેવો જ છું.

પણ તે જ્યારે પોતાનો રાંઢોડી પંજો, લાંબાં જાડાં આંગળાં અને તે સહુમાં મોખરે તરી આવે તેવા મજબૂત અંગૂઠાને જોતો ત્યારે નિશ્વાસ નાખીને કહેતો : 'હું ગામડાનો ખેડૂત છું એવું માત્ર આ મારો પંજો અને તેમાંયે મારો આ સ્થૂલ અંગુઠો જ કહી આપે છે. આવો પંજો હું મુંબઈની નાજુક હાથોવાળી સ્ત્રીઓ સાથે હસ્તધૂનન કરવા જતાં શી રીતે છૂપાવી શકું ?'

અને છતાં એક દિવસ સુભગાની સાથે તેના આકસ્મિક સંજોગમાં જ મળવાનું બની ગયું. એમની એ પ્રથમ મુલાકાતનું અત્યારે પણ તેને જાણે તે ઘટના માત્ર ગઈ કાલે જ બની હોય તેવું સ્મરણ હતું. એ આખા યે પ્રસંગની ઝીણામાં ઝીણી વિગત પણ તેને યાદ હતી... 'પણ આજે તો તે બધુંયે હતું બની ગયું !' પોતાના દીવાનખાનામાં આંટા મારતાં મારતાં મોહન બડબડ્યો.

એ ઘટનાને હજુ તો પૂરું દોઢ વર્ષ પણ થયું નહોતું. એક દિવસે ઑફિસના કોઈક કામ માટે તે બીજી ઑફિસમાં ગયો હતો,

ત્યાં જે ખાતાની તે શોધ કરતો હતો ત્યાં જતાં જ માર્ગમાં એક ઊંચી સુંદર નવયૌવના હાથમાં કાગળોની ફાઈલ સાથે તેને સામે મળી ગઈ હતી. એની ચાલમાં વીજળીની શક્તિ જણાતી હતી, એના રોમેરોમમાં મોહને સ્ફૂર્તિ અને ચેતનના ફુવારા ઉડતા જોયા હતા.

એ નવયુવતીનાં **પ્રથમ** દર્શને જ મોહનના દિલ પર જાદુભરી છાપ છપાઈ ગઈ હતી.

મોહનને તેની જ મારફત તપાસ કરવાની હતી. તે જ્યારે એના ટેબલ પાસે ગયો અને તેની સાથે વાત કરવા લાગ્યો, ત્યારે એ નવયૌવનાએ નીચી નજરે તેની વાતો સાંભળી લીધી. વાત સાંભળતી વખતે તે ટેબલ પર પડેલા કાગળના ટુકડા પર પેન્સિલથી લીટા દોરતી હતી.

એકાએક તેણે પોતાની સામે ઊભેલા મોહનની સામે જોયું અને બીજી જ પળે દોડતા ઘોડાઓને ચાબુક અટકાવી દે તેમ તેણે પોતાની દૃષ્ટિ સમેટી લીધી.

ફરીથી તે યુવતીએ મોહન સામે નજર નાખી. મોહનને જે કહેવાનું હતું તે તેણે કહી નાખ્યું હતું. અને પછી તો તે પણ એની સામે બેઠેલી નવયૌવના તરફ લાક્ષણિક ભાવે જોઈ રહ્યો હતો.

વીજળી ચમકીને કાળાં કાળાં વાદળોની પાછળ છૂપાઈ જાય તેટલી ત્વરાથી એ ચાર આંખો મળી ગઈ. ના, એ નયનોનું મીલન નહિ પણ વિદ્યુતના ચમકારા હતા. એ ચમકારાની અસર તેના ગાલો પર છવાઈ ગયેલી છૂપી રહી ન શકી. તુરત જ તેણે દૃષ્ટિદોર સંકેલી લઈ, ટેબલ પર કાગળો તરફ જોયું અને કહ્યું : 'તમારે જોઈતા કાગળો હું હમણાં જ લાવી આપું છું.'

અને તે બાજુના રૂમ તરફ ગઈ. મોહનને જોઈતી ખબરો અને

કાગળો લઈને તે પાછી આવી, અને આ વખતે તો પોતાના ટેબલ આગળ ઊભાં ઊભાં જ તેણે એની સાથે વાત કરી.

એ યુવતી જે ત્વરાથી અને જે છટાથી પોતાના હાથમાંના કાગળો ફેરવી રહી હતી, તે ક્રિયા તરફ મોહનની દૃષ્ટિ સ્થિર જ થઈ ગઈ હતી એમ કહેવામાં જરા યે અતિશયોક્તિ નથી. એ વખતે તેના મનમાં એ જ વિચારમાળા ફરી રહી હતી કે : 'આ સ્ત્રીમાં કેટલા સામર્થ્ય અને શક્તિનો ઝરો છૂપાઈ રહ્યો છે?'

આ વિચારોમ ડૂબેલા મોહને પોતાની સામે પેલી સ્ત્રી તરફ એકાદ ક્ષણ તો એવે ભાવે જોયું કે પેલી બાઈ પણ તેથી નવાઇ પામીને બોલતી જ અટકી ગઈ.

તેની સાથે સાથે તેના ગાલ પર નવી જ લાલાશ તરી આવી.

જતી વખતે મોહનથી પણ પાછુ વળીને એ યુવતીને જોઈ લીધા વિના ન રહેવાયું.

અને જતાં મોહન તરફ જ્યારે તે નવયૌવના પણ ન સમજી શકાય તેવી આતુરતાથી જોઈ રહી હતી ત્યારે કયી છૂપી આંગળીઓ ફરી ફરી એના હૃદયમાં સૂતેલી કુતૂહલતાને જગાડી રહી હતી, તેની તો તેને પોતાને ય ખબર પડતી નહોતી.

પરંતુ મોહનની આંખ છેલ્લી વખત તેની ઉપર પડી, અને બન્નેની દૃષ્ટિઓ એક ક્ષણાર્ધ મળી ગઈ, ત્યાં તો એ નવયૌવનાએ દૃષ્ટિ ઢાળી દીધી અને પોતાના હાથમાંના કાગળો જોવાનો અભિનય કરવા લાગી.

એ પ્રસંગની પૂર્વ સ્મૃતીઓ મોહનને હૈયે જાગી હતી.

## પાંગરતો પરિચય

## પ્રકરણ ૨ જું

તે પછી આકસ્મિક રીતે જ મોહન અને સુભગા અનેક વખત એક બીજાને રસ્તામાં, ટ્રામમાં કે હોટલમાં મળી ગયાં હતાં.

રસ્તે ચાલતાં તેઓ એકબીજાને જુએ અને બન્ને પોતાપોતાને રસ્તે ચાલ્યાં જાય, છતાં થોડાંક ડગલાં ચાલ્યા પછી કેવળ કુતૂહલ વૃત્તિથી પ્રેરાઈને તેઓ પાછળ વળીને જોતાં.

સુભગાના મનમાં તે વખતે સ્વાભાવિક રીતે જ પ્રશ્ન ઊઠતો : 'આ માણસ મારી સામે આમ તાકી તાકીને શા માટે જોતો હશે?' અને મોહન હજી યે પોતાની તરફ જોઈ રહ્યો છે કે કેમ તેની ખાત્રી કરવા વળી તે એક વખત ચાલતાં ચાલતાં જ પાછળ ડોકિયું કરી લેતી.

આમ નેત્રપલ્લવીના પ્રસંગો જેમ જેમ વધતા જતા હતા, તેમ તેમ તેમનાં હૈયામાં કોઈક અદૃશ્ય આંગળીઓ પાંગરતા પરિચયની ગ્રંથીઓ વાળી જતી હતી.

પછી તો સામસામે મળતાં તેઓ પરસ્પરને નમન કરતાં, પરંતુ તે પછી થોડાંક ડગલાં આગળ વધ્યા પછી સુભગા પાછું વળીને મોહન તરફ જુએ અને તેને પોતાની તરફ દૃષ્ટિનો દોર લંબાવતો ન જુએ તો સુભગા નિરાશ થતી.

એક દિવસ મોહન અને સુભગા ઑફિસના દાદર પર જ સાથે મળી ગયાં. અને મોહને હસીને કહ્યું : ' આપણે હંમેશાં આકસ્મિક રીતે જ આમ એકઠાં થઈ જઈએ છીએ. '

સુભગાએ સામુ સ્મિત વેરતાં કહ્યું : 'નસીબના સંજોગ એવા હશે.' એટલા શબ્દો બોલતાં સ્ત્રીસુલભ લજ્જાથી તેના વદન પર રતાશ ફરી વળી.

આજ સુધી તેઓ પરસ્પરને પીઠ પાછળથી જોતાં એટલે તેમ કરતાં એમને સંકોચની લાગણી થતી નહિ. પણ આજે આમ અકસ્માત સામસામે ભેટો થઈ જતા અને થોડાક શબ્દોનો સીધો વિનિમય થતાં જ બન્નેના દિલમાં સંકોચની લાગણી થઈ આવી.

રસ્તામાં બન્ને સાથે ચાલતા હતા, પરંતુ ફરીથી કોઈની બોલવાની હિંમત ચાલતી નહોતી. મોહન તો સુભગા સાથેની પ્રથમ મુલાકાત પછીની આકસ્મિક મુલાકાતોનું સ્મરણ કરી રહ્યો હતો.

પછી કંઈક વાત કરવી જોઈએ એ વિનયની ખાતર બન્ને ઋતુની, રસ્તાપરનાં વાહનોની, ભીડની એવી એવી થોડીક વાતો કરવા લાગ્યાં.

એવામાં એકાએક સામેથી મોટર બસ આવી ચઢી, મોહનનું ધ્યાન તે તરફ નહોતું, એટલે તેને અટકાવવા સુભગાએ તેનો ડગલો પકડીને તેને ખેંચ્યો.

મોહન અકસ્માતમાંથી બચી ગયો, છતાં હજુ તેની બાંય

સુભગાના હાથમાં જ પકડાઈ રહી હતી. સુભગાને પણ તે છોડી દેવાનું સૂઝ્યું નહિ; પણ મોહન સામે જોઈને તે હસી પડી.

એ હાસ્ય પાછળ અંગાઉ ચાલતી તેમની સાદી વાતોને કશો જ સંબંધ નહોતો; પણ મેં તને કેવો અકસ્માતમાંથી ઉગારી લીધો એ કે એને મળતો મનોભાવ વસેલો હતો.

એ નાનકડી ઘટનાએ મોહનને નવી જ મદદ કરી. સુભગા સાથે વાત કરતાં તે સંકોચાતો હતો. શહેરની સંસ્કારી સુભગા સાથે ગામડામાં ઉછરેલો તે શું વાત કરી શકે? એવો ભય તેના મનમાં રહ્યા કરતો હતો.

પરંતુ એ પ્રસંગે તે સ્વગત છતાં મોટેથી બોલી ગયો : હું તો સાદો સીધો ગામડિયો ખેડૂત છું. તમારી સાથે શહેરી રીતભાત પ્રમાણે કેવી રીતે અને કયા વિષયની વાતચીત કરવી તેની મને ગતાગમ નથી. પરંતુ મારે પેલી મોટરબસનો જ આભાર માનવો જોઈએ. કેમકે તેણે મારી ઉપર ધસી આવીને મારી મૂંઝવણ ઓછી કરી દીધી છે.

એકાએક હૈયામાંથી તમામ સંકોચ સરી ગયો અને સ્વતંત્રતાની લાગણીથી તેના મુખમાંથી સડસડાટ શબ્દો નીકળવા લાગ્યા.

આ શબ્દો ધ્યાનથી સાંભળતી સુભગા મોહન તરફ સાદી આંખોની કીકીઓથી નહિ પણ આત્માની અગોચર આંખે જોઈ રહી હતી.

'તમે ગામડિયા છો એવું મેં કદી માન્યું જ નહોતું...'જાણે પોતાના વિચારોને શબ્દોના ચોકઠામાં ગોઠવવા થોભતી હોય તેમ તે ધીમે ધીમે બોલતી હતી. 'તમારી રીતભાત સંસ્કારી છે. તમે સ્પષ્ટ ભાષા બોલી જાણો છો...'

'એમ તો મેં વાંચ્યું છે બહુ...'

અને તે જ વખતે જાણે બીજો અકસ્માત બન્યો હોય તેમ, સુભગાએ રસ્તાની સામી બાજુએ કોઈકને જોયું અને તુરત જ આંખો જમીન તરફ ઢાળી દઇ, ચાલવાની ગતી વધારી તે આગળ વધી. એ વખતે મોહને તેના વદન પરના ભાવોમાં આકસ્મિક થઈ ગયેલો પલટો જોયો. ક્ષણ પહેલાની તેની માર્દવતા એકાએક ખસી ગઈ હતી. અને એકાએક તેને સ્થાને કઠ્ઠાઈની છાપો છવાઈ ગઈ હતી.

મોહન એ પરિવર્તન જોઈને વિચારમાં પડી ગયો અને સુભગા જે દિશામાં જોઈ રહી તે તરફ તેણે જોયું તો ત્યાં તેણે છેલબટાવ જેવા એક યુવકને જોયો.

આ બનાવથી તેમની વચ્ચે શરૂ થયેલો વાર્તાલાપ એકાએક અટકી ગયો અને ફરીથી મોહનના દિલમાં ગભરાટની લાગણી ઝણુઝણી ગઈ. સુભગાની આગળ તે પોતાને તેનાથી ઉતરતા દરજ્જાનો હોય તેમ માનતો હતો. એ ભયની ધ્રુજારી પછી વાત કરવાની તેનામાં હિંમત રહી નહોતી.

સુભગા પણ રસ્તાની સામી બાજુએ ઊભેલા પેલા યુવકને જોતાં જ મોહનને છેક જ વિસરી ગઈ હતી અને પેલો છેલબટાઉ તેને બોલાવે છે કે કેમ તેના જ વિચારમાં ડૂબી તે ગઈ હતી.

'તમારી દરજ્જાની સ્ત્રીઓ સાથે વાતો કરવાની ટેવ મને નથી. કેમકે તેમની હાજરીમાં મને એક પ્રકારની અકથ્ય અકળામણ થતી લાગે છે.' મોહને સુભગાની પાછળ જલદી ચાલવાનો પ્રયાસ કરતાં કહ્યું : 'મારી એ અકળામણ હમણાં સહેજ ઘટી અને મેં વાત કરવાની હિંમત કરી તેટલામાં તો તમારા વર્તનમાં એકાએક પલટો થઈ ગયો, અને મેં માન્યુ કે હવે આપણી વચ્ચે હંમેશને સારું પડદો પડી ગયો.'

મોહનની વાત સાંભળીને તેનાથી રહેજ આગળ ચાલી ગયેલી સુભગા ઊભી રહી ગઈ, અને તે તેની નજીક આવી પહોંચ્યો તે વખતે તેણે સસ્મિત વદને તેની તરફ જોઈને કહ્યું : 'મોહન, તમે લાગણીવશ લાગો છો. અલબત, હમણાં મારા મનોભાવમાં એકાએક પલટો થઈ ગયો હતો, પરંતુ તે તમારા સંબંધમાં નહોતો.'

આ શબ્દો બોલતી વખતે સુભગાના મુખ પરની કઠોરતા પીગળી ગઈ હતી અને તેને સ્થાને તેની આંખોમાં કોમળ ભાવ તરવરતો દેખાતો હતો.

દેખીતી રીતે જ તે મોહનને પ્રોત્સાહન આપતી હોય તેમ બોલતી હતી. તેણે કહ્યું : મોહનલાલ, તમે મને જે વર્ગની સ્ત્રી માનો છો તેવા શ્રીમંત સમુદાયમાં હું જન્મી નથી; પરંતુ મારા પિતા મુંબઈના એક ધનાઢ્ય શેઠને ત્યાં ખાનગી કારભારી હોવાથી હું એ લોકોના વાતાવણમાં ઉછરી છું ખરી. તો પણ મારા દિલમાં શ્રીમંત સમુદાયને માટે જરા યે માન નથી. એનું કારણ એ છે કે, મારા પિતાને નોકરીને અંગે એ શ્રીમંતના જ બંગલાની સાથેના નાનકડા બંગલામાં રહેવું પડતું હતું; એટલે હું પેલા શેઠીઆના બાળકો સાથે જ ઉછરતી, તેમની સાથે જ રમતી, અને તેમની સાથે જ ભણવા જતી. તો પણ તેઓ બધાં જન્મ સાથે જ મળતી ગર્ભ શ્રીમંતાઈની ખુમારીને લીધે મને હંમેશાં તેમના કરતાં ઉતરતા દરજ્જાની, તેમના નોકરની છોકરી ગણતા અને તેમના માબાપને વગર નોકરીએ આવક ચાલી આવતી, ત્યારે મારા પિતા શિક્ષિત હોવા છતાં અમારા સહુના ભરણપોષણ માટે તેમને ત્યાં નોકરી કરતા દરજ્જાના માની મને ઉતારી પાડતા.

સુભગા આ વાતમાં એટલી મસ્ત બની ગઈ હતી કે મોહન તેનો અતિ નિકટનો મિત્ર હોય તેમ તે તેની સાથે ઘસાઈને ચાલતી હતી, તેનું યે એને ભાન રહ્યું નહોતું.

'મોહનલાલ ! ખરું પૂછાવો તો હું ઉપલા દરજ્જાની કે નીચલા વર્ગની છું જ નહિ. હું તો મને પોતાને માનવી સિવાયના બીજા કોઈ પણ વર્ગની માનતી નથી. હા, હું ચોક્કસ પ્રકારની સંસ્કારિતા-વાળા શિક્ષિત સમુદાયમાંની એક સ્ત્રી છું. પેલા શ્રીમંતને ત્યાં ઘણાં ઘણાં માણસો આવતાં. તેઓ જુદા જુદા સ્વભાવના અને વિવિધ ધંધા કે વિવિધ શોખ ધરાવનારા જણાતા. હું જરા રૂપાળી અને ચાલાક હોવાથી તેમજ શેઠનાં જ છોકરાં સાથે રમતી ભણતી હોવાથી તેઓ એમના કુટુંબની જ સમજીને શરૂઆતમાં મારી પ્રશંસા કરતાં, તેમ જ મારી તરફ વહાલ પણ બતાવતાં, પરંતુ તેટલામાં તો પેલો શ્રીમંત કે એની સ્ત્રી કે એના સ્વજનોમાંનું કોઈક બોલી ઊઠતું: 'એ સુભગા બિચારી અમારા મુનિમની છોકરી છે.' અને એ વાક્યમાં કંઈક ચમત્કાર છૂપાએલો હોય તેમ તુરત જ પેલા લોકો મારી સાથે બોલવાનું બંધ કરી દેતાં...'

આટલું બોલતાં બોલતાં પોતાના એ અપમાનથી અત્યારે પણ તેને લાગી આવ્યું હોય તેમ તેનો અવાજ ધીમો પડી ગયો અને અતિ ગાઢ પરિચયના મિત્ર સાથે હૈયાના ભાવ પ્રગટ કરતી હોય તેમ તે બોલવા લાગી.

સુભગાના આ માનસ પલટાને મોહન ધ્યાનપૂર્વક જોતો આવતો હતો.

મોહનની દૃષ્ટિ એકાએક રસ્તા પર પડેલી કેળાની છાલ તરફ ગઈ. સુભગાનો પગ બરાબર તેની ઉપર જ મૂકાયો હતો, એટલે રખેને તે સરકી જાય, એ ભયે મોહને જાતિભેદના ભાન સિવાય જ સુભગાને બચાવી લેવા માટે તેનો હાથ પકડી લીધો.

ભૂતકાળના પોતાના સ્મરણથી સુભગાની લાગણીઓ ઉશ્કેરાઈ હતી, અને તેથી મોહને પકડેલો તેનો હાથ ગરમ બની ગયો હતો.

મોહનને આકસ્મિક મળી ગયેલી એ તક ગમી ગઈ, અને પોતે સુભગાની વાત સાંભળવામાં કોણ જાણે કેવો ય ગુંથાઈ ગયો હોય કે જેથી તેનો હાથ પોતાના હાથમાં છે તેનું જ તેને વિસ્મરણ થઈ ગયું તે રીતે તે ચાલવા લાગ્યો.

પોતે લગભગ અજાણ્યા જેવા મોહનના હાથમાં પોતાનો હાથ પકડાયેલો જ રહેવા દઈને રસ્તા વચ્ચે ચાલી રહી છે તે વાતનું સુભગાને તો ખરેખર જ ભાન નહોતું. તે તો પોતાની જ કથા કહેવામાં મશગૂલ હતી :

'પછી તો જેમ જેમ હું મોટી થતી ગઈ, તેમ તેમ એ લોકો તરફનો ધિક્કાર મારા મનમાં વધતો જ ગયો અને સ્વતંત્ર રીતે લોકોને મારી યોગ્યતા તેમના કરતાં જરા યે ઉતરતી નથી એવું પૂરવાર કરી આપવાની વૃત્તિ મારામાં વધુ અને વધુ જોર પકડતી ગઈ. હું ત્યારે મેટ્રિકમાં હતી તેવામાં મુંબઈમાં ઈન્ફલુએન્ઝા ફાટી નીકળ્યો અને મારા માતાપિતા દસ દિવસને આંતરે એ રોગચાળાનાં બલિદાન બન્યાં. હજુ આપણા દેશમાં સ્ત્રીઓ શિક્ષિકા અને નર્સ સિવાય બીજા ધંધામાં પડતી નથી. એટલે મેં શરૂઆતમાં એક કન્યાશાળામાં શિક્ષિકા તરિકે કામ મેળવ્યું અને ત્યાંથી હું અત્યારે જે ઑફિસમાં કામ કરું છું તે ઑફિસમાં કારકુન તરીકે જોડાઈ. ધીમે ધીમે મને અહીં ઠીક ઠીક પગાર મળવા લાગ્યો, અને આજે તો હું તમારા પુરુષોની માફક મારા પગ પર સ્વાશ્રયથી સારી રીતે ઊભી રહી શકું છું. મને મારા ભરણપોષણ માટે કોઈ પુરુષના આધારની જરૂર નથી પડતી...

મોહન વચ્ચે બોલી ઊઠયો : મેં તમને પહેલ વહેલા જોયા ત્યારથી જ તમારા સ્વાધીન સ્વભાવની મારા મન પર છાપ પડી ચૂકી છે. તમારી ચાલ જ તે વાતનો પૂરાવો આપતી હતી.

પોતાની પ્રશંસા સાંભળીને સુભગાના વદન પર રતાશ તરી આવી અને જે વખતે ઘણાં સ્રીપુરુષો સ્વતંત્ર ખવાસની સ્રીઓની મશ્કરી કરે છે તેમજ છૂપી રીતે તેમની તરફ તિરસ્કાર બતાવે છે, તેવે વખતે મોહનને પોતાનાં વખાણ કરતાં જોઈ સુભગાને સંતોષ થયો અને તે માટે આભારની લાગણી વ્યક્ત કરતી હોય તેમ, તેણે મોહનના હાથને દાબ્યો અને નવીન ઉત્સાહથી તેણે પોતાની વાત આગળ ચલાવી.

'હવે તો હું મનુષ્ય તરીકે જીવવા માટે મારા હકની લડત લડતાં યે શીખી ગઈ છું, અને જે શ્રીમંતો પોતાના ધનમદને કારણે મને ઉતરતી ગણતા હતા, તેમનાથી હું કોઈ પણ રીતે ઉતરતી નથી; પણ જ્યારે એ પરોપજીવી લોકો પારકી મહેનતના નાણાં પર જંતુઓની માફક જીવન ગાળે છે ત્યારે હું મારો નિભાવ મારી શક્તિ અને શ્રમથી કરી શકું છું. એથી તેમના કરતાં માનવી તરીકે હું ચઢિયાતી છું એમ પણ માનું છું. ભર્યાં સંસારમાં યોગ્ય સ્થાન કરી લેવા માટે જીવન સંગ્રામમાં ઝૂઝવું તેમાં જે આનંદ સમાયેલો છે એનો મને જાતી અનુભવ થયો છે અને સ્વતંત્ર રીતે હું રહી શકું છું તે માટે હું મને ગૌરવશાળી માનું છું. કોઈ પણ પ્રકારના કામને હું હલકું ગણુતી નથી, પણ મને સોંપવામાં આવે તે કામ કરતાં મને ઉલટો આનંદ થાય છે. મોહનલાલ, જીવનમાં મેં એ પણ અનુભવ્યું છે કે જેઓ આપણુને હલકા માની આપણો તિરસ્કાર કરતાં હોય, તેઓ જ્યારે આપણુને દબાઈ ન જતાં તેમની જ રીતે તેમનો સામનો કરવાની સ્થિતિમાં જુએ છે ત્યારે તેઓ આપણુને નમતાં આવે છે. મનુષ્ય સ્વભાવની એ ખૂબી પણ હું સમજી શકી છું.

આ બધું બોલતી હતી ત્યાં સુધી સુભગા એક પ્રકારની ઉશ્કેરાટની લાગણી અનુભવી રહી હતી, અને એ ઉશ્કેરાટ તેને ટેકા

રૂપ બન્યો હતો; પણ વાત પૂરી થતાં તેની લાગણીઓ ઠંડી પડતી ગઈ. એટલે તેને સ્વતંત્ર સ્વભાન આવ્યું; અને ગમે તેવા સ્વતંત્ર હોવા છતાં કુદરતે તેનામાં સ્ત્રીનું જે તત્ત્વ મૂક્યું હતું તે ઉછળી આવતાં સ્ત્રી સહજ સંકોચ સાથે તે હસી ગઈ.

અને પછી તે જે બધું બોલી ગઈ હતી તેનો વિચાર થતાં તે બોલી ઊઠી: મોહનલાલ, આજે કોણ જાણે મને આ બધું શું થઈ આવ્યું! તમને જરા યે પિછાનતી નથી, માત્ર રસ્તે મળ્યા હોઈએ તેટલું જ બસ. છતાં મારા નિકટમાં નિકટ જનની સાથે જેવી રીતે આજે મેં તમારી સાથે ઘણી ઘણી વાતો કરી નાખી.'

'એ શુભ ચિહ્ન ગણાવું જોઈએ.'

એકાદ ક્ષણ સુભગા કશું જ બોલી નહિ. પછી તો તેણે ય કહ્યું: 'હા. એ શુભચિહ્ન જ માનવું જોઇએ.'

પરંતુ એ શબ્દો બોલી નાખ્યા પછી તુરત જ તે જે બોલી ગઈ હતી તેને માટે વિચારમાં પડી ગઈ. અને તે વખતે તેના વદન પરના ભાવો ય પલટાઈ ગયા.

સુભગા મોહનની સામે જોઈને હસી પડી. એ હાસ્ય મુક્ત હાસ્ય હતું અને તેનાં અત્યાર સુધીના હાસ્યમાં જે સંકોચ જણાતો હતો તે સંકોચ આ વખતે રહ્યો ન હતો.

તે વખતે તેઓ બન્ને ચાલતાં ચાલતાં સુભગાના મકાન આગળ જ આવી પહોંચ્યાં હતાં અને છૂટી પડતી વખતે તેણે મોહનને વંદન કર્યાં.

મોહન પણ જય જય કરીને તેનાથી છૂટો પડયો. પરંતુ થોડાંક ડગલાં ભર્યાં પછી તે સુભગાના મકાનને જોઈ લેવા માટે ઊભો રહ્યો.

## આમંત્રણ

## પ્રકરણ ૩ જું

ત્યાર પછી તો મોહનના મનમાં સુભગાને મળવાની તાલાવેલી જ લાગવી શરૂ થઈ ગઈ હતી. યૌવન, ઉત્સાહ, ચેતન અને શક્તિના છૂપા ઝરા સમી સુભગાની મૂર્તિ દૂરથી દેખાતી. હતી.

સુભગાએ તેની આગળ પોતાના જીવનની જે કથા વિના સંકોચે કહી બતાવી હતી. તે પછી મોહન પોતાને તેના વધુ પરિચયનો હકદાર માનતો થયો હતો. સુભગાનું આકર્ષણ તેને એની તરફ અગમ્ય રીતે ખેંચી જ રહ્યું હતું.

સુભગાની રીતભાત, એની સંસ્કારિતા, એનો વિનય, એની સ્વાધીનતાપ્રિય ખુમારી, એની વાત કરવાની કળા, એ બધું એક પછી એક મોહનને હૈયે જડાઈ ગયું હતું. કુંદનમાં જવાહીર જડાઈ જાય તેમ.

છતાં સુભગાના આત્માના ઉંડાણમાં ડૂબકી મારવી તે એના જેવા માટે અઘરું હતું એવું મોહનને લાગ્યા જ કરતું. તેના જેવા માટે

સુભગા એ નવા જ વર્ગની, નવી જ અને દુર્દમ્ય સ્ત્રી હતી. એના જેવી સ્ત્રીનો તેને જીવનમાં આ પહેલો જ અનુભવ હતો.

એ અનુભવે મોહનનામાં નવીન બળ જાગૃત કર્યું. તેની સાથે વાત કરવી એમાં નવીન જ પ્રકારનો આનંદ આવતો. એને તેથી ધીરે ધીરે તે વાર્તાલાપની કલામાં આગળ વધતો ગયો.

આ બધું છતાં મોહનને ઘણીયે વખત લાગતું હતું કે સુભગા તેના કરતાં જુદા જ વર્ગની છે, અને તેની અતિ નિકટ જઈ શકાય તેટલી તાકાત પોતાનામાં નથી.

વચ્ચે વચ્ચે વળી એના દિલમાં શંકાની લાગણીઓ પણ જન્મતી. તે દિવસે જ્યારે મોહન અને સુભગા રસ્તામાં સાથે સાથે ચાલી રહ્યા હતાં, ત્યારે એકાએક એક માણસને જોતાં જ સુભગાના વર્તનમાં અને વદન પરના ભાવોમાં જે પરિવર્તન થઇ ગયું હતું, તેનો વિચાર થતાં જ મોહનને વહેમ પડતો અને તે એકલો એકલો એમ પણ કહેતો કે : ‘ સુભગા કદાચ એ યુવાન તરફ મમતા ધરાવતી હશે. ’ અને તે વિચારે મોહન સુભગાની આગળ વિશેષ સંકોચ અનુભવતો.

અગાઉના પ્રસંગને એક અઠવાડિયુ થયું નહિ હોય તેટલામાં એક દિવસ સુભગા એકાએક જ મોહનને મળી ગઇ. તે વખતે તેણે મોહનને પોતાને ઘેર આવવાનું નોતરું આપ્યું.

મોહનને એ નિમંત્રણ સ્વીકારતાં આનંદ થયો. પરંતુ તેણે જ્યારે સુભગાની સ્વચ્છતા તેમજ સુઘડ વ્યવસ્થા જોઇ ત્યારે તો તે છક્કજ થઇ ગયો. એટલું જ નહિ પણ તેના મનમાં એમજ થઇ ગયું કે સુભગા પોતાના કરતાં એવી તો સંસ્કારી અને ઉચ્ચતર વર્ગની સ્ત્રી છે કે જેની બરોબરી તે કરી શકે તેમ છે જ નહિ. એના દિલમાં એક

પ્રકારની ન્હાનમના જે ભય અને ગભરાટ આજ સુધી હતાં તેમાં વધારો થયો.

તે સુભગાનું ફરનિચર, બારી પરના પડદા, દીવાલ પરની છબીઓ અને તેની ગોઠવણી પર જેમ જેમ દૃષ્ટિ ફેરવતો જતો હતો, તેમ તેમ તેના દિલમાં એવા જ ભાવ જન્મતા હતા કે સુભગા તો એ વર્ગમાંની સ્ત્રી છે કે જે શૂન્યમાંથી સૃષ્ટિ સરજી શકે અને જે રજકણમાંથી રત્ન બનાવી શકે.

મોહન તે વખતે મનમાં ને મનમાં ગામડામાંનાં પોતાના ઘરની સરખામણી કરતો હતો. એક બાજુએ ઢોર અને બીજી તરફ માણસો, છાણ મુતરની ઘરમાં આવતી નિરંતર બદબો, ગાદલાં, ખાટલા કે પાણીના વાસણો તમામ પર જણાતી અસ્વચ્છતા, ઘરનું રાચરચીલું સુઘડ રીતે ગોઠવવું જોઈએ એ વિચારનો જ અભાવ, હમેશાં ઢોર અને વાછરડાંની કાઠવેઠમાં રોકાતી અને બાળકો કે ઘરકામની ઓછી કાળજી કરતી ખેડુતાણીઓ. એ બધું મોહનની આંખ સમક્ષ તરવરવા લાગ્યું. અને તેની સાથે સાથે એના દિલની એ પણ ખાત્રી થઈ ગઈ કે સુભગા જે વર્ગની સ્ત્રી છે તે વર્ગ સિવાયના માણસોને માટે આટલી સ્વચ્છતા, આટલી સુઘડતા અને પ્રત્યેક નાના મોટા કાર્યમાં તરી આવતી આટલી સંસ્કારિતા બીજાઓને માટે અસાધ્ય જ છે.

'તમે આટલી બધી......' તે બોલવા ગયો પણ વધુ બોલી ન શક્યો.

મોહનને તે વખતે પોતાની મર્દાઈ ઓસરી જતી લાગી અને સુભગાની હાજરી જ મોહનને પોતાની લાઘવતાનું વધુ ને વધુ ભાન કરાવનારી છે, તેની ફરી ફરીને ખાત્રી થતી ગઈ. તે મનમાં ને મનમાં જ બોલી રહ્યો હતો: 'આવી બધી અકળામણ અહીં માત્ર મને જ થતી હશે કે બીજાઓને પણ તેમ થતું હશે ?'

'ના, ના, આ સ્ત્રીનો પ્રભાવ જ એવો છે કે તેમાં તમામ પુરુષો અંજાઈ જ જાય.' તેણે જ પોતાના પ્રશ્નનો પોતે જ જવાબ આપ્યો.

મોહનને આમ વિચારમાં ડૂબી ગયેલો જોઈને સુભગાએ કહ્યું: 'મોહનલાલ, કેમ કંઈ બહુ જ વિચારમાં પડી ગયા છો?'

'ના, ના, એવું કંઈ નથી.'

'કે તમને બીજા ઘણાંઓની માફક મારી સ્વતંત્રતા ખૂંચે છે? હું સ્ત્રી થઈને અને તેમાંય યુવાન સ્ત્રી થઈને આમ એકલી સ્વતંત્ર રીતે રહું, પુરુષોની માફક નોકરી કરી પૈસા મેળવી કોઈનાયે ઉપર આધાર ન રાખતાં તેમની રીતે જ મારું નિભાવી લઉં અને તમારા જેવા પુરુષ મિત્રને મિત્ર ભાવે મારે ત્યાં મળવા કે ચહા પીવા બોલાવું તે તમને અનુચિત તો નથી લાગતું ને?'

સુભગાના એ શબ્દોએ મોહનને પ્રોત્સાહન તેમજ પ્રેરણા આપ્યાં, તેની ભીરુતા ભાગી ગઈ, અને લાઘવતાના ભાનથી તે અત્યાર પહેલાં કંઈક દબાતો સંકોચ પામતો હતો તે સંકોચ સુભગાની પ્રશ્ન પરંપરાને લીધે સરકી ગયો.

તેણે કહ્યું: 'સુભગા બહેન, સાચુ પૂછો તો એક વખતે હું તમારા જેવી સ્ત્રીઓની ખૂબ જ ટીકાઓ કરતો હતો, અને લોકો ગામડામાંથી આવ્યા હોય, જેઓ પરણેલા હોય તેઓ એ વર્ગની સ્ત્રીઓમાં અંજાઈ તેમની પાછળ પાછળ એમના ભક્તોની માફક રખડે તેમને તો હું ખૂબ જ ધૂતકારી કાઢતો, અને તેમના એ કામને અવિચારી, અનીતિમાન તેમજ તેમની પરિણીત પત્નીઓને દગો દેનારું ગણતો.'

'એટલે શું અમો શિખેલી ભણેલી અને સ્ત્રી સ્વાતંત્ર્યના સક્રિય વિચારો કરનારી સ્ત્રીઓ સારી નથી હોતી?' સુભગાએ પૂછ્યું.

'કદાચ એમ હોઈ પણ...જોકે તમે તો ખરેખર...ઘણાં જ સારાં છો, છતાં યે...મને એટલું તો લાગ્યાં જ કરે છે કે અમે જે વર્ગમાંથી અને જેવાં ગામડાંમાંથી આવીએ છીએ તેવા માણસોને માટે તમારા વર્ગની સ્ત્રીઓ છેક જ અજાણી હોય છે અને તેથી...કદાચ પરિણામે...તેઓ અમારા હિતની નજરે જોતાં અમને નુકશાનકારક પણ બને છે.' મોહન પોતાના વિચારો સ્પષ્ટ રીતે કહી નાખતાં ડરતો હોય તેમ વચ્ચે વચ્ચે જરા અટકી અટકીને બોલતો હતો.

મોહનના છેલ્લા શબ્દો સાંભળતી વખતે સુભગાની આંખોમાં જે ભાવ રમી રહ્યા હતા તે આનંદ કે પ્રેમના ન હતા છતાં છેવટે તો તે ખડખડાટ હસી પડી, અને મોહનની ટીકાની પોતાના દિલ પર તલ માત્ર અસર થઈ ન હોય તેમ બોલી ઊઠી :

'પણ એ તો તમારા અગાઉના વિચારો. હમણાં તમે અમારા વર્ગની સ્ત્રીઓ માટે શું ધારો છો?'

'હમણાં?' મોહને સામો પ્રશ્ન પૂછ્યો, અને ગૂંચવણમાંથી નીકળી જવાનો માર્ગ શોધતો હોય તેમ બોલી ઊઠ્યો :

'હવે તો હું એવા વિચારો ધરાવતો નથી.'

તે જ્યારે એ શબ્દો બોલતો હતો, ત્યારે જાણે તેના હૈયાના ભાવોનો તાગ શોધતી હોય તે રીતે સુભગા બારીક નજરે એની તરફ જોતી હતી.

મોહને પોતાના હૈયાને વીંધતી અને ક્ષણભર ભય પમાડતી એ સ્ત્રી-શક્તિની વેધક દૃષ્ટિ પહેલ વહેલી જ જોઈ, ત્યારે તેને મહેશ સમા તપસ્વી, સંયમી અને સાધુ પુરુષ પણ ઉમા આગળ કેમ નમી પડતા હશે તેનો ખ્યાલ આવ્યો.

કવિઓ સ્ત્રી–શક્તિનાં નયનોમાં કામદેવના વાસાની કલ્પના કરે છે, સ્ત્રીઓની દૃષ્ટિમાંથી છૂટતાં પુષ્પધન્વનાં શરોની પણ કવિઓ કલ્પના કરે છે, એ કલ્પનાનો આજે મોહનને પ્રત્યક્ષ અનુભવ થયો: જ્યારે સુભગાનાં નયનશરો છૂટતાં તેણે નજરો નજર નીહાળ્યાં.

સ્ત્રી–શક્તિનો એક જ દૃષ્ટિપાત અને જગતભરની તમામ મરદાઈ ઓગળી જાય. તો જે મોહન સુભગા સમીપ પોતાની લાઘવતાના ભાન સાથે જ ઊભો હોય તેનું તે શું ગજું ?

સુભગાની વેધક દૃષ્ટિ જોતાં જ તે ફરીથી બોલ્યો : 'હું હવે તો એ જાતના વિચારો ધરાવતો નથી જ (!)...' છતાં મોહન બોલતાં બોલતાં અટકી ગયો.

'કેમ મોહનલાલ, તમે તમારો અભિપ્રાય પ્રકટ કરતાં આટલા ડરો છો શા માટે ?' સુભગાએ સસ્મિત વદને કહ્યું.

'હું જ્યારે જ્યારે તમારી સામે જોઉં છું ત્યારે ત્યારે તમારામાં ઊંડે ઊંડે રહેલી શક્તિઓના મને તેમાં દર્શન થાય છે. મને લાગે છે તમે દંતકથાઓમાં અને પુરાણોમાં વર્ણવાયલી એવી જાતની સ્ત્રી છો કે, તમે જે કંઈ કામ કરવાનું ધાર્યું તે પાર પાડ્યા વિના ન જ રહો...તે સિવાય તમને ચેન જ ન પડે.'

પોતાની પ્રશંસાના એ શબ્દો સાંભળતી વખતે સુભગાના નેત્રોમાંથી વિદ્યુતના તણખા ઝરતા હોય તેવું મોહનને લાગ્યું, પણ બીજી જ પળે એ ચમકારા અદૃશ્ય થઈ ગયા.

ક્ષણ પહેલાં જ્વાજલ્યમાન જણાતી અને મોહનને આંજી નાખતી એ અજબ સ્ત્રી બીજી જ ક્ષણે એક સામાન્ય સ્ત્રી બની

ગયેલી લાગી. તેણે બહુ જ સંયમપૂર્વક અને સાવધાનીથી નિશ્વાસ મૂક્યો, ના, તેનાથી અનિવાર્ય રીતે એ નિશ્વાસ મૂકાઈ ગયો, અને તેણે ખૂબ કાળજી રાખ્યા છતાં હૈયા પરનાં વસ્ત્રો ઊંચા થઈને નીચે બેસી ગયાં તે તો મોહન પણ જોઈ જ શક્યો.

મોહન તે વખતે પણ સુભગાના સંબંધનો પોતાનો અનુભવ વર્ણવી જ રહ્યો હતો : 'તમારામાં કંઈક એવી શક્તિ રહેલી છે કે જે તમારી નિકટ આવતાં માણસને અટકાવે છે. અને તેથી મને પણ તમારો ભય લાગે છે...તમારી બાજુમાં બેસીને નિરાંતે વાત કરવાની વૃત્તિ તો થઈ આવે છે, પરંતુ તમારામાં કંઈક એવું તત્ત્વ રહેલું છે કે જે મને તેમ કરતાં અટકાવે છે, અને મને સતત્ સાવધાન રહેવાની લાલ બત્તી મારી સામે ધર્યા જ કરે છે.'

'મોહનલાલ! હું સ્ત્રી છું, અને સ્ત્રી છું તેથી જ પુરુષો પર મને વિશ્વાસ બેસતો નથી છતાં કેટલીક વેળાએ લાગણીના પ્રવાહમાં ખેંચાઈ જઈને હું ગમે તેની આગળ ન કહેવાની વાતો કરી નાખું છું. પછી તો મનેય એવું લાગે છે કે એ શબ્દો વણબોલાયલા રહ્યા હોત તો કેવું સારું ?'

'કદાચ તેથી જ તમે આટલાં દુરદમ્ય, આટલાં કડક અને આટલાં તેજસ્વી લાગો છો. અત્યારના યુગમાં સ્ત્રીઓએ એવાં જ બનવાની જરૂર છે. તેઓ મૃદુ, ડરપોક અને ઢીલી રહે તે ગઈ કાલના પુરુષોને ભલે પરવડયું હોય, આજના પુરુષને તે પરવડવાનું નથી.'

જ્યારે મોહન એ શબ્દો બોલી રહ્યો હતો, ત્યારે સુભગા તેનાં નેત્રોની અંદરના ભાવો શોધતી હોય તેમ તેની તરફ એક ચિત્તે જોઈ રહી હતી.

'મોહનલાલ! માનવ જીવનમાં બીજી એવીય અમૂલ્ય વસ્તુઓ છે કે જે કઠોરતા અને બળ કરતાં વધુ કિંમતી તેમજ ઉપયોગી હોય છે, અને એ વસ્તુઓ મેળવવા માટે માનવીએ કઠોર મટી મૃદુ બનવું પડે છે, કડક મટી વિનીત બનવું પડે છે.' સુભગા એ શબ્દો બોલતી વખતે બહુ જ ધીમો અવાજ કાઢતી હતી. એટલી બધી તે લાગણીવશ બની ગઈ હતી. 'જો કે હું સ્વાશ્રયી છું, ઑફિસમાં મારી કાર્યશક્તિનાં સહુ કોઈ વખાણ કરે છે, મને તે માટે પૂરતો પગાર પણ મળે છે; પરંતુ મોહનલાલ! હવે હું સમજી શકી છું કે, એક સ્ત્રીને માટે એકલી સ્વતંત્રતા એ બસ નથી. એ જીવનની એક દિશાની ખામી ભલે પૂરતી હોય, પણ તેથી એના હૈયાના ભાવ અધૂરાજ રહે છે. અનુભવે હું સમજી શકી છું કે સ્ત્રી સ્ત્રી મટી જ્યારે પુરુષનું જ આંધળું અનુકરણ કરે છે ત્યારે તે એવે માર્ગે જાય છે કે જે એને જીવનમાં અટુલી અને એકાકીની બનાવી દે છે...'

મોહન વચ્ચે જ બોલી ઊઠ્યો: 'સુભગા બહેન, સ્ત્રીજાતીને આપણા દેશનાં પુરુષોએ અને સમાજે એટલી તો કચડી નાખી છે કે હવે તો તેણે પોતાની સ્વતંત્રતા સિદ્ધ કરવા કઠોરમાં કઠોર બનીને ય તૈયાર બનવું પડશે જ. દેશમાં જે નવયુગ લાવવાનો છે તે તમો સ્ત્રીઓના સહકાર તેમજ સાથ વિના કદી પણ આવી શકવાનો નથી. એ સહકાર કચડાયલી, દબાયલી, ગુલામ, નિરાધાર અને લાચાર સ્ત્રીનો ન હોવો જોઈએ. એવી સ્ત્રી તો કેવળ યંત્રોની માફક આજ્ઞા જ ઉઠાવી શકે. પણ સ્વાધીન માનસની, સ્વમાનને સમજતી સ્ત્રી જ નવસર્જનમાં પોતાનો યોગ્ય ફાળો આપી શકે. એ વાત જ હિંદના પુરુષો આજ સુધી ભૂલી ગયા હતા.'

સુભગા એકાએક બોલી ઊઠી:

'મોહનલાલ, મોહનલાલ! તમે આવું બધું ક્યાંથી શિખ્યા?'
'જ્યાંથી તમે શિખ્યાં ત્યાંથી.' મોહને હસીને કહ્યું.

'પણ મને તો શિક્ષણ તેમજ સંસ્કારની તક મળી હતી.'

'સુભગા બહેન, આ બધું જાણવા માટે તમારા કહેવાતા ઉજળા સંસ્કારોની જરૂર નથી પડતી. હું તો કહું છું કે એવા સંસ્કારોના ઉજળા મનાતા અંચળાઓ ચીરી નાખનારાઓ જ તે તો સમજી શકે તેમ છે.'

જુસ્સાથી એ શબ્દો બોલતાં મોહને સુભગા તરફ જોયું ત્યારે તેણે તેનામાં અનેરું પરિવર્તન જોયું. ઘડી પહેલાંની બરફ જેવી ઠંડી અને વજ્ર સમી કઠોર દેખાતી સુભગાની કીકીઓમાં નવીન ઊર્મિઓના તણખા સળગતા દેખાયા, એનો તંદ્રાધીન આત્મા જાગૃત થયો હોય તેમ ઘડી પહેલાંની સુભગા જ એ વખતે બદલાઈ ગયેલી લાગી.

'મોહનલાલ, મનુષ્ય એકલો રાષ્ટ્ર માટે કે સમાજ માટે જ નથી હોતો. તેને પોતાની યે કાળજી કરવાની હોય છે. તેમ સ્ત્રી રાષ્ટ્રના નવસર્જનમાં મદદગાર થાય તેમ ઈચ્છનારાઓએ એટલું જાણવું જોઈએ કે જે પહેલાં પોતાની જાતને મદદગાર થઈ શકે તે જ સમાજ કે રાષ્ટ્રને મદદગાર થઈ શકે. મોહનલાલ! આજે તો સુભગાની સારા કારકુન તરીકે કિમતે અંકાય છે. પણ જ્યારે જીવનની ભૂખ જાગે છે, અને તેની તૃપ્તિ માટે તે ઝંખે છે ત્યારે કારકુનીની લાયકાત કે સ્વતંત્ર રીતે રોટી રળી લેવાની મારી આવડત મને તેમાં જરા યે મદદ કરતાં નથી. ભોગ કરતાં ત્યાગમાં જેટલી મઝા છે તે તો અનુભવીઓ જ સમજી શકે. તેમ સ્ત્રી સ્વતંત્રતાની ગમે તેટલી વાતો કરે પરંતુ એનામાં જ્યારે જીવન મ્હાણવાની ભૂખ જાગે ત્યારે તે

સર્વસ્વ બીજાને ચરણે અર્પણ કરવામાં, બીજાને સંપૂર્ણ આધીન બનવામાં જ પોતાને કૃતકૃત્ય માને છે. કેમકે તેમાં જ જગતમાંના પરમ સુખની અવધી રહેલી છે.'

મોહન સુભગાના આ શબ્દોનો પૂરેપૂરો અર્થ સમજી શક્યો નહિ. છતાં તે સુભગાની સામે જોઈ જ રહ્યો હતો. જાણે એના મુખમાંથી વહી રહેલા શબ્દપ્રવાહોની ધારાઓ રસપૂર્વક પી રહ્યો હોય તેમ.

## પ્રકરણ ચોથું    સુભગાનું હાસ્ય

મોહનનો મિત્ર ચંદુલાલ ઘણો જ હસમુખો અને આનંદી સ્વભાવનો હતો. હંમેશાં એની હાજરીમાં આનંદ, ચેતન, ઉત્સાહ અને તોફાનનું જ વાતાવરણ જામેલું રહેતું.

ચંદુલાલ લેખક હતો, એક પત્રના તંત્રી મંડળમાં તે કામ કરતો હતો; ઉપરાંત કેટલાક નવજવાન લેખકોએ સ્થાપેલા મંડળનો પ્રમુખ પણ હતો, બીજી પણ કેટલીક જાહેર સંસ્થાઓ સાથે એક કે બીજે રૂપે તેનો સંબંધ જોડાયલો રહેતો.

એટલે રજાના દિવસે પણ ચંદુના ઘેર મિત્ર મંડળી જામેલી જ રહેતી. ચંદુ અને તેના મિત્રો એકઠા થાય અને અનેક વિષયો પર વિવિધરંગી ચર્ચાઓ ન નીકળે તે તો બને જ નહિ.

સિગારેટોના ધુમાડાનાં ગોટેગોટ સાથે ચર્ચાઓ ઉપડે, કોઈ ટેબલ પર હાથ પછાડે, કોઈ હવામાં હાથ ઉછાળે, કોઈ જમીન ઉપર પગ અફાળે, તો કોઈ રૂમમાં આંટા મારતાં મારતાં દલીલો ફેંકયે રાખે;

જ્યારે આવી ચર્ચાઓ ચાલુ થાય ત્યારે પાડોશીઓ તો બિચારા બારણાં જ બંધ કરી દે.

એ ચંદુ જ્યાં સુધી કુંવારો હતો ત્યાં સુધી તો આ બધાં તોફાન ને ધીંગાણાં ચાલુ રહેતાં, પરંતુ ગામડામાંથી આવેલા ચંદુએ શહેરમાં ઉછરેલી, કંઈક ઉપલા મધ્યમ વર્ગના કુટુંબની શિક્ષિત અરુણિકા સાથે જ્યારથી સ્નેહ લગ્ન કર્યાં ત્યારથી ચંદુ બગડી ગયો છે એવી ફરિયાદો તેના અનેક દોસ્તો કરતા હતા.

તે રાત્રે કેટલાંક યુવક યુવતીઓ તરફથી એક નાટક ભજવવાનું હતું. મોહન એ બધાઓમાં રસ લેતો હતો. એટલે તે નાટકમાં જવા માટે ઘેરથી વહેલો નીકળ્યો.

રસ્તામાં તેણે ચંદુને મળી લેવાનો અને બને તો એ નૂતન દંપતીને ય નાટકમાં સાથે લેવાનો વિચાર કર્યો, અને ચંદુનું મકાન માર્ગમાં જ હોવાથી તે ઉમંગથી દાદરનાં પગથિયાં ચઢવા લાગ્યો.

અરુણાને મોહન પણ પિછાનતો હતો. રાષ્ટ્રીય લડતમાં અરુણા કેસરીઆ સાડીની સભ્ય હતી. પરંતુ તે ઉપલા મધ્યમ વર્ગના શ્રીમંતની પુત્રી હોવાને લીધે મોહન તેની સાથે બહુ પિછાનમાં ઉતરતો નહિ.

ચંદુ સાથે તે જ્યારે જ્યારે અરુણાને ફરતી જોતો ત્યારે તે ચંદુને કહેતો 'દોસ્ત, આપણે તો નીચલા મધ્યમ વર્ગના અને વળી ગ્રામીણ છીએ, આપણાથી આવા ઉપલા વર્ગની શહેરી છોકરીઓ સાથે દોસ્તી ન જ રાખી શકાય, હું તો એને આપણા જ વર્ગ તરફનો દ્રોહ ગણું છું.'

પરંતુ હવે તો પોતે જ સુભગા તરફ ઢળતો જતો હતો એટલે

અત્યારે મોહનના મનમાં ચંદુના વર્ગીય દ્રોહનો વિચાર આવતો નહોતો. અને તેથી જ તેણે અરુણા તેમ જ ચંદુને નાટકમાં સાથે લઈ જવાનો વિચાર કર્યો હતો.

મોહન ચંદુના રૂમમાં ગયો ત્યારે અરુણા અને ચંદુ 'ડ્રાફ્ટ' રમી રહ્યાં હતાં.

અરુણા પોતાની કુકરીને કયી બાજુએ ચલાવવી તેનો વિચાર કરી રહી હતી. અને તે સ્થિતિમાં અરુણા કેવી મનોહર લાગે છે. એ જોવામાં ચંદુ ધ્યાનમગ્ન બની ગયો હતો.

મોહનના આગમને એ દંપતીના રસમાં ભંગ પાડ્યો. અચાનક, કહ્યા કારવ્યા વિના આવે સમયે મોહનને આવેલો જોઈને ચંદુ પણ દિલમાં તો ખૂબ જ કચવાયો; તેને હિંદીઓની આ જાતની વિવેક વિહીન રીતભાત માટે ચીડ ચઢી, અને અરુણાને મોહનના આગમનથી કેવું થશે તે જાણવા માટે જ જોતો હોય તેમ એક વખત તેની તરફ જોઈ લઈને ચંદુ મોહનને બારણામાં આવેલો જોઈને જ ઊભો થયો, અને ન છૂટકે તેને ખુરશી પર બેસવા કહ્યું.

પોતાને આ જાતનો લુખ્ખો આવકાર મળ્યો અને પોતે વધારાના બોજારૂપ બની ગયો છે એવું મોહનને ચંદુના વર્તનપરથી લાગ્યું એટલે તેણે ટૂંકામાં જ પતાવવા માટે કહ્યું.

'હું તો તમને નાટકમાં તેડી જવા માટે આવ્યો હતો.'

અરુણાની ઉપર મોહનના એ આમંત્રણની કેવી અસર થાય છે તે પહેલાં જાણી લેવા માગતા ચંદુએ અરુણા તરફ જોઈને તુરત જ કહી નાખ્યું. મોહન, માફ કર મારાથી નહિ અવાય. મારે ત્યાં હમણાં ધંધાને લગતા કામ સારું એક માણસ મળવા આવવાનો છે.'

ચંદુ આ બધું ઊભે ઊભે જ બોલી રહ્યો હતો. અને અરુણા 'ડ્રાફ્ટ'ના બોર્ડ તરફ જ જોઈ રહી મોહનની હાજરીથી કંટાળી ગઈ હોય તેમ ટેબલ પર હાથની આંગળીઓથી આમતેમ લીટા દોરવામાં ગૂંથાઈ ગઈ હતી.

મોહન પોતાની વણનોતર્યા પરોણા જેવી થયેલી સ્થિતિ સમજી ગયો, એટલે તુરત જ સાહેબજી કહીને છૂટો પડ્યો અને કેવળ ન છૂટકે, માત્ર બાહ્યવિધિની ખાતર યંત્રવત ચંદુ તેને બારણા સુધી વળાવી ગયો.

ચંદુની આ જાતની પલટાઈ ગયેલી રીતભાત મોહનને જરાયે ગમી નહિ, અને અરુણાની અકડાઈ તેમ જ અતડાઈથી તો તેને માઠું પણ લાગ્યું, તેમ છતાં અરુણાના આવ્યા પછી ચંદુના ઘરમાં સ્વચ્છતા, સુઘડતા અને સુવ્યવસ્થાનો જે ચમત્કાર થઈ ગયો હતો, તેની છાપ મોહનના દિલ પર છવાઈ ગયા વિના ન જ રહી.

મોહન ચાલતાં ચાલતાં સ્વયંપ્રેરણાથી જ ગાવા લાગ્યો.

'રજકણમાંથી રત્ન બનાવે,
રસિક ચતુર રમણી,
અહો, તું રસિક ચતુર રમણી,
અરે એ ? રસિક ચતુર રમણી......'

ગાયનની ધૂનમાં ને ધૂનમાં મોહન સુભગાના મકાન તરફ વળ્યો.

પગ રસ્તા પર ચાલી રહ્યા હતા, જીભ રસિક ચતુર રમણીનું પ્રશંસા ગીત લલકારી રહી હતી, ત્યારે તેના વિચાર ઝૂલે સુભગા ઝૂલી રહી હતી.

'ઉપલા વર્ગની શિક્ષિત સ્ત્રીઓના હાથમાં ખરેખર જાદુ જ વસે છે. અલાઉદીનના ફાનસની માફક એ રસિક ચતુરાઓની આંગળીનાં ટેરવાના સ્પર્શ માત્રે જ આખા ઘરના દીદાર ફરી જાય છે. ચંદુનું ઘર કેવું ઉકરડા જેવું હતું? પરંતુ અરુણાએ તેને કેટલું સુઘડ બનાવી મૂક્યું છે.

એકલા માણસનો તે કંઈ અવતાર છે? ન કોઈની સાથે દિલ ખોલીને વાત કરવાનું કે ન કોઈની સાથે દિલ બહેલાવવાનું. ચંચળ છે પણ તે તો ગામડાંની ગમાર! એ ગાયો ભેંસો સારી રીતે દોહી જાણે, બળદને ઘાસ નીરી જાણે, પાણી ભરી જાણે, દળી–રાંધી જાણે વલોણું વલોવે, કપડાં ધૂવે, કચરા પૂંજા કાઢે, પણ સુભગાની માફક પ્રત્યેક વિષય પર મનને આરામ આપે એવી વાત તે ન કરી જાણે, શહેરની શિક્ષિત સુભગાની માફક મુંબઈના ઘરની સુઘડ વ્યવસ્થા કરી ન જાણે, એ ગામડિયા રોંચાને તો પૂરાં કપડાં યે પહેરતાં આવડે નહિ. એના જેવીને સાથે લઈને તારા જેવાથી મુંબઈના રાજમાર્ગ પર ફરી શકાય કે કોઈ મિત્રને ત્યાં જઈ શકાય ખરું કે? પણ સુભગા......?

સુભગાના સ્મરણે સ્મરણે મોહનનું રોમેરોમ થનથની ઊઠતું. તે કલ્પના સૃષ્ટિમાં સુભગાની પ્રત્યેક લાક્ષણિક છટાઓનાં દર્શન કરતો. એનો કેશકલાપ, એની સાડી પહેરવાની છટા, એની પીનની ગોઠવણ, એના હાથમાંની 'બેગ' અને તેની અભિનય યુક્ત લાવણ્યમયી ચાલ.

સુભગા સાથે જેમ જેમ તેનો પરિચય વધતો જતો હતો તેમ તેમ મોહનની આંખ આગળ જુદી જ દુનિયા રચાતી હતી, અને તેમાં તે પોતાનો થઈ રહેલો પલ્ટો પણ જોઈ શકતો.

સુભગાને મળ્યો તે પહેલાં તે સ્ત્રીત્વના કુમાશદાર આત્માને પિછાની શકતો ન હતો. તે ખરી રીતે જડ, લાગણી વિહોણો ન હતો; જુદાં જુદાં માનવ હૃદયોની પણ તેને કશી સમજણ ન હતી. પરંતુ સુભગા સાથેની મૈત્રીએ તેનામાં એ દૃષ્ટિ અને એ પરિક્ષણશક્તિ જાગૃત કરી.

એ વિચારોની તંદ્રામાં મોહન છેક સુભગાના મકાન સુધી ક્યારે આવી પહોંચ્યો તેનું યે તેને ભાન રહ્યું નહિ.

તેણે વીજળીનું બટન દાબ્યું, અને ઘંટડીનો અવાજ સાંભળતાં જ કોણ છે? ઊભા રહો! ઉઘાડું છું! કહેતી સુભગા દરવાજો ઉઘાડવા આવી.

તે વખતે એ પોતાનો કેશકલાપ ગોઠવી રહી હતી, તેના એક હાથમાં લાંબા વાળની લટો હતી, માથું છેક જ ખુલ્લું, ખભા પર લટકતી સાડી. એ સ્થિતિમાં તેણે બારણા વચ્ચે મોહનને ઊભેલો જોયો અને સ્ત્રી–સુલભ લજ્જાથી તેના વદન પર શરમના શેરડા પડી ગયા. તે એકદમ બીજા ખંડમાં ચાલી ગઈ.

અંદરથી જ તેણે કહ્યું : ' મોહનલાલ ' મેં નહોતું ધાર્યું કે તમે હશો? આજ કંઈ ઓચિંતા, અત્યારે?.........મને તો ખૂબ જ શરમ લાગી......

પોતાની હાજરીથી સુભગા જેવી શિક્ષિત અને સુધરેલી સ્ત્રી પણ શરમાઈ જાય, એ જ્ઞાનથી જ મોહનના દિલમાં આનંદની સનસનાટી ફેલાઈ ગઈ.

' ઓહો ત્યારે તો આજે મને નવો જ પાઠ શિખવાનો મળ્યો. ' મોહને આગલા ખંડમાં બેઠે બેઠે જ કહ્યું.

'એટલે ?'

'એટલે એ જ કે સમકાલિન યુગની નવીન સ્ત્રીઓ સ્ત્રીસુલભ લજ્જાળુતાને નારી જાતની નબળાઇ માને છે, એ નબળાઈ પુરુષોએ વ્યવસ્થિત રીતે તેમનામાં દાખલ કરી છે એવું તેઓ ખાત્રીપૂર્વક ધારે છે, અને તેથી કોઇ પણ જાતની લજ્જાળુતા રાખવાની તે ના પાડે છે. સુભગા! કોણ જાણે કેમ પણ તમારી સાથેના પરિચય પછી મને હાલનાં યુવક યુવતીઓ વચ્ચેનાં તોફાનો અને સ્ત્રી જાતિમાં પુરુષ બનવાના જાગેલા કોડ તરફ સુગ ચઢે છે.'

એટલામાં સુભગા અંબોડો બાંધીને આગલા ખંડમાં આવી તેણે હસતાં હસતાં કહ્યું : 'મોહનલાલ, તમેય તે સમાજવાદી છો ને?'

'હા, હા, તુરત તો સમાજવાદી જ. બાકી હું તો સોએ સો ટકા સામ્યવાદી બનવામાં મગરૂરી લઉં છું.'

'અને તમે અત્યારે સ્ત્રીઓમાંથી જે લાવણ્યતા, મૃદુતા તેમજ સ્ત્રીત્વ ચાલ્યા જવા સામે વિરોધ કરો છો, તે બધું ખરી રીતે તો તમારા જેવા વિચારવાળાઓનું જ સર્જન છે ને? તમે માનવીઓના જીવનમાંથી અતિ સુંદર તત્ત્વોનો જ સંહારક કરવા માગો છો જે તત્ત્વો સદીઓનું પુરુષોના જીવનના સારતત્ત્વનું સ્થાન ભોગવતાં આવ્યાં છે તેની જ તમો ઉદ્દામ વિચારના નવજવાનો જડ ઉખેડવા બેઠા છો. જેમ તમે ધર્મનો નાશ કરવા માગો છો તેમ પ્રેમ અને સૌંદર્યનો પણ તમારે તો નાશ કરવો છે.'

આ નવજવાન શિક્ષિત અને સુધારાવાદી યુવતીના મુખમાંથી સડસડાટ આ શબ્દઘોષ વહી રહ્યો હતો, તે વખતે મોહન તો બોલનારીમાં જ મુગ્ધ બની ગયો હતો તે એની સામે એક ચિત્તે જોઇ જ રહ્યો.

સુભગા હજીએ બોલ્યે જ જતી હતી : ' અલબત્ત સ્ત્રી પુરુષની દાસી, રસોયણ, ગુલામડી કે તેના ભાવી બાળકો સર્જનાર યંત્ર બની રહે તેવું હું ઇચ્છતી નથી. હું માગું છું કે સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વનો સ્વીકાર થાય, તેનો સામાજિક દરજ્જો વધે, તેની આર્થિક પરાધીનતા તૂટે એ બધું ખરું. પણ સાથે સાથે હું એ પણ ઇચ્છું, અતિ આગ્રહ-પૂર્વક ઇચ્છું છું, કે સ્ત્રી તે સ્ત્રી જ રહે, ને સ્ત્રી મટીને પુરુષ બનવાની હરિફાઈ ન કરે. પણ તમે બધા આજકાલના સમાજવાદી અને સામ્ય-વાદી નવજવાનો તો તમારી જરૂર પૂરતી સ્ત્રીને સ્ત્રી રાખી બાકી બધી જ રીતે તેને પુરુષ બનાવવા માગો છો. જીવનનું સૌંદર્ય જીવનના રંગ તમે ખેંચી લેશો, પછી શુષ્ક જીવનમાં રહેશે શું ? અને ત્યારે સ્ત્રી એનું સ્ત્રીત્વ છોડી પુરુષ બનશે ત્યારે તો તમે પુરુષો થોડા જ વખતમાં એનાથી કંટાળી જશો, અને સ્ત્રીત્વથી છલકાતી સ્ત્રીઓ શોધવા ફરીથી ફાંફાં મારશો, જેમ આજની યુરોપની સ્ત્રીઓ અતિ મુલાયમ સ્ત્રી જાતીનું નાટકિય સન્માન કરવા માટે અતિગણો વિવેક બતાવવતા ઢીલા વીલા પુરુષોથી કંટાળી બરછટ તેમજ વીરયુવાન એવા જૂનવાણી યુગના જેવા મર્દોને શોધવા તલસે છે તેમ...'

મોહનના હૈયે સુભગાના આ શબ્દોમાંના કેટલાક તો બાણુ જેવા જ વાગતા હતા, તે નવમતવાદી હતો, વિચારે તે સુભગા સાથે ઘણી બાબતમાં મળતો ન થાય એમ હતું છતાં સુભગાની દલીલ તેની પર અસર કરતી જતી હતી.

સુભગા આજે તો ખરેખર ખીલીજ હતી. તે કહી રહી હતી : 'સ્ત્રીની કોમળતા સાહજિક, શરમાળતા લાવણ્યમયતા એ બધાની સાથે પ્રેમનો પણ વિનાશ કરતા જાઓ છો, તે ભલે આજે તમને પ્રાગ-તિકવાદની ધૂનમાં ન સમજાતું હોય પણ યાદ રાખજો કે તમારા આજના કાર્યો માટે ભાવી પુરુષો તમને ધિક્કારશે અને નિંદશે, કેમકે,

જગતમાં જો પ્રેમ નથી તો બીજું કંઈ જ નથી. પ્રેમથી વધુ સુંદર-તમ ઉચ્ચતમ બીજું કશું જ નથી. અને જ્યારે બે આત્માઓ હૃદય અને પ્રાણથી એક બને છે ત્યારે તો પ્રેમ સાચે જ દીવ્ય બને છે. એ પ્રેમને જ લીધે અભિન્ન બનેલા પ્રેમીઓ પરસ્પરને એકમેકનું સર્વસ્વ આપી દે છે, અને એકબીજાની ખાતર એ સર્વસ્વનું બલિદાન આપવાનો અવસર ઊભો થાય ત્યારે સહેજ પણ ભય, સ્વાર્થ કે સંકોચ રાખ્યા સિવાય તેઓ તેને માટે પણ હસતે મુખે તૈયાર જ રહે છે. પ્રેમ જ માનવીને પશુ બનતો અટકાવી માનવતાની સર્વોચ્ચ ભૂમિકાએ લઈ જાય છે. એ પ્રેમનો તમે વિનાશ કરશો તો પછી માનવી અને પશુમાં ફેર શું રહેશે ?'

સુભગા અતિ લાગણીવશ થઈને આ બધુ બોલી રહી હતી, તેમ છતાં તે વખતે એની આંખોમાં વીજળીઓ કુદકી લઈ રહી હતી.

મોહને સુભગાના બોલી રહ્યા પછી થોડીક વિપળ શાંત રહ્યા બાદ ઠંડી રીતે કહ્યું : 'સુભગા ! આ બધી વાતો ગયા યુગના માનવીઓ માટે ઠીક હશે કે પછી સદાય કલ્પના–તરંગોમાં વિહાર કરતા કવિઓને માટે અનુકૂળ હશે, પણ આજના દુન્યવી મનુષ્યને માટે તે બધું નકામું છે. એ બધાં ગયા યુગનાં વિચારો, ગયા યુગનાં વસ્ત્રોની માફક આજના માણસને માટે નિરુપયોગી છે, કેમકે તે એને બંધ બેસતા નથી.'

'ત્યારે તમે બધાં શું કરવા માગો છો ?'

'અમે અમારે માટે જોઈતાં કપડાં જાતે તૈયાર કરી લઈશું.'

'શામાંથી ?'

'થોડી ઘણી ચીજો જૂની હશે અને તે ટકાઉ હશે તો જરૂર તે ઉપયોગમાં લઈ શકાશે.' મોહને હસતાં હસતાં કહ્યું : 'પણ બાકીનું

બધું તો અમારે-આપણે નવું જ બનાવી લેવું પડશે.' અને પછીના શબ્દો બોલતાં જાણે સંકોચ અનુભવતો હોય તેમ તેણે બાજુની 'ટ્રીપોય' પરના પુષ્પ-ગુચ્છની પાંદડીને રમાડતાં રમાડતાં કંઈક ગંભીર ભાવે અને પહેલાંની કરતાં જરા ધીરા અવાજે કહ્યું: 'પરંતુ જેને તમે દીવ્ય પ્રેમ અને ઉચ્ચતર પ્રેમ કહે છો...તેનો અનુભવ મને નથી.'

તે વખતે સુભગાએ મોહનના મુખ પરના ભાવ લક્ષપૂર્વક નિહાળ્યા, અને પછી મોટા અરીસા સામે ઊભા રહી માથા પરની સાડી ઠીક કરતાં કરતાં તેણે પૂછ્યું: 'મોહનલાલ તમે પ-ર-ણે-લા છો...?'

'હા. હું પરણેલો છું. મારી સ્ત્રી ગામડીઅણ છે.' સુભગા એનો જવાબ જ ખાઈ ગઈ પણ જાણે મૂળના જ વિચારોમાં તે ગૂંથાઇ ગઈ હોય તેમ ફરીથી તેણે કહ્યું: 'જગતમાં સ્ત્રી જાતી માટે બે જ બાબતો મહત્ત્વની છે: પ્રેમ અને કુટુંબ અને તમે બધા ગમે તેમ કરશો તોપણ પ્રલયકાળ સુધી સ્ત્રીને માટે એ બે જ બાબતો મહત્ત્વની રહેશે.'

મોહન તે વખતે સૌંદર્યમય સુભગા તરફ જોઈ રહ્યો હતો. તેના મનમાં એના જ વિચારો ઘોળાઈ રહ્યા હતા. આ તેજસ્વી, સભ્ય અને અપ્રાપ્ત જણાતી સુભગા પણ શું પ્રેમની આટલી પૂજક છે? એની સાથે બોલતાં ડર લાગે છે. તેથી વધુ ડર તેની નીકટ જતાં લાગે છે છતાં તે પણ પ્રેમનું નામ આપતાં કમળ પ્રદળ જેટલી મુલાયમ અને દરેક સ્ત્રી જેટલી જ નરમ બની જાય છે?

સુભગાએ મોહનને વિચારમાં પડી ગયેલો જોઈને કહ્યું: 'મોહનલાલ સાચું પૂછો તો અત્યારના યુવકો એવા પ્રેમને ઝીલવા કે સમજવા માટે જ સમર્થ નથી, અને સ્ત્રીઓએ તો જેમ સર્વસ્વ

ગુમાવ્યું છે તેમ પ્રેમની ભાવના પણ ગુમાવી છે. પણ તમે નવી દુનિયા સર્જવા માગનારાઓ ભૂતકાળ તરફ આટલો તીરસ્કાર શા માટે બતાવો છો ?'

'ભૂતકાળની ગુલામીએ આપણને પાડ્યા છે માટે...'

'આમ કહો છો કેમકે તમને તે બાબતનો કશો જ અનુભવ નથી મોહનલાલ! તમે પ્રેમ કોને કહે છે તે જાણતા નથી...' સુભગા એકદમ અટકી ગઈ. જાણે નહિ બોલવા જેવા શબ્દો બોલાઈ જવાથી શરમાઈ ગઈ હોય તેમ તેણે બારી તરફ મોઢું ફેરવી લીધું. પણ તે વખતે એની આંખોમાં નવી ચમક જણાવા લાગી અને એના હૈયામાં નવી લાગણીઓ થનથનવા લાગી.

નિશ્વાસ મૂકી તે મૂળ વાતને જ કાપી નાંખતાં બોલીઃ 'ચાલો ત્યારે.' અને તે અંદરના ખંડમાં બત્તી બુઝવવા ગઈ.

તે વખતે જ મોહને ઊભા થઇને તેની પાછળ જઈ એના ખભા ઉપર લટકી રહેલા દોરાને ઉચકી લેવા હાથ લાંબો કર્યો.

મોહનના એ લંબાયલા હાથને જોતાં જ સુભગા ચમકી અને તે એની સામે ફરી પણ ત્યાં તો મોહનના હાથમાં લટકતો દોરો જોઈ તે હસી પડી.

## પ્રકરણ ૫ મુ  અંધકારના પર્દા પાછળ

**મો**હન સુભગાની સાથે નાટકશાળામાં ગયો ત્યારે એના મિત્રમંડળની આંખો તેની તરફ સ્વાભાવિક રીતે જ ખેંચાઈ.

જે મોહન આજસુધીમાં જે ગુના [!] માટે અનેક મિત્રોની કડક ટીકા કરી ચૂક્યો હતો તે જ મોહન જાતે જ એ ગુનો કરનાર અપરાધી બને ત્યારે પછી તેના મિત્રો એની ટીકા કેમ ન કરે ?

મોહનના જે મિત્રો આજે નાટક ભજવવાના હતા. તેમાંનો મોટો ભાગ સમાજવાદી વિચારણા ધરાવનારાઓમાંનો હતો : બીજા સામ્યવાદી વિચારો ધરાવતા હતા. તેમને આ ઉપલા વર્ગની શહેરી ટાપટીપમાં રાચતી સ્ત્રી સાથે મોહન દોસ્તી રાખે તે પોતાના વર્ગના હિતનો દ્રોહ કર્યા જેવુ જ લાગ્યું.

એમના એ મનોભાવ જો કે હજુ અપ્રકટ જ હતા, છતાં તેમની આંખોના ભાવમાં તે છૂપા છતાં પ્રકટ થઈ જતા હતા. મોહન એ વાંચી શક્યો અને ક્ષણભર તો તે એટલો બધો ગભરાટમાં પડ્યો કે તેનું હૃદય જ ચાલતું અટકી જશે કે શું એવું જ તેને લાગ્યું.

છતાં પોતાનો તે ભય પોતાના દિલમાં જ દાબી રાખીને મોહને સુભગાને આગળ પડતી જગાએ બેસાડી પોતે જ્યાં રંગભૂમિમાં ભાગ ભજવનારાઓ તૈયારી કરી રહ્યા હતા તે તરફ ગયો.

મોહનને પ્રતિપળે એક વાત ખટક્યાં કરતી હતી. મારા મિત્ર-મંડળમાં સુભગા પરાયા જેવી લાગે છે! અને તેથી ભવિષ્યમાં તે પોતાના મંતવ્યના પ્રચાર કાર્યમાં આડખિલી રૂપ બનશે તો! એવો ભય પણ તેને લાગ્યાં કરતો હતો.

નાટકના વિશ્રાંતિ સમયે મોહનને એક નાનકડું ભાષણ કરવાનું હતું અને સુભગા માટેની તેના મનમાં જાગેલી ખટક છતાં પોતાનું ભાષણ સાંભળવાની સુભગાને તક મળશે. તેથી તે મનમાં એ ભાષણ ભપકાદાર બને તે માટે કાળજી પણ રાખતો હતો.

મોહન અને તેનાં મિત્રો સત્યાગ્રહની લડતમાં ભાગ લઈ ચૂક્યાં હતાં. તેમનામાંથી કેટલાકોએ લાઠીમારનો સ્વાદ ચાખ્યો હતો અને ઘણાંખરાં જેલ મહેલની યાત્રા પણ કરી આવ્યાં હતાં. એ જેલ જીવનમાંથી જ તેમને પાછળથી સમાજવાદી વિચારોનો પરિચય થયો, અને પછી તો ધીમે ધીમે તેઓ બધાં પોતાને સમાજવાદી કહેવડાવા લાગ્યાં. છતાં તેઓમાંના કેટલાકનો સમાજવાદ તો અધકચરો અને વિચારોના શંભુ મેળા જેવો હતો.

નાટકનો એક અંક પૂરો થયો અને રંગભૂમિ પર નાનકડી સભાની ગોઠવણ કરવામાં આવી.

મોહને પોતાનાં મિત્રોની વતિથી ભાષણનો આરંભ કર્યો.

તેણે સત્યાગ્રહ સંગ્રામનું વર્ણન કર્યું .હિંદના નવજવાનોએ તેમ જ કેસરિયા સાડીધારી વીરાંગનાઓ શી નવયુવતીઓએ તે વખતે બતાવેલી

હિંમત, પોલીસની લાઠીના ઝીલેલા ઘા અને જેલ જીવનની સહન કરેલી યાતનાઓનો ઉલ્લેખ કરીને તેણે કહ્યું : ' હવે એ બધો ભૂતકાળનો ઇતિહાસ બની ગયો છે. હવે આપણે એનું પૂનરાવર્તન કરવાનું નથી પરંતુ હવે તો આપણે સમાજવાદી વિચારશ્રેણી પ્રમાણે હિંદની કાયા પલટ કરી, નવજીવનની અને નવીન સંસ્કૃતિની રચનામાં લાગી જવાનું છે.'

તેને માટે કેવી રીતે કામ કરવું તેની રૂપરેખા દોરી બતાવતાં મોહને કહ્યું : ' આપણા એ ધ્યેયની સિદ્ધિ અર્થે સહુથી પહેલાં તો આપણે આપણા ઉપર જ વિજય મેળવવો જોઈએ. આપણે સમાજ વાદીઓ માત્ર વાતોડીઆ જ છીએ અને પરદેશીઓના વિચારોનો એંઠવાડ જ સંગ્રહનારા છીએ, એવો આપણા ઉપર આક્ષેપ થાય છે......મિત્રો ! એ આક્ષેપ છેક જ ખોટો પણ નથી. આપણામાંના ઘણાં ખરાં તે આક્ષેપને સાચો ઠરાવીએ છીએ......'

આ વખતે શ્રોતા મંડળમાં વિરોધનો કંઇક ગણગણાટ શરૂ થયો, છતાં મોહને તે ગણગણાટ સાંભળ્યો નહિ, એટલે તેણે તો પોતાનું ભાષણ ચાલુ જ રાખ્યું.

' આપણામાં કામ કરવાની શક્તિ છે, આપણે એ શક્તિનો બેવડો ઉપયોગ કરવાનો છે. વિદેશીઓ પાસેથી રાજકિય સ્વતંત્રતા જીતવાનો અને સ્વદેશના સ્થાપિત હિતવાળાઓની સામે થઇને સામુદાયિક માલિકી હક્કવાળી નવી જ સમાજ વ્યવસ્થા રચવાની છે...'

એ વખતે વળી શ્રોતા મંડળના મુખ પર આનંદ અને સંતોષના ભાવ જણાવા લાગ્યા.

' પરંતુ મોહને પોતાના ભાષણને આગળ ચલાવતાં કહ્યું : ' પરંતુ આપણે અત્યાર સુધી બધું જ કામ બાદશાહીની રીતે કરી

રહ્યા છીએ. તેને બદલે હવે આપણે સરવાળાની રીતે કામ કરવું પડશે. આપણે સમાજવાદી છીએ. એમ કહીને ફુલાઈએ છીએ અને આપણા વિચારો સાથે મળતા નહિ થનારાઓને મૂડીવાદીઓના મિત્રો તેમ જ મવાળ માનસના માણસો કહીને તેમની આકરી ટીકા કરીએ છીએ, પરંતુ આપણે પોતે પણ આપણા વર્તનમાં ગોઝારા વ્યક્તિ-વાદના જ ચેલાઓના જેટલા જ અંધપૂજક બની રહ્યા છીએ. આપણે 'મારું' અને 'તારું' એ જ ધોરણે હજી વિચાર કરી રહ્યા છીએ. એ હવે નહિ ચાલે. આપણે સહુથી પહેલા આપણો માનસપલટો કરવો જોઈશે, અને આપણી કેટલીએ જૂની ટેવોના અને જૂની વિચારણાઓના ભરાઈ રહેલાં જાળાંઓનો વિનાશ કરવા તત્પર બનવું પડશે......'

નાટકશાળાની આગલી હરોલમાં બે ચાર કટ્ટર સામ્યવાદીઓ બેઠા હતા. તેમણે શરૂઆતમાં તો મોહનના ભાષણમાં પ્રકટ થતા અવૈજ્ઞાનિક વિચારો સામે અંદર અંદર ગણગણાટ શરૂ કર્યો, તે પછી વચ્ચે વચ્ચે તેઓ જરાતરા વિરોધી સૂરો કાઢવા લાગ્યા. અને એ રીતે મોહનની વિચાર ધારાઓમાં વિક્ષેપ નાખવા માંડ્યા. અને પાછળથી તો તેમણે ચિઠ્ઠીઓ લખી લખીને રંગભૂમિ પર મોકલવા માંડી.

છતાં મોહને ધીરજ અને સ્વાસ્થ્ય સાચવી રાખીને બોલવાનું ચાલુ જ રાખ્યું.

'આજનું આ નાટક તે અમારા સામુદાયિક કાર્યના નમૂનો છે. અમે બધાઓએ સામુદાયિક ભાવનાથી નાટકની તૈયારી કરી છે અને તે જ ધોરણે અમે આ રંગભૂમિ તૈયાર કરવામાં શારીરિક મહેનત પણ કરી છે. આમ સામુદાયિક માલિકી હક્ક માટે સામુદાયિક ધોરણે કામ કરવાનો અમે આ રીતે આરંભ કર્યો છે. અલબત હજુ તો અમારું આ પ્રથમ જ ડગલું છે, અને અમે માત્ર એક ડગલું બસ

થાય કહીને ખોટો સંતોષ અનુભવી નિષ્ક્રિય બનવામાં સંતોષ માનનારા નથી.

'મિત્રો, અમારું આ સામુદાયિક કામ તે પેટનો ખાડો પૂરવા માટે કમાણી કરવાનો અખતરો નથી, પણ આ તો જૂનવાણીની પૂનર્રચના અને નવાં મૂલ્યાંકનની રચનાનો આ અખતરો છે.'

મોહને પોતાના આ ભાષણમાં સમાજવાદી મંડળોમાં વપરાતી મોટી મોટી અને ખાસ વિદેશથી જ સીધી આયાત કરેલી વાક્ય રચનાનો આશરો લીધો ન હતો. તે હમેશાં વિચારોની ય પરાધીનતામાં માનતો નહોતો, અને સ્થળ, કાળ અને ભૌગોલિક પરિસ્થિતિના સીમાડાઓની ગણતરી કરતો હતો. તે આંખો મીંચીને હિંદમાં રશિયાના વિચારોના વાધાઓ વાપરવા તૈયાર ન હતો, એથી એના ભાષણથી શ્રોતાઓની લાગણીમાં ઉછાળા આવી શકે કે શબ્દોના સાથિયાથી તેમના દિલને સનસનાટીનો સંતોષ મળી શકે તેવું કશું નહોતું, માત્ર વિના સમજે વાણીનો વ્યય કરી ગમે તેવા શબ્દો વેરી નાખવા એ મોહનની ટેવ નહોતી, તે તો વસ્તુ સ્થિતિ સાથે વફાદાર રહીને હમેશાં વ્યવહારૂ નજરે સંયમશીલ વાણી ઉચ્ચારતો.

આવાં ભાષણો પછી શ્રોતાઓ વક્તાને પૂછવા હોય તે પ્રશ્નો પૂછે અને વક્તા તેનો યથામતિ યથાશક્તિ જવાબ આપે એવી પ્રથા સમાજવાદી મંડળે દાખલ કરી હતી. તે પ્રમાણે સવાલ જવાબો થઈ રહ્યા અને પુનઃનાટકનો આરંભ થયો, તે વખતે મોહન આવીને સુભગાની બાજુમાં બેઠો.

સુભગાને મોહનના ભાષણથી સંતોષ થયો હતો. તે જેને ગામડિયો માનતી તે પણ આટલું વ્યાપક જ્ઞાન ધરાવી શકે, તે જોઇને એને આનંદ પણ થયો હતો.

મોહન આવીને તેની પાસે બેઠો ત્યારે તેણે પોતાનો એ સંતોષ અને આનંદ વ્યક્ત કરતાં કહ્યું: 'તમે તો થોડાક અર્થવાહી શબ્દોમાં ઘણું કહી નાખ્યું.'

જવાબમાં મોહન માત્ર મીઠું હાસ્ય હસ્યો, અને સુભગાના લટકતા પંજાને પોતાના હાથમાં લઈ તે પંપાળવા લાગ્યો. સુભગાએ તેની સામે કશો જ વાંધો ન લીધો. પરંતુ જાણે કશું બન્યું જ ન હોય, અથવા જે બની રહ્યું છે તે તેને પસંદ હોય તેમ તે બેસી રહી.

એક વખતે મોહન જેની હાજરીમાં શબ્દોચ્ચાર કરતા પણ સંકોચ પામતો હતો. તે શહેરના શિક્ષિત ઉછેરસમી સુભગા તરફનો તેનો ભય ભાંગી ગયો હતો: પ્રકાશમાં અંધારું ભાગી જાય તેમ અને સ્વમાનની પ્રતિમાસમી લાગતી તેમજ કાચાપોચા પુરુષને જેની સામે દૃષ્ટિ કરતાં પણ ભય લાગે તેવી મોહક જણાતી સુભગા અત્યારે મોહનની ચરણરજ બનવાને સ્વેચ્છાએ જ તૈયાર થઈ ગઈ હોય તેવી દેખાતી હતી.

બન્નેના હાથ પરસ્પર સાથે આમ મૈત્રી જમાવી રહ્યા હતા, ત્યારે તેમની આંખો રંગભૂમિ પર ભજવાઈ રહેલા નાટકને નિહાળવામાં તલ્લીન બની ગયેલી લાગતી હતી. પરંતુ તેમનાં હૈયાં તે વખતે શું કરી રહ્યા હતા, તે કહી શકાય તેમ નહોતું કેમકે હૈયાના છૂપા ભાવોને ઓળખવાનું કે તેમનાં તોફાનોને પકડી પાડવાનું એક સાધન હજી માનવીને જડયું નથી.

પછી તો બન્નેના ખભા અડોઅડ થઈ ગયા હતા, છતાં નાટક જોવામાં તેઓ એટલા તલ્લીન બની ગયા હતા કે તેમને એમના તોફાની ખભાઓના આ છૂપા કાવત્રાની જરાયે ખબર પડી

ન હોય તેવો દેખાવ બન્નેએ સાચવી રાખ્યો હતો. સુભગાને પોતાના ખભા સાથે બીજાના ખભાના સ્પર્શની ખબર હોય, તો પણ તે જે સ્થિતિમાં બેઠી હતી, તે સ્થિતિ પોતાને ગમતી અને અનુકૂળ હોય તેમ જ બેસી રહી હતી.

પરંતુ ભર નાટકશાળામાં આવી રમત વધુ વખત ચલાવવી એ સભ્ય નહિ મનાય, એ વાતનું પાછળથી તેને એકાએક જ્ઞાન થઈ આવ્યું હોય તેમ તેણે પાછળથી ચમકીને પોતાનું અંગ સંકેલી લીધું અને તેમ કરતી વખતે તેણે જે અભિનય કર્યાં તે માત્ર સ્ત્રી જાતિ સિવાય બીજા કોઈને માટે શકય નથી.

નાટક પૂરું થયું. બધા મિત્રો અને ઓળખીતાઓ પરસ્પર મળી ભેટી પોતપોતાને ઘેર જવા છૂટા પડયા ત્યારે મોહને સુભગાને પૂછયું : 'તમે એકલાં ઘેર જશો કે હું મૂકવા આવું ?'

'અત્યારે એટલું મોડું થયું છે કે તમે મને મૂકીને તમારે ત્યાં જશો તો ઠીક. મારું ઘર તમારા રસ્તામાં જ આવે છે ને ?'

મોહને સુભગાની માગણી સ્વીકારી અને ભાડાની ગાડી કરી તેમાં બન્ને બેસી ગયા.

ગાડીમાં મોહન અને સુભગા બાજુ બાજુમાં બેઠાં તે પછી મોહનની આંખો ચોરી છૂપીથી સુભગાનાં દર્શન કરવાના પ્રયાસ કરવા લાગી. પરંતુ જ્યારે જ્યારે એ ચોર આંખો એવો પ્રયાસ કરતી ત્યારે સામેથી સુભગાની કાળી કાળી કીકીઓ મોહનની જ તરફ ફાંફાં મારી રહી હોય તેવો તેમને અનુભવ થતો, અને એ ચારે ચોર એક બીજાની યુક્તિથી વાકેફ થઈ જતા !

મોહનની આંખોમાં સુભગાનાં દર્શનની પ્યાસ હતી: સુભગાની કીકીઓમાં ગાંભીર્ય જણાતું પરંતુ એ ગંભીરતાની અતી ઝીણા પર્દા પાછળ છૂપાઈ રહેલી કશીક ન સમજી શકાય તેવી આતુરતા ઘણી વખત ડોકિયાં કરતી પકડાઈ જતી!

આંખો આમ આંખોનું કામ કરતી હતી, ત્યારે શરીર સ્થિર બેઠા હતાં, તો પણ એક અથવા બીજા નિમિત્તથી, અલબત્ત, નિર્દોષતાનાં જ એ નિમિત્ત હોય તેવા દાવાથી મોહનના શરીરનો કોઈ ને કોઈ ભાગ સુભગાના સુંવાળા શરીરના સ્વલ્પ સ્પર્શનો આનંદ મેળવી લેવા મથતો!

આવી મૂંગી લીલા સુભગાના મકાન સમીપ ગાડી ઊભી રહી ત્યાં સુધી ચાલી. છતાં તેવું કશું બન્યું જ નથી એવો બન્નેનો દેખાવ છેવટ સુધી કાયમ જ રહ્યો!

ગાડીમાંથી બન્ને ઉતર્યા ત્યારે આકાશના ચંદરવામાં તારા ટીપકીઓની મનોહર ગૂંથણીમાંથી ઝરતાં અજવાળા તરફ જોઈને સુભગાએ કહ્યું: 'આજે કુદરત કેવી સોહામણી લાગે છે?'

'અનુપમ......મને તો જાણે આજની નૈસર્ગિક શોભાથી અજબ આનંદ અને સુખની લાગણીનો અનુભવ થાય છે.' મોહને કહ્યું.

'તમારો એ આનંદ તમારા વર્ગનો દ્રોહ કરનાર હોય તો પણ?' સુભગાએ મીઠા હાસ્ય સાથે નાજુક ટકોર કરી.

અને પછી મોહન શું જવાબ આપે છે તે જાણવાની પરવા પણ કર્યા વિના તેણે મોહનની સાથે હસ્તધૂનન કરતાં તેના હાથને લગભગ કચડી નાખ્યો અને જાણે બેફામ બની ગયેલી તે એકલી

એકલી બોલતી હોય તેમ તેના મોઢામાંથી શબ્દો સરી પડ્યા : 'ઓ ભગવાન ! ...એમ બનશે ? ...કે પછી દુઃખનું કારણ... ?'

'શું ? શું કહ્યું ?' મોહન એ તૂટક વાક્યોનો ભાવ ન સમજી શકવાથી બોલી ઊઠ્યો.

ઓચિંતી ઊંઘમાંથી ઝબકીને જાગી હોય તેમ સુભગા મોહનના એ પ્રશ્નથી એકાએક સચેત થઈ ગઈ, જાગૃત ભાવે ફરીથી તેણે મોહન તરફ કંઈક ગભરાટથી જોયું; પરંતુ બીજી જ ક્ષણે સ્વસ્થ બનીને તેણે કહ્યું :

'ના, ના, કંઈ નહિ......હું તો માત્ર તમારી કીકીઓની બારીઓમાંથી તમારા આત્માના અતલ ઊંડાણમાં ડોકિયું કરી રહી હતી અને એને પૂછી રહી હતી કે મહાનમાં મહાન......હું એનામાં મારો વિશ્વાસ મૂકી શકું ખરી ...ગમે તે વેળાએ...'

'અને પછી તેણે શું જવાબ આપ્યો ?' મોહને નાજુક ભાવે બહુ જ કોમળ શબ્દો બોલી રહ્યો હોય તેમ શબ્દોચ્ચાર કર્યો.

'એણે કહ્યું......એણે કહ્યું......' બબ્બે વખતે બોલવાનો આરંભ કર્યા છતાં તે આખું વાક્ય પૂરું કરી શકી નહિ એટલે તે ઓચિંતી જ અટકી ગઈ. અને પછી મોહનની સામે પણ જોયા સિવાય તે જલદી બોલી ઊઠી:

'તમે હવે જાઓ .. તમારે હવે અહીંથી ચાલ્યા જવું જોઈએ... એકદમ...હું કહું છું કે કૃપા કરીને તમે અહીંથી વિના વિલંબે ચાલ્યા જાઓ......'

એટલું કહેતી સુભગા પોતાના મકાનના બારણા તરફ આગળ વધી, છતાં તે વારંવાર પાછળ જોતી હતી.

સુભગા દાદરનાં પગથિયાં ચઢે તેટલામાં તો મોહન અંધારામાં પોચે પગલે તેની પાછળ જઈ તેને પહોંચી વળ્યો.

તુરત જ સુભગા ઊભી રહી ગઈ અને અસ્પષ્ટ રીતે તે બોલી ઊઠી: 'તમારે ઘેર જાઓ......મારી પાછળ આવશો નહિ.'

છતાં મોહન તેની પાછળ ને પાછળ જ ગયો. દાદર ચઢતાં ચઢતાં એક વખતે મોહને સુભગાનું કાંડું પકડયું. સુભગાનું શરીર તાવ ચઢ્યો હોય તેવું ગરમ થઈ ગયું હતું અને તેનું સારુંયે અંગ ભયભીત પંખિણીની માફક ધ્રૂજી રહ્યું હતું.

તાળું ઉઘાડતાં પણ આજે સુભગાને મુશ્કેલી પડી. ક્યાંય સુધી ચાવીવાળો તેનો હાથ ધ્રૂજતો જ રહ્યો.

દીવાનખાનામાં દાખલ થતાં જ તેણે 'સ્વીચ' દાબી અને ખુલ્લા વાદળી રંગની બત્તીએ આખા ખંડમાં પ્રકાશ પાથરી દીધો.

સુભગાનાં તમામ પાડોશીઓ નિદ્રાને ખોળે સૂતાં હતાં. જાગૃત હતાં ત્યાં માત્ર બે જ માનવીઓ—મોહન અને સુભગા.

ચંપલ બાજુ પર મૂકી સુભગા મોહનની સામે આવીને ઊભી રહી. તે વખતે તેની કીકીઓમાં સારાયે અંગમાં ઊછળી રહેલી ગરમી મશાલની માફક સળગી રહી હતી. તેનું હૈયું હમણાં ઊછળીને બહાર પડશે એમ લાગે તેટલા જોસથી ઊછળી રહ્યું હતું. તેના હોઠ હજુ ફડફડી રહ્યા હતા અને ધીમેથી તેમાંથી અવાજ સંભળાતો હતો: 'ઘેર જાઓ! અહીંથી ચાલ્યા જાઓ! ભલા ભગવાન!'

મોહન બોલ્યા ચાલ્યા વિના પ્રતિમાની માફક ઊભો હતો ત્યાં ને ત્યાં સ્થિર ઊભો જ રહ્યો. તેટલામાં પોતાના મનપરનો તમામ

કાબૂ ગૂમાવી બેઠી હોય તેમ સુભગા એકાએક મોહનના ગળે લપેટાઈ ગઈ. તેના હોઠ મોહનના હોઠની સાથે ઘસાયા, છતાં મોહન તો અડગ અને અડગ જ ઊભો હતો.

ઉન્મત્ત મહિલાની માફક સુભગાએ એક વિપળમાં જ મોહનના ગળાને વિંટાળેલા હાથ ખેંચી લીધા, મોહનને ધક્કો માર્યો, અને પોતાની ક્ષણિક નબળાઈને માટે શરમાતી હોય તેમ બન્ને હાથોમાં મુખ છૂપાવી અંદરના ખંડમાં દોડી ગઈ.

મોહનની દૃષ્ટિ આગળ રંગબેરંગી પ્રકાશ વર્તુલો દોરાતા હતાં અને તેનું શરીર એ વર્તુલોને વીંધતું યંત્રવત્ સુભગાના આકર્ષણે તેની પાછળ પાછળ ખેંચાઈ જતું હતું.

અંદરના ખંડમાં અંધારું હતું. સુભગા બત્તી પેટાવવાનું ભૂલી ગઈ હતી એમ કહેવા કરતાં તેનામાં તે વખતે તેટલી શક્તિ નહોતી એમ કહેવું વધુ વાસ્તવિક ગણાશે.

અંધારા ઓરડામાં ફાંફાં મારતો મોહન ધીમે સાદે ગણગણી રહ્યો હતો: ' સુભગા ! સુભગા ! ક્યાં છો ? ક્યાં છે તું ? '

પરંતુ સામેથી એ ગાઢ અંધકાર જેવું જ મૌન છવાયું હતું.

અંધારામાં મોહન પોતાના હાથ આમ તેમ ફેરવતો હતો, તેટલામાં એનો એક હાથ સુભગાના ખભા સાથે અથડાયો. સુભગા બે હાથો વચ્ચે મુખ છૂપાવી ઉંધે માથે એક સોફા પર પડી હતી.

મોહને તેના હાથ મુખ પરથી હઠાવવા પ્રયાસ કર્યા, તેમ તેમ સુભગા મક્કમતાથી હાથને દબાવી રાખવા મથતી, તેને તેમ નહિ કરવા માથું હલાવવા લાગી; પણ અંધારામાં તેની એ ક્રિયા મોહન જોઈ શકતો નહોતો.

સુભગાનાં અંગોઅંગમાં ભયનો સંચાર થઈ રહ્યો હતો. છતાં એ ભય ત્રાસજનક નહોતો—મીઠો હતો, એટલે તે મોહનને ધક્કો મારીને ત્યાંથી દૂર કરતી નહોતી, તેમ પોતાના હાથ છોડતી પણ નહોતી.

અંધારામાં મોહનના ગાલ સુભગાના ગાલને અચાનક સ્પર્શી ગયા. છતાં સુભગા તેથી યે ધ્રૂજી નહિ.

એ વખતે અંધારા ઓરડામાં મોહનનાં મનઃચક્ષુ સમક્ષ સુભગાની વિવિધ ચિત્રમાળા ખડી થઈ. પોતાનાથી હમેશાં અસ્પૃશ્ય રહેતી, તેની નિકટ જતાં ભય પમાડે તેવી ચંડીસમી મૂર્તિ એણે જોઈ અને તેમાં તેણે પોતાને ભયથી દૂરનો દૂર રહેતો જોયો. બીજા ચિત્રમાં એ એકાકી છતાં સ્વાધીન યુવતિની સાથે કંઈક યુવકો પતંગિયાં માફક ઉડતા તેણે જોયા, અને તેમની તરફ સળગાવી મૂકે તેવો દૃષ્ટિપાત કરતી ઊભેલી સુભગાને તેણે જોઈ અને મોહનનું હૈયું ભયથી કંપવા લાગ્યું, રખેને પોતાની આ જાતની ધૃષ્ટતાથી સુભગા તેની તરફ ધિક્કાર બતાવતી લાત મારીને ત્યાંથી કાઢી મૂકે તેવા ભયથી મોહન મૂંઝવણમાં પડી ગયો.

પરંતુ મોહનની એ વણનોતરી અને કસમયની નિષ્ક્રિયતા ભરી ઠંડી રીતથી કંટાળી ગઈ હોય તેમ, અધીરી અને ઉન્મત્ત બની ગયેલી વ્યાકુળ સુભગાએ મોહનના મસ્તકને બળપૂર્વક પોતાની તરફ ખેંચ્યું અને સ્ત્રી જાતિની કુદરતી લજ્જા, વિનય તેમજ કોમળતાને ફગાવી દેતાં તેણે એના હોઠ ઉપર પોતાના ધખધખતા ઓષ્ઠ ચાંપ્યા.

## પ્રકરણ ૬ ઠું      શાંતિની શોધમાં

**મોહનને** પોતાના જીવનમાં મહાન પલ્ટો થયો હોય તેમ લાગ્યું.

એ પલ્ટાનું મુખ્ય કારણ તેની ઉપર એક એવી સ્ત્રી પ્રેમનો કળશ ઢોળી રહી હતી કે, જેની સાથેની સરખામણીમાં પોતે ગ્રામીણ અને ઉતરતા વર્ગનો હતો. સુભગા સામાન્ય સ્ત્રી નહોતી. પ્રણયને તે પોતાના જીવનનો મોટામાં મોટો આનંદ માનતી હતી. એટલું જ નહિ પણ જે પ્રેમને માટે તે જીવનના આટલા બધાં વર્ષો સુધી રાહ જોતી તલસી રહી હતી, તેજ પ્રેમનો કળશ સ્વહસ્તે સુભગા પોતાના ઉપર ઢોળવા તૈયાર થાય, તે મોહનને માટે તો એક અદ્ભુત ચમત્કાર જ હતો.

એ પ્રેમના જાદુ જોયા પછી, જીવનમાં એક વખત તેનો સ્વાનુભવ થયા પછી, મોહનમાં ખરેખર અજબ પલ્ટો થઈ ગયો.

એની સમાજવાદી વિચારણા, એની વર્ગ ભાવના પોતાના

વર્ગને જે વર્ગ હંમેશાં દગો દેતો આવ્યો છે, તેનું શોષણ કરતો આવ્યો છે અને તેને કચડાયલી દશામાં રાખવા માટે જે વર્ગ વ્યવસ્થિત કાવત્રું રચવાને જ પોતાનો ધર્મ માને છે, તે વર્ગની સ્ત્રી સાથે પ્રણય કે લગ્ન કરવું તેને મોહન ગઈ કાલ સુધી વર્ગદ્રોહ માનતો હતો તે જ મોહન આજે સુભગાનો સ્નેહભાજન બનવા માટે પોતાને ધન્ય ધન્ય માનતો થયો !

સુભગાના યૌવનના ઊભરાઓથી તરબોળ આવેશ ભર્યા પ્રેમાચરણનો મોહનને કેફ ચડયો હતો. જે સુભગાને તે દુર્જય માનતો હતો, તેની સ્વેચ્છાપૂર્વકના નાનકડા સમર્પણથી તે તાજુબ બની ગયો હતો. બુદ્ધિપૂર્વક સ્વર્ગની કલ્પનાને હસી કાઢનારા મોહનને સુભગાના સ્નેહમાં સ્વર્ગનો ભાસ થવા લાગ્યો હતો.

સુભગા જેવી સ્ત્રીઓના પ્રેમના પ્રકારનું તે પૂરેપૂરું પૃથક્કરણ કરી શકે તેમ નહોતો. દેખીતી રીતે સંયમી અને ઠંડી દેખાતી મોટી ઉમ્મર સુધી કુંવારી રહેલી યુવતીઓના હૈયામાં પ્રેમ જ્વાળામુખીની માફક છૂપાઈ રહ્યો હોય છે. એટલે જ્યારે એકાદ અનુકૂળ પળે હૃદયોર્મિના ઉછળતા આવેશમાં તે મદઘેલી બની જાય ત્યારે તેના સંયમની પાળો એકદમ તૂટી જાય છે. અને આવેગના ઉછાળાથી ઉન્મત્ત બની તે પોતાના તમામ બાહ્ય ભાવોને વિસરી પ્રેમમસ્ત બની જાય છે.

'સુભગાના આવા સમર્પણને શું હું વર્ગીય દ્રોહ ગણું ?'

મોહને પોતાની જાતને ઠપકો આપતો હોય તેમ પ્રશ્ન કર્યો. અને તેણે તેનો નકારસૂચક જવાબ વાળ્યો : 'આમાં તે હું મારા વર્ગનો શું ગુનો કરી રહ્યો છું ?' તેની વિચારપરંપરા અજાણ્યા રસ્તે જ વળી ગઈ.

અને તેથી તેણે જે નવીન માર્ગ સ્વીકાર્યો હતો તે પંથે કોઈ પણ જાતના ભય કે સંકોચ વિના આગળ વધવાનો દૃઢ નિશ્ચય કર્યો.

'સુભગા જેવી સ્ત્રીના સંગાથથી તો હું, મારી જીવનયાત્રાને સફળ બનાવી શકીશ.' એવો નિર્ણય તેણે આપોઆપ કરી નાખ્યો.

સુભગા સાથેના પ્રેમ–પ્રસંગ પછી તે જ્યારે પોતાને ઘેર ગયો ત્યારે તેનું રોમેરોમ નવી લાગણીના આવેશથી પુલકિત બની ગયું હતું.

તે જ્યારે મોડી રાત્રે પથારીમાં પડ્યો ત્યારે એને ઊંઘ ન આવી; પરંતુ તે જે પ્રકારના નવીન જીવનમાં પગલાં માંડી રહ્યો હતો, તેનો વિચાર કરતાં એને પોતાનો ભૂતકાળ યાદ આવ્યો.

એ જૂનાં સ્મરણમાં તેની ગ્રામીણ પત્ની ચંચળ કેન્દ્રસ્થાને આવીને ખડી થઈ. 'હું આ રીતે તેને દગો તો નથી દેતો ને?' તેણે પોતાને પૂછ્યું.

'જરૂર નહિ.' અને પોતે જ તેનો જવાબ આપ્યો. 'ચંચળ ભલી છે, વફાદાર છે, પણ તેના સહવાસમાં જેટલાં વર્ષ મેં ગાળ્યાં તેમાં સુભગા સાથેના એક ક્ષણના પ્રેમ પ્રસંગથી અનુભવી તેવી લાગણી કદી મેં અનુભવી છે ખરી? કદી યે નહિ, એની પતિભક્તિ અજ્ઞાન-જન્ય પરંપરાગતમાંથી જન્મેલી છે. એની પાછળ વિચારનું બળ નથી, આવેગ નથી, એને પ્રેમ કેમ કહી શકાય? એ તો યંત્રવત શરીર શરીરનો ધર્મ બજાવે તેવી વાસનાની ક્રિયા છે. એવી ક્રિયા તો પશુ જગતમાં પણ દેખાય છે. પણ શું માનવી પશુ કરતાં ઉચ્ચતર દશાએ નથી? શું ત્યારે મારે પશુ જેવી દશામાં રહીને સંતોષ માનવો? કે સુભગાના સ્નેહથી મારે સારુ જે નવજીવનનાં દ્વાર ખુલે છે તે જીવનને વધાવી લેવું?'

એ પ્રશ્નનો આખરી નિર્ણય તે કરી શકયો નહિ. અને તેથી આખી રાત તેણે ઊંઘ વિના જ પસાર કરી.

સવારમાં ઊઠયો ત્યારે તેના દિલમાં સુભગાનું જ રટણ થઈ રહ્યું હતું, એટલે ઑફિસે જવા પહેલાં તેણે ટેલીફોનના સ્ટેન્ડ પર જઈને સુભગાને ફોન કર્યો.

સુભગા જે મકાનમાં રહેતી હતી ત્યાં જ ટેલીફોનની સગવડ હતી તે મોહન જાણતો હતો. તેણે નંબર જોડયો, અને સુભગાને ફોન પર બોલાવવાનું કહ્યું; તે વખતે એનું હૈયું જોસથી ઊછળી રહ્યું હતું, અને જે હાથમાં તેણે રિસીવર પકડયું હતું તે હાથ પણ ધ્રૂજી રહ્યો હતો. સુભગા સાથેના ગઈ રાત્રિના પ્રસંગ પછી પહેલી જ વખત વાત કરવાની તેની આતુરતા તેની આ સ્થિતિ પરથી જણાઈ આવતી હતી.

પરંતુ સામેથી સુભગાને બદલે બીજી કોઈ અજાણી જ સ્ત્રીનો અવાજ સંભળાયો. તેણે પૂછયું: 'શું કામ છે?' મોહને કહ્યું: 'સુભગા સાથે મારે વાત કરવી છે.' સામેથી રિસીવર ટેબલ પર મૂકવાનો અવાજ મોહનને કાને અથડાયો.

એ વખતે મોહનનું હૈયું ઊછળીને બહાર નીકળી પડે તેટલું જોરથી ધડકવા લાગ્યું. 'હમણાં સુભગા ફોન પર આવશે અને તેનો મધુર સ્વર સાંભળવા હું ભાગ્યશાળી થઈશ.' એવા વિચારો કરતો કોઈક અગમ્ય ભય અને ઘેલછાભર્યા આનંદની લાગણી વચ્ચે તે ઝોલા ખાઈ રહ્યો હતો.

મોહન કાન આગળ જ રિસીવર ધરી રહ્યો હતો એટલે કોઈકનાં પગલાંનો અવાજ તે સાંભળી શકયો. પરંતુ સુભગાને બદલે અગાઉ જે બાઈ વાત કરી ગઈ હતી તેનો જ સ્વર સંભળાયો.

'તમે કોણ છો ?'

'હું મોહન.'

એક વિપળ મૌન છવાયું. સામેથી કોઈ બોલ્યું નહિ. પરંતુ મોહન સમજી શક્યો કે ટેલીફોનના ધ્વનીવાહક મુખ પર હાથ ઢાંકીને બે સ્ત્રીઓ અંદર અંદર વાત કરી રહી હતી. અને તેથી જ સામેથી અવાજ આવતો અટકી ગયો હતો.

'સુભગા ઘેર નથી' અંતે બીજી તરફથી પેલી અજાણી સ્ત્રીનો અવાજ સંભળાયો.

મોહન સમજી ગયો કે સુભગા ટેલીફોનની બાજુમાં જ ઊભી હતી અને પેલી અજાણી સ્ત્રી મારફત તેણે ખોટો સંદેશો કહેવડાવ્યો હતો.

અને તેથી તે અત્યંત નિરાશ થઈ ગયો. તેના હૈયામાં કોઈએ જબ્બર આઘાત કર્યો હોય તેવું તેને લાગ્યું. આગલી રાતનો તેનો તમામ આનંદ એકદમ ઊડી ગયો હતો. ક્ષણ ભર તો તે એવો દિગમૂઢ બની ગયો કે શું કરવું તે જ એને સૂઝયું નહિ, પણ પાછળથી તેના મગજમાં જુદા જ વિચાર થઈ ગયા.

'એ વાત તો નક્કી જ કે ટેલીફોન ગયો ત્યારે સુભગા ઘેર હતી જ અને જ્યારે મેં એની સાથે વાત કરવા માગી ત્યારે તો તે ખુદ ટેલીફોનની પાસે ઊભીઊભી પોતાની કોઈ પાડોશણની મારફત તે ઘેર નથી એમ કહેવરાવી રહી હતી. એ પૂરવાર કરે છે કે તેને મારી તરફ કોઈ પણ જાતની મમતા, પ્રેમ કે માન છે જ નહિ. હું જ માત્ર મૂર્ખો બનીને એના પવિત્ર અને નિઃસ્વાર્થ પ્રેમની કલ્પનાઓ કરી કરી ફુલાતો હતો. પણ તે તો ગઈ કાલની ઘટના પછી મારી તરફ તિરસ્કાર જ બતાવી રહી હશે. વિકારના ક્ષણિક

જુસ્સાથી તેણે બધી પ્રેમચેષ્ટાઓ કરી, પણ હવે તો તે પોતાના વર્ગીય ગૌરવની પુરાણી ટેવ પ્રમાણે જે કંઈ બન્યું તેની કલ્પના કરી કરી શરમાતી હશે, અને મારા જેવા ગ્રામીણ ખેડૂતની સાથે તેણે જે નબળાઈ બતાવી તેથી મારો તિરસ્કાર પણ કરતી હશે!' તેણે ઉપલા દાંત નીચે નીચલા હોઠને કચડતાં કચડતાં એ જ વિચાર હિંડોળે ઝૂલવા માંડ્યું.

'કરે જ! શા માટે તે મારો તિરસ્કાર ન કરે? એની નજરે હું તો એક ગામડાના કણબીનો છોકરો જ ને? એ બધી ડાહી અને કાલી કાલી વાતો કરે, છતાં એક વર્ગ તરીકે સુભગા જેવી ઉપલા વર્ગની શહેરી તેમ જ શિક્ષિત સ્ત્રી મારી સાથે હૃદયના સાચા ભાવથી પ્રેમ કરી શકે જ નહિ. એની રગમાં શોષક વર્ગનું જ લોહી હજી વહેતુ હશે, એટલે તેણે પોતાના ક્ષણિક આવેશની શાંતિના સાધન તરીકે જ મારો માત્ર ઉપયોગ કરી લીધો. એ વર્ગની સ્ત્રીઓ પ્રેમના ઉજળા નામ નીચે પોતાની તૃપ્તિ માટે અમારા જેવા નીચલા કામદાર વર્ગના યુવકોનું કેવળ શોષણ જ કરે, તેને પોતાનું સર્વસ્વ સમર્પણ તો કરી ન જ શકે.' મોહને બે હાથના આંગળાને એક બીજાની વચ્ચે ભરાવી આમનેમ કચડતાં કચડતાં કહ્યું.

તે જેમ જેમ આ વિચાર કરતો જતો હતો, તેમ તેમ તેને સુભગા તરફ તિરસ્કાર થતો જતો હતો.

'એના બાપની સાથે પેલા શ્રીમંતને ત્યાં રહેતી હતી ત્યારે એ લોકો એને પોતાનાથી ઉતરતી માની તેનું અપમાન કરતાં હતાં, છતાં પણ સુભગા જેટલી ઉપલા વર્ગ વાળાઓ તરફ ખેંચાય તેટલી મારા જેવા ગ્રામીણ ખેડૂતની તરફ ન જ ખેંચાઈ શકે. એ આવડી મોટી કુંવારી રહી છે તે કંઈ તેને આજ સુધી બીજા કોઈ મિત્રો નહિ

હોય? ન હોય તે બની જ કેમ શકે? તે દિવસે પેલો છેલબટાઉ જેવો રસ્તામાં મળ્યો હતો તે માણુસ જરૂર એનો પ્રેમી હોવો જ જોઈએ. સુભગા એને જ ચહાતી હશે, તે એની જ પ્રેયસી હોવી જોઈએ. શું ત્યારે એણે મને બનાવ્યો? કે મારી કસોટી કરી જોઈ? તે વિચારમાં ડૂબ્યો...એણે જો પોતાના માત્ર ક્ષણિક આવેશની શાંતિની ખાતર જ સાધન તરિકે ઉપયોગ કર્યો હોય તો હું એને બતાવી આપીશ કે મોહન તું ધારે છે તે કરતાં વિશેષ સ્વમાન ધરાવે છે. હું ગમે તેમ પણ સાદો સીધો ગામડિયો છું. મારી રગેરગમાં પૃથ્વીના પુત્ર તરીકે પંકાયલા સરળ પટેલનું રક્ત વહે છે. હું સુભગા જેવા ઉજળિયાત અને શહેરી વર્ગની માફક હૈયે એક અને હોઠે બીજુ એવી દંભી નીતિ રાખનારો નથી. એ ઉજળિયાત શોષક વર્ગ કે જે ધર્મ અને નીતિના અંચળા નીચે અનેક ગરીબ માણસોનાં લોહી ચૂસે છે, જે બાહ્ય પ્રેમના દેખાવ નીચે હૈયે હૈયું ભિડાવી પાછળથી એ જ હૈયામાં ઝેરી છૂરી હસતે મુખે હુલાવી પોતાના સ્વાર્થ માટે સામાનો ભોગ લે છે તે વર્ગનો હું નથી.'

અને ખરેખર મોહનનું પાટીદારિયા લોહી તે વખતે ઉકળી આવ્યું. ગમે તેમ થાય તો પણ ફરીથી સુભગાની તરફ જોવું પણ નહિ એવો તેણે મક્કમ નિર્ણય કરી નાખ્યો. એને સુભગા તરફ તિરસ્કાર જ આવી ગયો.

'જો એને એમ જ લાગતું હોય કે તે વાણિયાની દીકરી થઈને પટેલના દીકરા સાથે પ્રેમ કરવાથી હલકી પડી જશે, તો જહાન્નમમાં ગઈ એ—જહાન્નમમાં ગયો તેનો દંભી પ્રેમ!'

ઑફિસે જતી વખતે આ જ વિચારોથી મોહનનું માથું ફરી ગયું હતું. તેને પોતાના ભોળપણુ તરફ પણ તિરસ્કાર આવી ગયો.

આવી દગાબાજ સ્ત્રીઓની આકાંક્ષાની રમતનું બલિદાન બની હું એકલો એકલો કલ્પનાના સ્વર્ગમાં ઊડી રહ્યો હતો ત્યારે એ બાઈ સાહેબે તો એક વધુ ભ્રમરને ફસાવ્યો એમ માનીને મારી મૂર્ખાઈ પરજ હસી રહ્યાં હશે ! હું પણ કેવો મૂરખ કે મારા હૈયાના આંગળા ઊઘાડી દીધાં અને મનમાં જરા યે મેલ રાખ્યા વિના બધી યે વાતો દિલ ખોલીને કરી નાખી ? સુભગાએ તેના પ્રમાણમાં મને એની કેટલી વાતો કરી છે અને જે કંઈ વાતો કરી તે પણ બનાવટી નહિ જ હોય એમ માનવાને બીજું કયુ કારણ છે ? આ જાતની સ્ત્રીઓ તો રગેરગ અને હાડોહાડ જૂઠીજ હોય, જૂઠાણું એ જ એમનો સ્વભાવ હોય છે. એટલે જ્યારે ત્યારે તેઓ ગમે તેવો સ્વાંગ સજી શકે, ગમે તેવો વેશ ભજવી શકે, અને ગમે તેવી બનાવટી વાતો કરી શકે. છતાં દિલના દિલમાં તેઓ અમારા જેવા તેમના શિકારને માટે તિરસ્કાર જ ધરાવતી હોય. પોતાના શરીરને ભપકાદાર કપડાથી શણગારનારી, પોતાના મુખને સુગંધીદાર પાઉડરથી અને હોઠ તથા નખોને પરદેશી રંગથી રંગનારી, તેમજ શરીરની નૈસર્ગિક બદબોને સેન્ટ લવંડરના છંટકાવ નીચે છૂપાવનારી એ સ્ત્રીઓની જાળમાં ફસેલા મારા વર્ગનો દ્રોહ કરનારા મારા જ મિત્રોને મેં પૂછી જોયું હોત તો પણ હું સુભગાનો ભોગ બનવા જેટલી નિર્બળતા ન જ દાખવત. એવી સ્ત્રીઓનો પ્યાર સંધ્યાના રંગ જેવો અલ્પજીવી, ફટકિયાં મોતી જેવા થોડા જ સમયમાં નાશ પામનારો અને કેવળ વિવિધતાને ચાહનારો એટલે સહુને ય બેવફા નીવડનારો જ હોય છે. એ લોકો બીજાના પ્યાર પર મરી ફીટવાનો દેખાવ એટલા માટે જ કરે છે કે એ દીપક પર પતંગિયા બનનારાઓ તેમની પાછળ ગાંડાઘેલા થઈને ફરે એ તેમને ગમે છે; કેમ કે એથી તેમની કિંમત વધી ગઈ છે એવો આત્મસંતોષ મેળવવાનું તેમને સાધન જડે છે. કહેવાતા પ્રેમના

પૂજારીઓ એના કૃત્રિમ પ્રેમના નામે તેની જ પૂજા કરે છે. અને તેથી આવી મોહક મોહિનીઓના અભિમાનની તૃપ્તિ થાય છે. એ રીતે તે પુરુષ જાતિ પર નહિ પણ પોતાનાથી ઉતરતા વર્ગ અને ઉતરતી સંસ્કૃતિના માનેલા પુરુષો પર તે પોતાના વર્ગ તરફથી વેર લે છે.

મોહનના મનમાં આખો યે દિવસ આના આ વિચારો જ ઘોળાયા કર્યા. એથી તે કંટાળી ગયો અને ઑફિસમાંથી ચઢેલી રજા લઈને બીજે જ દિવસે મનની શાંતિ માટે સ્થાનપલ્ટો કરવા તે પોતાના જન્મસ્થાન તરફ ઉપડી ગયો.

## પ્રકરણ ૭ મું — સમભાવની લાગણી

**મોહન** વતનની ગાડીમાં બેઠો ત્યારે એને ઘણે દિવસે ચંચળ સાથે ગાળેલા થોડા ઘણા દિવસોનું સ્મરણ થયું.

રેલ્વે ટ્રેઈનમાં એકલી લાંબી મુસાફરી કરનારના સાથી ઘણી વખત જીવનના ભૂતકાલિન પ્રસંગનાં સ્મરણ જ બને છે. સુભગાએ કરેલી અવગણનાનો ઘા તાજો હતો એટલે મોહનના વિચારોનું મધ્યબિંદુ અત્યારે ચંચળ બની.

ચંચળ સાદી સીધી ગ્રામીણ પટલાણી હતી. તેણે અક્ષરજ્ઞાન મેળવ્યું ન હતું, પરંતુ વરનું ઘર માંડે અને તેના વ્યવહાર ધર્મ સાચવે તેવું જે શિક્ષણ ગુજરાતનાં ગામડામાં રહેતા ખેડૂત કુટુંબમાં શક્ય હોય છે. તે જાતનો અનુભવ ચંચળની માતાએ તેને આપ્યો હતો.

મોહનના પિતા શિવા પટેલ સ્વપરાક્રમથી આગળ વધેલા. ગામમાં, ન્યાતમાં અને અમલદારોમાં પૂછાતા બન્યા તે પહેલાં તે પણ એક ગામડામાં જ રહેતા હતા. ઓછું ભણેલા પણ વિશેષ ગણેલા

એવા ગામડાઓમાંના જે પંચાતિયા વર્ગના માણસો કહેવાય છે તે કોટીના શિવા પટેલ હતા.

મૂળ તો તે જાતે ખેતી કરતા. એમના પિતા એમને પાંચ દશ વીઘાં જમીન આપી ગયેલા તેમાં એમણે ધીરે ધીરે વધારો કર્યો હતો. સાદી સીધી ખેતી કરનાર પટેલીઆઓ આ જાતની પ્રગતિ સાધી શકતા નથી. પરંતુ શિવો પટેલ ચોરે બેસનારા તલાટી, તજવીજદાર અને મામલતદારોની મહેમાની અને સરભરા કરવામાં આગેવાની લેનારા અને મીઠાશથી સૌના મન રીઝવી લેનારા એટલે થોડા વખતમાં તલાટીની ભલામણથી અને તજવીજદાર તેમજ મામલત-દારના અનુકૂળ શેરાથી તેમને મુખીપદ મળ્યું. અને એ માર્ગે તેમણે પોતાના જીવનની પ્રગતિના ગાડાંને આગળ અને આગળ હાંક્યે રાખ્યું હતું.

ગામડામાં ચોરે બેસનારાઓ અને આપોઆપ જ સર્વશક્તિથી પંચાતિયાનું પદ પ્રાપ્ત કરનારાં માણસો ચોરાને પૈસે પારકી પરોણાગત કરી અમલદારોનાં મન મેળવી શકે છે; એટલે એમને એ ધંધામાંથી ઉલટી પાંચ પૈસાની પ્રાપ્તિ થાય છે અને ગામડામાં બધાં તેનાંથી ડરતા રહે છે.

શિવા પટેલ મુખી બન્યા તે પછી એમની જમીનમાં થોડો થોડો વધારો થતો રહ્યો. જ્ઞાતિ–જાતિમાં તે પંકાવા લાગ્યા.

મુખીમાંથી તે સ્થાનિક બોર્ડના સભાસદ થયા, તેમાંથી તાલુકા અને જીલ્લા બોર્ડમાં પણ તેમણે સ્થાન મેળવ્યું. એ વખતે તેમણે જાતે હળ પકડવું છોડી દીધું હતું અને સાથી રાખી તેની મારફત ખેતી કરાવતા હતા.

પૈસા અને પ્રતિષ્ઠાની મોહિની અજબ હોય છે. શિવા પટેલને એ બન્નેની પ્રાપ્તિ એકી સાથે થવા લાગી એટલે વધુ મોટા બનવાની લાલચ અનિવાર્ય બનતી ગઈ. તેમણે ગામમાં નાના પાયા પર ધીરધાર શરૂ કરી અને બહાર ગામ સાથે વ્યાપાર શરૂ કર્યો.

તાલુકા લોકલબોર્ડમાં દાખલ થયા પછી તેમણે ગામડામાં કૂવા હવાડા કરાવરાવ્યા અને તે રીતે પોતાની ન્યાત ઉપરાંત ગ્રામજનોનો પણ પ્રેમ સંપાદન કરવા માંડયો.

એ અરસામાં મોહનનો વિવાહ એમના ગામડાની બાજુના જ એક પૈસે ટકે ઠીક ઠીક સુખી ગણાતા પટેલની પુત્રી સાથે જોડાયો.

શિવા પટેલ પોતાના મોહનને આગળ ભણાવી મોટો અમલદાર બનાવવાની ઉમેદ રાખતા હતા, પરંતુ ન્યાતના રિવાજ પ્રમાણે સારા ઘરની કન્યાનું આવતું માગુ ઝીલવું જ જોઇએ; કેમકે એથી એમની પ્રતિષ્ઠા વધે. જ્ઞાતિગત પ્રતિષ્ઠાની પારાશીશી નાની વયના દીકરાનો ચાંલ્લો થાય તે જ ગણાય છે અને શિવા પટેલ પૈસો અને પ્રતિષ્ઠાની પ્રાપ્તિમાં પ્રગતિમાન હોવા છતાં બીજી બધી બાબતોમાં વિચાર અને આચારમાં તે છેક જ જૂનવાણી રહ્યા હતા.

આમ મોહનનાં લગ્ન તે હાઇસ્કૂલમાં જાય તે પહેલાં જ થઈ ગયાં હતાં. અને તે વધુ શિક્ષણ માટે શહેરમાં ગયો ત્યારે વિદ્યાર્થી દશામાં જ પતિપદની પ્રાપ્તિ કરી ચૂકયો હતો.

વતનની દિશામાં ગાડી દોડી રહી હતી. ત્યારે મોહનના મનમાં વિચાર પરંપરાની ગાડી ભૂતકાળના સ્ટેશનથી વર્તમાનના પાટા પર દોડી રહી હતી.

તે મોટા માણસોના ટોળા સાથે નાની વયે વરરાજા બનીને

પરણુવા ગયો, ઘૂમટે ઢાંકેલી પોટલાની માફક એ અજાણી છોકરીને તેની સામે લગ્નના માયરામાં બેસાડવામાં આવી, ઊંઘ ભરેલી આંખો સાથે લગ્નવિધિ કરાવનાર 'ભરામણ' ની સૂચના પ્રમાણે તે ચાર ફેરા ફર્યો અને પરણીને ઘેર આવ્યો ત્યારથી રજાઓમાં તે જ્યારે જ્યારે ઘેર જાય ત્યારે ત્યારે સશક્ત બાંધાની ચંચળ સાથે ગ્રહસ્થાશ્રમની પાટી પર ધૂળ નાખતો થયો; તે તમામ પ્રસંગો એક પછી એક તેની મનોસૃષ્ટિમાં સજીવ બનતા ગયા.

બાળલગ્નને આજે તો મોહન તિરસ્કારતો થયો હતો. એના પિતાએ તેને આઈ. સી. એસ. બનવા વિલાયત મોકલ્યો હતો અને તે હિન્દમાં ગૌરવવંતી ગણાતી સિવિલ સર્વિસની પરીક્ષામાં નિષ્ફળ નિવડવાથી બેરીસ્ટર બનીને પાછો આવ્યો હતો એટલે તેના માનસનો વિકાસ થયો હતો. પૌર્વાત્ય સંસ્કારોની પાશ્ચાદ્‌ભૂમિકા પર તે પાશ્ચાત્ય વિચારોના ચિતરામણો છાપીને આવ્યો હતો, ત્યારથી એનું ગામ તેને અતી સાંકડું લાગતું, તેના સ્વજનો તેને ગામડિયાં જણાતાં અને ચંચળને તે બાપે વળગાડેલા વેંગ જેવી ગણતો હતો.

મોહનને પોતાની વિદ્યાર્થી અવસ્થાનું સ્મરણ થયું. તેના જીવનનો એ સુખદ્‌કાળ હતો. જ્યારથી તે અંગ્રેજી નિશાળમાં ગયો અને પરભાષાના શબ્દો ગોખતો થયો ત્યારથી તે એના ગામડાથી એકેક ડગલું જુદી દિશા તરફ ભરતો ગયો. પછી તો તે કૉલેજમાં ગયો. ત્યાં તે જે પુસ્તકો વાંચતો તેને, એના વાસ્તવિક જીવન સાથે જરા યે મેળ ન હતો. એ પુસ્તકો વાંચતી વખતે તેને રસ પડતો; પરંતુ કાલિદાસ કે શેકસ્પિયરની કલ્પનાના પાત્રો તેને જીવંત સૃષ્ટિમાં ક્યાં ય જોવા સાંપડતા ન હોતાં. મુગલ જમાના દરબારોનાં જ્વાજલ્યમાન ચિત્રો, બ્રિટનની સ્વાધીન ભૂમીમાં જન્મેલા બુદ્ધિમાન વિચારકોની

નાગરિકોની સ્વતંત્રતાની વ્યાખ્યાઓ કે ચક્રવર્તી અશોકના યુગની હિન્દની રિદ્ધિસિદ્ધિ એ કશાની સાથે મોહનના વાસ્તવિક જીવનનો મેળ બેસતો ન હતો. તે તો પરાધીન હિન્દના ધૂળ અને કચરામાં રગદોળાતા સાત લાખ ગામડામાંના એક ગામડાનો વતની હતો. રાષ્ટ્રની કરોડ-રજ્જુ સમા મનાતા છતાં રાષ્ટ્રની નિર્ધનતા, નિરક્ષરતા અને નિર્વિર્યતાના પ્રતીક સમા ખેડૂત કુટુંબમાં તે જનમ્યો હતો. જગતના આગળ વધેલા દેશમાં અને સર્વાંગી સ્વાધીનતાની મઝા મ્હાણતા બ્રિટનવાસીઓ વચ્ચે તે વસી આવ્યો હતો, છતાં તેની વાસ્તવિક સૃષ્ટિના સંબંધીઓ તો પછાતમાં પછાત ગણાતા ગામડિયાં, રૂઢિરક્ષાના સીમાડા ઓળંગવા જતાં ધર્મ અને કુટુંબની આબરૂનો વિનાશ થાય એમ માનનારાં, વહેમી અને જંગલી ગંદા લોકો હતાં.

મોહન કૉલેજ જીવનમાં જે પુસ્તકો વાંચતો તે કાં તો પાંચ હજાર માઈલ દૂર રહેનાર કોઈ અજાણ્યા માનવીએ અજાણી ભૂમિના અજાણ્યા વાતાવરણમાં લખેલા કે સદીઓ પૂર્વે મૃત્યુ પામેલા ભૂતકાલીન હિન્દીએ વિચારેલાં અને લખેલાં હતાં. મોહનની દુનિયાનો તેમની દુનિયા સાથે જરાએ મેળ બેસતો નહોતો.

પરંતુ વિલાયતમાં મોહન સમાજવાદી સાહિત્યના અને સમાજ-વાદીઓના સંસર્ગમાં આવ્યો, ત્યારથી તેને એ સાહિત્યમાં રસ પડવા લાગ્યો. પરંતુ સમાજવાદી વિચારણામાં મોહનને જેમ જેમ વધુ રસ દેખાયો તેમ તેમ તેને શિવા પટેલના આર્થલોલુપ વિચાર અને આચાર તરફ નફરત લાગવા માંડી.

શિવા પટેલની સૃષ્ટિ ખેતરોમાં વધારો કેમ થાય, વ્યાપાર દ્વારા ધનસંચય કેમ થાય અને અમલદારોની ખુશામતથી વિશેષ આગળ કેમ વધી શકાય તેટલામાં જ પૂરી થતી હતી.

મોહન વિલાયત હતો તે વખતે તેના પિતા ધારાસભાની વર્ણીમાં સફળ થયા હતા. પરંતુ ધારાસભામાં તે સત્તાવાળાઓને માઠું લાગે તેવું કશું જ કહેતા નહિ. મોહન આઈ. સી. એસ.ની પરીક્ષામાં નાપાસ થયો તેથી શિવા પટેલે પોતાના મનમાં રચી રાખેલા આશાના ઊંચા મિનારા તૂટી પડ્યા હતા, તેથી તે અત્યંત નિરાશ થયા હતા. મોહન કલેકટર થઈને આખા જીલ્લા પર અંગ્રેજની માફક હકૂમત ચલાવશે, અને પોતે કલેકટરના પિતા તરીકે માન સન્માન પામશે, પછી મોહન કમિશ્નર કે ન્યાયાધીશ બનશે અને પોતાને પૈસા એકઠા કરવાની પુષ્કળ સગવડ તેમ જ તક મળશે એવી એવી શિવા પટેલની મહેચ્છાઓ વણપૂરી જ રહી ગઈ; એટલે જો પોતે ધારાસભાના સભ્ય તરીકે અમલદાર વર્ગોમાં સ્નેહ સંબંધ વધારે તો મોહનને ક્યાંક ગોઠવી દેવાય એવા વ્યવહારું ડહાપણથી તે ત્યાં વર્તતા હતા.

આવા શિવા પટેલના ઘરના વાતાવરણમાં ચંચળ પટલાણી ઘરકામમાં પાવરધાં બન્યાં હતાં અને તેવડ રાખવામાં પારંગત થયા હતા. પરંતુ મોહનની કલ્પના વિલાયત જઈ આવ્યા પછી વધુ વેગવાન બની હતી. તેમાં તેની વ્યાખ્યાની પત્નિ ચંચળ કદી પણ બની શકશે નહિ એટલું તે જાણતો હતો. સુભગામાં તેણે પોતાની કલ્પનાની મૂર્તિનાં દર્શન કર્યાં, પણ તેણે તો એની અવગણના જ કરી, અને ચંચળ ભલી, એકનિષ્ટ અને વ્યવહારું સ્ત્રી હોવા છતાં મોહનને તેનાથી સંતોષ થાય તેમ નહોતું.

શિવા પટેલ તરફથી પણ મોહનને સંતોષ નહોતો. પોતાનો પુત્ર પૈસા પ્રાપ્ત કરવાના સાધન તરીકે પોતાની કસોટી પ્રમાણે ન નિવડ્યો; તેથી શિવા પટેલનું દિલ કચવાતું હતું, અને તે વિલાયતથી આવ્યો તે પછી એમણે વિલાયત જઈને પાસ થઈ આવેલા બીજા

કેટલા યે છોકરાઓની પ્રશંસા કરી તેમની સરખામણીમાં મોહનને ઉતારી પાડ્યો હતો. તેથી મોહનના દિલમાં ધનલોલુપ પિતા માટેનું માન કંઈક ઘટ્યું હતું.

તે જ્યારે જ્યારે વતન તરફ આવતો ત્યારે ત્યારે પિતા તરફનો આ અભાવ તેના દિલમાં જાગૃત થતો : એમને તો પૈસામાં જ સર્વસ્વ સમાયેલું લાગે છે. પણ પરાધીન દેશમાં ધનવાન પણ ગુલામ જ હોય છે. તે માટે રાજકિય સ્વતંત્રતાની પહેલી જરૂર છે. રાજકિય સ્વતંત્રતા મેળવ્યા સિવાય આર્થિક સ્વાતંત્ર્ય મળવાનું નથી, અને ત્યાં સુધી થોડાક હિન્દીઓ પાસે ગમે તેટલું દ્રવ્ય હોય છતાં તે પોતાના દેશમાં જ પારકાઓની સત્તા નીચેના ગુલામો છે. પિતાજીથી એ વાત સમજાતી નથી એટલે તે સત્તાવાળાઓની ખુશામત કરે છે. દેશને પરાધીન રાખનાર સત્તાના પ્રતિનિધિઓની ખુશામત જેવું પાપ બીજું એકે નથી. પરંતુ પિતાજીને એમાં સ્વાર્થ સધાતો દેખાય છે. મને તેમાં દેશનો દ્રોહ દેખાય છે. મોહન સમાજવાદી નજરે વિચારની કડીઓ ગોઠવતો હતો.

રાત્રીનો અંધકાર ચીરતી રેલ્વે ટ્રેઈન પોતાના લોહપથ પર ગુજરાતની ભૂમિ પર સડસડાટ દોડી રહી હતી. મોહનની આંખોમાં ઊંઘનાં ઘેરણ લાગતાં હતાં. તેથી તેની વિચારમાળાનો વેગ મંદ પડતો જતો હતો.

વતનમાં બે માનવીઓ તેની તરફ ખૂબ પ્યાર રાખતા : માતા અને પત્નિ. મોહનને તેમનું પૂનઃ સ્મરણ થયું.

'મા તે તો મા જ. એ બિચારી ભલી ભોળી પટલાણી છે. પિતા ખેતરમાં હળ ખેડતાં ખેડતાં ધારાસભા સુધી પહોંચ્યા, પણ

બિચારી માની સ્થિતિ જ્યાં ને ત્યાં જેવી જ રહી છે. એણે ઘરમાં વધેલો વૈભવ જોયો છે; પણ તેનો માનસિક વિકાસ જરા યે થયો નથી. એ વાતાવરણમાં રહેતી ચંચળમાં પછી કેવી રીતે સહેજ પણ વિકાસ શક્ય બને? છતાં સુભગાની માફક ચંચળ કદી મારું અપમાન તો ન જ કરે ને?'

અને જ્યારે નિંદ્રાના ભારે તેનાં પોપચાં દબાવા લાગ્યાં ત્યારે મોહનના દિલમાં ચંચળ માટે સમભાવની લાગણીઓ જાગૃત થવા માંડી હતી.

## પ્રકરણ ૮ મું જન્મભૂમિમાં

**આ**ણંદનું સ્ટેશન આવ્યું ત્યારે મોહન જાગી ગયો અને તેણે દાતણ કરી નાખી સ્ટેશન પર વેચાતી 'ભરામણીઆ ચ્હા' પી શરીરને થોડીક ગરમી આપી.

એ ચ્હા પીતાં મોહનને કંટાળો આવ્યો. વડોદરા રેલ્વેના સ્ટેશનો પર વેચાતી ચ્હા એ રીતે તો સાકર પાણી સાથેનો કાળા રંગનો તપાવેલો ઉકાળો જ હોય છે; પરંતુ ના છૂટકે અનેક મુસાફરો પૈસા આપીને એ ખરાબ ચ્હાનો ઉકાળો પેટમાં પધરાવી ચ્હા પીધાનો સંતોષ માને છે.

અમદાવાદનું સ્ટેશન આવ્યું તે પહેલાં મોહન બીસ્રો બાંધીને તૈયાર થઈ ગયો હતો, અને સ્ટેશન પર ગાડી આવતાં જ 'મીટર-ગેઈજ'ની ગાડી બદલવા મુસાફરોએ ધાંધલ કરી મૂકી ત્યારે મોહન એકલો એકલો વિચારવા લાગ્યો: 'આપણા લોકો જીવનમાં વ્યવસ્થા ક્યારે શીખશે?'

તે લંડનમાં હતો ત્યારે એક અંગ્રેજે તેને કહ્યું હતું કે: 'તમો હિન્દીઓ રેલ્વેની મુસાફરીમાં ટિકિટ લેતાં તેમ જ ગાડીમાં દાખલ થતાં જે વ્યક્તિવાદ બતાવો છો અને તેથી ત્યાં જે અંધેર મચે છે તે જોતાં તમારી સ્વરાજ્ય માટેની યોગ્યતા પૂરવાર થતી નથી.' તે વખતે તો મોહને તેનો સખ્ત વિરોધ કર્યો હતો; પરંતુ અત્યારે તેને લાગ્યું કે: 'એ અંગ્રેજનું કહેવું છેક ખોટું તો નહોતું જ. આપણે જીવનને સામુદાયિક હિતાહિતની નજરે વર્તવાનું વલણ જ આપ્યું નથી.

મજૂરો સાથે પોટકા ઊંચકવાનું મહેનતાણું ઠરાવતા અનેક મુસાફરો તેમની સાથે ઝઘડી રહ્યા હતા તે વખતે મોહન પોતાની પેટી અને બીસ્ત્રો ઊંચકાવી રાજપૂતાના લાઈનના સ્ટેશન તરફ ગયો.

એ ગાડીના મુસાફરો પરથી હિન્દના સાત લાખ ગામડામાં વસતા કરોડો ગ્રામીણોના સરેરાશ વિકાસનો પૂરાવો મળી રહેતો હતો. ગાડીમાંનું તેમનું વર્ણન, તેમની વાતોના વિષય અને પાછળથી આવનાર મુસાફરો સાથેના તેમની નાની અને નજીવી બાબતોના ઝઘડા જોતો, મોહન ત્રીજા વર્ગના ડબામાં એક ખૂણે બેઠો બેઠો, તે દેશના ભાવિનો વિચાર કરતો, પશ્ચિમના ગ્રામીણો સાથે ગુજરાતના ગ્રામજનોની સરખામણી કરતો અને નિરાશ થતો.

જેમ જેમ ગાડી તેની જન્મભૂમિની નજીક અને નજીક ગતિ કરી રહી હતી, તેમ તેમ મોહનના દિલમાં વતનની મમતા વધુ અને વધુ જાગૃત થતી જતી હતી અને સ્વજનોના મિલનની આતુરતા ઊછાળા મારતી હતી.

આ જ ગાડીમાં અગાઉ તે અનેક વખત દિવાળીની અને નાતાલની રજાઓમાં કોલેજમાંથી વતન તરફ જતો તે ભૂતકાળનું સ્મરણ તેને

થઈ આવ્યું. અને તે સાથે તેને પોતાનું ગામ, પોતાનું ઘર, પોતાનો મહોલ્લો, તેનાં માણુસો અને પોતાનાં જાનવરો એ બધાંનું સ્મરણ થયું.

વતનની યાદ કેટલી મીઠી અને મોહક હોય છે? એના પ્રત્યેક માનવી, રસ્તા, વૃક્ષો, તળાવ અને રમતના સ્થાનો સાથે મોહનને મહોબ્બત જામી હતી. તેને પોતાના બાલ્યજીવનની મીઠી યાદ અનેક રમણિય ભાવોની લાગણીઓ કરાવી રહી હતી. મિત્રો સાથે તે મંદિરોમાં જતો, મેળાઓમાં ફરતો, તળાવમાં ન્હાવા જતો અને ઝાડો પર આંમલી--પીંપળીની રમત રમતો; એ તમામ પ્રસંગો તેની આંખ આગળ સજીવ બની રહ્યા હતા.

ત્યાં તો દૂર દૂરથી વતનનું પરિચિત પાદર આવતું જણાયું અને થોડીક પળો ગઈ તેટલામાં વતનના મંદિરોની હવામાં રમતી ધ્વજાઓ તેમજ ઊંચા મકાનોનાં છાપરાં પણ દેખાવા લાગ્યાં. મોહન વહેલો વહેલો પોતાની પેટી અને બીસ્ત્રો ગોઠવવા લાગ્યો. અને વતનના સ્ટેશનના આંગણામાં દાખલ થઈ ચૂકેલી ટ્રેનના એન્જીને મોટે અવાજે ઉતારૂઓને તૈયાર થવાની ચેતવણી આપી દીધી.

એ સ્ટેશન બે ચાર ખડખડ પાંચમ જેવી ભાડાની ગાડી ઊભી હતી. પહેલા ત્યાં એક ગાડી મળતી નહોતી. પરંતુ ગામના લોકોની નિર્ધનતા જેમ જેમ વધતી ગઈ, તેમ તેમ કાર્પણ્યપણે રીતે પાંચ પૈસા કમાઈ લેવા માટે 'ભાડુતી ગાડી તે કેમ હંકાય?' એવું મિથ્યાભિમાન આપોઆપ દૂર થયું અને કેટલાક માણસોએ ગાડી હાંકવાનો ધંધો ભૂખ્યાં પેટને ભાડુ આપવાનો એકના એક ઉપાય તરીકે સ્વીકાર્યો.

મોહને ગાડી ઊભી રહેતાં પોતાનો સામાન નીચે ઉતાર્યો. તે પંદર દિવસ માટે આવ્યો હતો એટલે પેટીમાં થોડાંક કપડાં અને બાકીનાં પુસ્તકો હતાં

ગાડીવાળાએ એની પેટી અને બીસ્ત્રો ઊંચકી લીધા અને તેની પાછળ મોહન દરવાજામાં ટિકિટ આપીને બહાર નીકળ્યો.

એનું એ નાનકડું સ્ટેશન, રેલ્વેના પાટાના થાંભલા પરના એજ જુનાં ગ્યાસતેલનાં મેલાં ફાનસો અને રેતીનું અને કાંકરાવાળું એજ જૂનું પ્લેટફોર્મ. મોહને અનેક વર્ષોથી તેમાં જરા ય સુધારો વધારો કે પરિવર્તન થયેલું ન જોયું.

હિન્દના ગામડાંઓની માફક આ સ્ટેશન પણ કોઇપણ જાતના વિકાસ કે પરિવર્તનમાં માનતું લાગતું નથી. ટિકિટ આપતાં આપતાં મોહનના મગજમાં એ વિચાર થઇ ગયો. જ્યાં સુધી હિન્દ પર-દેશીઓનું ગુલામ છે ત્યાં સુધી હિન્દીઓનો વિકાસ રુંધાઇ જ રહેવાનો છે. એ તો સ્વતંત્રતાથી જ શકય બને છે. યુરોપ સ્વતંત્ર છે, એટલે એના માણસો પણ સ્વતંત્ર મનોદશા ધરાવે અને તેથી જ તે હિન્દ કરતાં જુદું લાગે.

'સાહેબ ક્યાં લઉં ?'

ગાડીવાળાએ પૂછ્યું, અને મોહનની વિચારધારા અટકી ગઇ. તેણે પોતાના મહોલ્લાનું નામ આપ્યું, અને રસ્તા પરની રેતી ને કાંકરા પોતાના લોખંડી પટા નીચે કચડતી, અનેક સાંધાઓમાંથી કિચૂડ કિચૂડ અવાજ કરતી ભાડાની ગાડી તેને લઇને ચાલવા લાગી.

ગાડી ઘર તરફ વળી અને મોહનને ચંચળનું સ્મરણ થયું. તેની સાથે સાથે જ જે સુભગાને તે ભૂલી જવા માગતો હતો તેનું સ્મરણ જમીનનું પેટ ફાડીને એકાએક ફૂટી નીકળતા વાસના છોડની માફક તેના મગજમાં બળપૂર્વક ઉપર તરી આવ્યું. તે ભૂલવા માટે મોહન એટલા જ બળપૂર્વક પ્રયાસ કરી રહ્યો હતો, તેટલામાં ગાડીવાને તેને પૂછ્યું :

'સાહેબ, મુંબઈથી આવો છો?'

'હા.'

'અમારા જેવાને ત્યં કંઈ કામ ન મળે?'

'કેમ અહીં નથી ફાવતું?' મોહને પૂછ્યું.

'સાહેબ ફાવે તો ઘણું ય. વતન કોને મીઠું ન લાગે? પણ અહીં તો હવે પેટ ભરવાના ય વાંધા પડે છે......'

'કેમ, ગાડીમાંથી એટલું મળી રહેતું નથી?'

'ના રે સાહેબ, કંઈ પાછા આપણા સ્ટેશને રોજ રોજ ભાડૂત મળે તેમ છે? કેટલા યે દિવસ જેવો આવું છું તેવો જ પાછો જાઉં છું. આ ઘોડાને ય પેટ તો છે જ ને સાહેબ! એની વાસે અમારા ત્રણનાં પેટ પોષાય એટલે એને ય સાચવવો જોઈએ ને?......

'ત્યારે તો તમને બહુ ત્રાસ પડતો હશે?'

'ત્રાસ! સાહેબ ત્રાસનું તો પૂછશો જ નહિ. પણ તેમાં વળી લેણદારના તકાજા તો એવા કે ન પૂછો વાત!'

'લહેણદારો જ ગરીબોના લોહી ચૂસે છે.'

'ખરી વાત છે, સાહેબ.' અને તેણે ધીમા પડેલા ઘોડાને વેગ આપવા માટે ગાડીના આગલા ભાગ પર ચાબૂકનું લાકડું ખખડાવી કહ્યુ: 'ચાલ મારા બાપુ ચાલ...'

'કંઈ નહિ. એક દિવસ એવો આવશે કે જ્યારે વ્યાજ અને ધીરધારને નામે લોકોને લૂંટારા જેવા ગણીને જ તેમનો ન્યાય કરવામાં આવશે.'

'પણ સાહેબ, એવો દિવસ ક્યારે આવશે? હું જીવતો હોઈશ ત્યાં સુધી તો એ દહાડો આવે તેમ લાગતું નથી.' અને ગાડીવાળાએ નિશ્વાસ મૂકયો.

તેટલામાં મોહનનો મહોલ્લો આવતાં ગાડીવાને પૂછ્યું: 'સાહેબ કઈ તરફ લઉં?'

'શિવલાલ પટેલના ઘર આગળ.'

'આપ કોણ?'

'મારું નામ મોહન.'

'આપ તો બારીસ્ટર થયા છોને સાહેબ?' ગાડીવાન ગભરાટમાં પડ્યો. એને લાગ્યું કે બેરીસ્ટર થયેલો મોહનલાલ જરુર કોઈ મોટો સરકારી અમલદાર હોવો જોઇએ. તેની સાથે મેં દિલ ખોલીને વાત કરી, અને લહેણદારની વિરુદ્ધમાં જેમ તેમ કહી નાખ્યું એટલે હું જરુર કંઈક મૂશ્કિલતમાં આવી પડીશ.

અને પછી તો તે બિચારો મૂંગો જ થઈ ગયો.

મહોલ્લામાં ગાડીને આવતી જોઈ આમ તેમ કૂતરા ઘોડાની સામે લાંબાં લાંબાં મોં કરીને ભસ ભસ કરી રહ્યા, અને ઓટલા પર ઊભેલી એક ડોશીએ ઘરડી આંખ પર હાથના આંગળાનું છજ્જુ કરીને ગાડીમાં બેસનારને જોવાનો પ્રયાસ કર્યો.

મોહનને આ બધું પરિચિત જ હતું, છતાં વિલાયત જઈ આવ્યા પછી જ્યારે જ્યારે ઘેર આવતો ત્યારે એને એમ થતું કે: 'આપણા લોકોમાં પાંચ હજાર વરસે પણ જરા યે પરિવર્તન થાય એવી આશા મને તો લાગતી નથી.'

દેશની આ સ્થિતિચૂસ્તતા જોઈ મોહનને દુઃખ થતું. પરંતુ એ સ્થિતિ દૂર કરવાના ઉપાય તેને સૂઝતા નહોતા.

આખરે તેનું ઘર આવ્યું અને મોહને ગાડીવાનને ગાડી થોભાવવાનું કહ્યું.

ગાડીમાંથી મોહન નીચે ઊતર્યો અને ગાડીવાને તેનો સામાન ઓટલા ઉપર મૂક્યો.

મોહને તેને બે આના વધુ આપ્યા. એટલે રાજી થતા ગાડીવાન તેને સલામ કરીને ગાડી ચલાવી ગયો.

મોહન પોતાના આંગણામાં દાખલ થયો. ત્યાં વર્ષોથી ગોઠવી રાખેલ લાકડાનો ઢગ જેમ ને તેમ પડ્યો હતો અને બાજુમાં જ એની પૂરાણી કુહાડી પડી હતી. એક ખૂણામાં માટીનો ઢગલો, તેની બીજી તરફ ન્હાવાનો પત્થર અને બે ખીંટીઓ પર બાંધેલી દોરી પર સૂકાતાં પડેલાં કપડાં લટકતાં હતાં. અનેક વર્ષો થયાં ઘરનો એજ દેખાવ અને એજ રંગઢંગ ચાલતા હતા.

મોહને ત્યાંથી જતાં જતાં કહ્યું : 'હિંદુસ્તાનમાં યુગપલ્ટાની ય અસર થતી નથી એવું અંગ્રેજો કહે છે ત્યારે હિન્દીઓ રોષે ભરાય છે; પરંતુ બાલ્યકાળથી આ ઘરનો જે દેખાવ હું જોતો આવ્યો છું તેમાં જરા યે ફેર પડેલો નથી. એ શું બતાવે છે ?'

મોહનના દિલમાં સ્વજનોને મળવાની તાલાવેલી લાગી હતી. તે બારણામાં પેસતાં જ માતાને જોતાં આનંદના ઊછાળા સહિત બહાર પડી.

'બા !'

'કોણ? ભાઈ મોહન? ઓચિંતો? આવ ભાઈ!' માતાએ એવડાં મોટા દીકરાને હૈયા સરસો ચાંપી, તેનો પંજો હાથમાં લઈ તે પર મમતા ભર્યું ચૂંબન કરતાં કહ્યું: 'કાગળ તો આગળથી લખવો હતો.'

'ઓચિંતો આવ્યો...'

એટલામાં શિવા પટેલ બહાર આવ્યા. તેમણે મોહનને જોઇને કહ્યું: 'આવ્યો મોહન?'

'હાજી.' મોહને તેમને દૂરથી જ જવાબ આપ્યો. તે વખતે અંદરના ખંડમાંથી મોહન સામે સહેજ સહાજ જોઇ મલકાતી ચંચળ લાજ કાઢી કામનું નિમિત્ત શોધી બાજુના ખંડમાં ગઈ તે મોહને જોયું.

'કાગળ લખ્યો હોત તો ગાડી મોકલતને! ઘરની ગાડી છતાં નકામાં ભાડાની ગાડીવાળાને પૈસા આપ્યા હશે....'

માતાની મમતા આગળ પિતાની પૈસાની વ્યવહારું વાતો મોહનને નકામી કંજુસાઇ જેવી લાગી. અને તેથી તેને કંટાળો આવ્યો.

દીકરાને દેખતાં જ મા દુનિયાની બધી વાતો વિસરી જાય છે, પણ પિતા કદી પણ વ્યવહાર ધરમ ભૂલતો નથી. મોહનને અત્યારે નાનપણમાં અનેક માણસોના મૂખે સાંભળેલી વાતોનું સ્મરણ થયું. માતા અને પિતાના બાળકો તરફના પ્રેમનું સાદી ભાષામાં પૃથક્કરણ કરતા અનેક ગ્રામવાસીઓ કહેતાં કે: 'ઘોડે ચઢનારા બાપ નહિ હોય તો ચાલશે પણ મજૂરીથી જીવનારી માતા હશે તો સંતાનને દુઃખ દેખવા વારો નહિ આવે.' એ લોકવાણીનું રહસ્ય મોહન અત્યારે બરાબર સમજી શક્યો.

શિવા પટેલના કુટુંબમાં લાજ મર્યાદાના વણલખ્યા નિયમોનું સર્વોપયોગી પાલન થતું હતું, એટલે ચંચળની ઈચ્છા છતાં પતીને મળી શકે તેમ ન હતું અને મોહનથી પણ યુરોપના યુવકોની માફક માતાપિતાની મર્યાદા તોડીને વહેલા વહેલા દોડી જઈ પત્નિ સાથે પ્રેમાલાપ થઈ શકે તેમ ન હતું.

હિન્દુ સમાજની લાજ મર્યાદની આ રૂઢિઓ તરફ મોહનને વિશેષ તિરસ્કાર હતો. એનું ચાલત તો તે એ રૂઢિના મૂળમાં જ સુરંગ મૂકી તેને છિન્ન ભિન્ન કરી નાખતઃ પણ શિવા પટેલની સામે કુટુંબમાં કોઈ વિરોધ ઉઠાવી શકે તેમ હતું નહિ. મોહન બેરીસ્ટર થયો હતો પણ ઘરમાં તેનાથી વાદવિવાદ કરી શકાતો નહોતો.

આ સ્થિતિમાં વસ્ત્રો બદલવાના મિષે મોહન મેડા ઉપર ગયો, અને ઘણે દિવસે પતીને જોઈ તેને મળવા આતુર બનેલી ચંચળ પણ કંઈક કામનું બહાનું શોધીને અંદરના દાદરથી ઉપર ગઈ.

ઓરડામાં મોહન એકલો જ હતો. તે કપડાં બદલવાની તૈયારી કરે તેટલામાં દાદર પર કોઈ ધીમે પગલે ચઢતું હોય તેવું એને લાગ્યું, અને ચંચળ ઉપર આવીને સહેજ સંકોચથી મોહનથી થોડેક દૂર ઊભી રહી.

'કેમ છે, તબિયત તો ઠીક રહે છે ને?' મોહને તેને પૂછ્યું. સ્ત્રીસુલભ ઊર્મિથી ચંચળના મૂખ પર સ્વાભાવિક આછું સ્મિત ફરકી ગયું. તેણે મોહનના પ્રશ્નના જવાબમાં હકારસૂચક માથુ હલાવ્યું.

મોહન ઊભો હતો ત્યાંથી ખસીને સહજ ચંચળ તરફ ગયો. અને ધીમેથી બોલ્યોઃ 'કેમ કંઈ બોલતી નથી?'

બહુ દિવસ સુધી જે જોવા પણ ન મળતા હોય એમની સાથે બોલવાની ટેવ ક્યાંથી પડે? બાહ્યાભિનય જરા યે ન સમજનારી ગામડાની સરળ ગુજરાતણ એકાંતમાં ઘણા દિવસોયે મળેલા પતીને પોતાની તરફ ખેંચવા નૈસર્ગિક રીતે જ અતિ આકર્ષક અભિનય કરે છે. તેનાથી એ અભિનય સ્વયંભુ રીતે જ થઈ જાય છે. તેવા અભિનય ચંચળથી થઈ ગયા. એના હોઠ, કીકીઓ અને એનું વદન જ નહિ પણ એનું રોમેરોમ તે વખતે રોમાંચ સ્મિત કરી રહ્યું હતું.

મોહન સુભગાના અભિનયથી, તેની સંસ્કારી ગણાતી પ્રેમ-ચેષ્ટાઓથી અને તેની બુદ્ધિ-વૈભવની ખાત્રી આપનારી એની વાતોથી મોહ પામી ગયો હતો. તેની સરખામણીમાં ચંચળ તેને છેક જ ગામડિયણ લાગતી હતી; છતાં અત્યારે તો તે સુભગાને વિસરી ગયો અને લોહચૂંબક તરફ લોઢું ખેંચાય તેમ તે ચંચળના સ્વાભાવિક આકર્ષણે તેની તરફ ખેંચાયો.

તેણે શરમાતી સંકોચાતી ચંચળનો હાથ પકડ્યો. ચંચળે હાથ ખેંચવાનો પ્રયાસ ન કર્યો. છતાં લજ્જાથી આંખોનાં પોપચાં નીચાં ઢળી ગયાં, અને પગના અંગૂઠાથી જમીન ખોતરતી હતી ત્યાંની ત્યાં ઊભી રહી.

એની નસેનસમાં તે વખતે વીજળી દોડી રહી હતી. એના હૈયામાં અનેક અણકથ્યા ભાવો છૂપાઈ રહ્યા હતા.

'મારી પર આટલી શરમ?'— અને મોહને મૌનવ્રત ધારણ કરી ઊભેલી તંદુરસ્ત, માંસલ, ભરાવદાર અને સશક્ત ચંચળને પોતાની તરફ ખેંચી.

એમના અધરે અધર જ્યારે અદ્વૈત અનુભવી રહ્યા હતા ત્યારે મોહનના દિલમાં અકસ્માત વિચારની વીજળી ચમકી ગઈ: મેં આને

ભોળીને દગો દેવા માંડ્યો. એ વાતની એને ખબર પડી જાય તો? એના દિલને કેટલો આઘાત થાય?

મોહને કહ્યું કે: ચંચળ ગમે તેવી પણ મારી જ પત્નિ છે. સુભગાની માફક તે મારું અપમાન ન કરે અથવા તો પોતાના દિલ બહેલાવવાના એક સોંઘા સાધન તરીકે મારો ઉપયોગ કરી પછી મારી અવગણના ના કરે.

એને બે ચાર મીઠી વાતો કરીને ચંચળને લાડ કરવાની વૃત્તિ થઈ આવી, પણ તેટલામાં તો મોટેરાઓથી ડરતી ચંચળે મોહનનો ભૂજબંધ છોડાવતાં કહ્યું: 'કો'ક આવી જશે.' અને સંકોચાતી શરમાતી, લજ્જામણીશી તે પોચે પગલે દાદર ઉતરી ગઈ.

અને તે દેખાતી બંધ થઈ ત્યાં સુધી મોહન તેને જોઈ રહ્યો.

## પ્રકરણ ૯ મું . વિસંવાદી સૂર

**રાત** સુધીમાં કેટલાં ય માણસો મોહનને મળવા આવી ગયા. ઘણાઓએ તો મુંબઈથી આવેલા મોહન પાસેથી હલવાનાં પડીકાં અને ફળફળાદી તેમજ મેવો મેળવવાની આશા રાખેલી છતાં મોહન તો પેટી ભરીને કપડાં અને પુસ્તકો સિવાય બીજું કંઈ લાવ્યો નહોતો.

એક ડોશીએ તેમજ તેની એક દૂરની માસીએ તો મોઢે ચઢીને કહ્યું પણ ખરું કે અમને તો લાગ્યું હતું કે મોહનભાઈ મુંબઈથી આવ્યા છે તે કંઈ હલવો કે દ્રાક્ષ અથવા કાજુ લાવ્યા હશે તેથી મોઢું મીઠું કરીશું. પણ તમે તો કંઈએ આપતા નથી.

એની બાએ તેના જવાબમાં કહ્યું : ' એને તો એવું તેવું લાવવાની ટેવ જ નહિ ને ! '

તુરત જ માસીએ કહ્યું: ' વિલાયત જઈ આવે એટલે બધા સાહેબ થઈ જાય અને આપણને ભૂલી જાય. કહે છે કે ત્યાં તો છોકરાઓ માબાપની પણ પરવા કરતા નથી. '

મોહનને એ વખતે લાગ્યું પણ ખરું કે: 'આવતી વખતે થોડો ઘણો મેવો મીઠાઈ લાવ્યો હોત તો આવી વાતો સાંભળવી પડત નહિ.'

મુંબઇથી આવનારને આટલાં બધાં લોકો મળવા આવે તે મોહનને પસંદ નહોતું.

'આપણા લોકો કેટલો બધો વખત આવા વિના કારણે મળવા મૂકવામાં ગુમાવે છે? એટલો વખત તેઓ જો કાંઇક ગૃહઉદ્યોગ પાછળ ગાળતા હોય તો?'

જ્યારે જ્યારે તે ગામ આવતો ત્યારે ત્યારે તે દેશના ભાવી માટે નિરાશા અનુભવતો.

'આપણા લોકો પ્રગતિ શું તે જ કદી જાણવાના નથી. જ્યારે જ્યારે હું અહીં આવ્યો છું, ત્યારે બધું વીશ પચીશ વર્ષ પર હતું તેવું ને તેવું જ લાગ્યું છે; ખરેખર આપણે સ્થિતિચુસ્ત જ છીએ.' માસીને મીઠાઈ માગતા જોયા પછી મોહન અત્યારે પણ એ જ વિચાર ફરીથી કરવા લાગ્યો.

તેવામાં એના બે ત્રણ બાલમિત્રો આવ્યા. તેઓમાંના બે તો સ્થાનિક કોર્ટમાં વકીલાત કરતા હતા, અને એક વ્યાપાર કરવા સાથે બને તેટલી જાહેર સેવા કરતો હતો.

તેમની સાથે પણ વાત કરતાં મોહને કહ્યું: 'અનિલ, મને આપણા દેશના ભાવી માટે કશી જ આશા લાગતી નથી.'

'તું તો વિલાયત જઈ આવ્યા પછી નિરાશાવાદી બની ગયો છે.'

'એ આક્ષેપ સાચો નથી.' મોહને પોતાનો બચાવ શોધ્યો.

'તો દેશના ભાવી માટેના તારા વિચારો પણ ખોટા છે.' ચુનીલાલ વકીલે કહ્યું.

'મારી પાસે તે માટેનાં કારણો છે.'

'કયા ?'

'જુઓ, તમારા ત્રણમાંથી બે તો સુધરાઈના સભ્યો છો અને અનિલ દેશસેવક છે. હું પહેલાં તમને બન્નેને પૂછીશ કે તમારી સુધરાઈ શું કરે છે ? હું તો જ્યારથી આવ્યો છું ત્યારથી રસ્તામાં કીચડ, પાણી, એંઠવાડ અને રખડતાં ઢોર તેમજ ગંદા ખસલેલિયાં કૂતરાં જોયાં જ કરું છું. શા માટે તમારી સુધરાઈ એ અટકાવી ન શકે ?'

'સુધરાઈ પાસે પૈસા નથી.'

'પૈસા ન હોય તો કર નાખવો જોઈએ.' મોહને કહ્યું.

'પણ અહીંના લોકો વિલાયતી માણસો જેટલા પૈસાદાર નથી.' અનિલે કહ્યું. 'મોહન, આપણા લોકો એકાદ બે વર્ષ વિલાયત રહી આવે છે કે પછી વિલાયતી આંખે હિન્દનાં ગામડાંને ય જોતાં થઈ જાય છે. એટલે જ તેઓ નિરાશાવાદી બને છે. જો તેઓ વાસ્તવિક પરિસ્થિતિનો વિચાર કરતા હોય અને તુલનાત્મક દૃષ્ટિએ વાત કરતા હોય તો સમજી શકાય. દોસ્ત, કર વધારવાની તું વાત કરે છે, પણ વિલાયતી લોકોની સરેરાશ આવક આપણા કરતાં પંદરથી વીસ ગણી વધારે છે......'

'એ તો બધા બહાનાં. ખરી વાત એ છે કે આપણી રહેણી કરણીમાં સ્વચ્છતાના સિદ્ધાન્તનું પાલન થતું નથી.' એક વકીલ મિત્ર બોલ્યો, 'પણ જો તે આપણી રાષ્ટ્રિય આદત બની બેઠી હોય તો તેની કેવળ ટીકા કરવાથી શું વળે ? લોકોની ટેવો ધીરે ધીરે સુધરે.'

'કેળવણીના પ્રચાર સાથે એવા થોડા ઘણા સુધારા થતા જાય છે.' બીજા વકીલે કહ્યું.

'પણ સરકાર કેળવણી પાછળ પૈસા જ ક્યાં ખર્ચે છે?' અનિલે કહ્યું.

'તો સરકાર સામે વ્યવસ્થિત લડત ચલાવવી જોઈએ......'

'તે પણ ચાલી રહ્યું છે, અમે કંઈ હાથ જોડીને બેસી નથી રહ્યા.'

'છતાં યુરોપ જેવું નહિ.'

'બન્ને દેશની ભૂમિકાઓ જુદી છે. એમ તો તું હવે સમાજવાદી થયો છું. પણ તમે લોકોએ આજ સુધીમાં શું કરી બતાવ્યું.?'

મોહનને આ બધી ચર્ચા નકામી લાગી. એના મનમાં તો એટલી વાતની ગાંઠ જ વળાઈ ગઈ હતી કે, પોતાની જન્મભૂમિના લોકો છેક જ સ્થિતિસ્થાપક છે. તેઓ પ્રગતિનો વિચાર જ કરતા નથી.'

એટલે એ બધા મિત્રો ગયા તે પછી તેણે સ્વતંત્ર કહ્યું: 'જ્યાં લોકોને દોરનારા માણસોમાં જ વસ્તુસ્થિતિની વૈજ્ઞાનિક સમજણ ન હોય, ત્યાં પછી લોકોમાં ઉત્સાહ આવે જ શા રીતે?'

મોહનને હવે તો લાગ્યું કે: 'હું અહીં નકામો આવ્યો. આના કરતાં તો મુંબઈમાં જ રહ્યો હોત તો સારું.'

અને પછી તે બત્તી સળગાવી પુસ્તક વાંચવા બેઠો. એ પુસ્તક આમ જનતા સરકાર તંત્રની તમામ સત્તાઓ હાથ કરે તે પછી સામ્યવાદી ધોરણે સમાજવ્યવસ્થા કેમ કરવી તેના કાર્યક્રમની વિગતો સમજાવતું હતું.

મોહનને જેમ પોતાના જન્મસ્થાન અને સ્વજનોના સંબંધમાં નિરાશાની લાગણી થતી હતી, તેમ શિવા પટેલને મોહનના સંબંધમાં નિરાશા જ થતી હતી.

એના ઉપર મૂકેલી તેમની તમામ આશાઓ નિષ્ફળ નિવડી હતી. તે આઈ. સી. એસ. ને બદલે બૅરીસ્ટર થઈને આવ્યો, અને જ્યારે દેશી ભાષાના વકીલો ગામમાં રહીને મહિને દિવસે બસો ચારસોની 'પ્રેક્ટીસ' કરતા હતા, ત્યારે મોહન મુંબઈમાં રહીને બૅરીસ્ટર તરીકે હજી સુધી એક પાઈ પણ કમાઈ શક્યો નહોતો; અને તેથી તેનું ખર્ચ પોતાને ઊઠાવવું પડતું હતું એથી થાકી હારીને શિવા પટેલે તેને પોતાની લાગવગથી એક ઑફિસમાં નોકરી અપાવી હતી. ત્યાં વળી તે સમાજવાદના લફરામાં પડ્યો, એટલે ભવિષ્યમાં ક્યાંય સબજજ થવાની અથવા તો અમલદારી લાગવગથી એને ક્યાંક નાનકડા રજવાડાના દીવાન તરીકે ઠસાવી દેવાની પોતાની યોજના પણ નિષ્ફળ જ નિવડી હતી.

આથી મોહનને પહેલે જ દિવસે કંટાળો આવી ગયો. છતાં માતાની મમતા એને ઘણી વખત ગામ તરફ ખેંચી લાવતી હતી.

એના પિતા પોતાના નાનકડા ક્ષેત્રના મુત્સદ્દી અને ખટપટી અમલદારોના મંડળોમાં ભળનારા છતાં જૂના વિચારના અને પટેલશાહી કપડાં પહેરનારા હતા, પણ તેની માતા તો બિચારી ઘરની ચાર દિવાલો વચ્ચે જ જીવન ગાળતી હતી. એટલે ઘર, કુટુંબ કે બહુ બહુ તો ન્યાતની વાતો સિવાય માતા કશું વધુ સમજી શકતી ન હતી.

'જ્યાં સુધી આપણી માતાઓની આ દશા છે, ત્યાં સુધી આપણું સ્વરાજ કેવી રીતે સર કરી શકવાના હતા ?' પ્રત્યેક વિચાર તે વિલાયતની ભૂમિકા પર ખડો રહીને કરતો. પોતાની માતા અને પત્નિ જગતના રાજકારણમાં રસ લેતા થાય અને તેની સાથે તે

વિષયમાં ચર્ચા કરે એવા એને કોડ હતા, છતાં કોઈ કોઈ વખત તે એકલો એકલો મનને મનાવતો: હજુ એ દિવસો જોવાના હિન્દવાસીઓના ભાગ્યમાં નથી. માતા હવે વૃદ્ધ થયાં, આટલા વર્ષ એમણે જે સ્થિતિમાં ગાળ્યાં, તેમાં હવે મારી ખાતર શી રીતે પલ્ટો થાય તેમ હતો?'

જીવન તરફના અસંતોષને મોહન આ રીતે એકલો એકલો અનુભવતો અને નિરાશ થતો.

રાત્રે વાળુ કર્યા પછી પણ તે તો વાંચવા જ બેઠો. રાત્રે રસોડાના કામથી પરવાર્યા પછી જરા મોડેથી ચંચળને મોહનની પાસે જવાની ફુરસદ મળી.

તેને જોઈને મોહને કહ્યું: 'હું આવ્યો છું છતાં તું આટલી બધી મોડી ઉપર આવી?'

'કામથી પરવારીએ ત્યારે જ અવાય ને!' ચંચળે ઠંડે ભાવે કહ્યું.

'તને વરને મળવાનો ઉમંગ નથી આવતો?'

'તમે આવ્યા છો તે ઓછા કંઈ નાસી જવાના છો?'

મોહનને ચંચળનાં આવાં વચનોથી નિરાશા થઈ. 'લંડનની સ્ત્રીઓ વર સાથે કેવી રીતે વાતો કરે છે? સુભગા આ રીતે વાત કરે ખરી?—ક્યાં સુભગા અને ક્યાં આ?'

અને પછી તેણે ચોપડીને બંધ કરી બાજુ પર મૂકી. ચંચળ હજી ઊભી રહી હતી. તેને તેણે કહ્યું: 'હજુ યે કંઈ કામ બાકી રહ્યું છે કે શું? આમ ઊભી શા માટે રહી છે? અહીં આવીને મારી પાસે બેસ તો ખરી!'

ચંચળ આવીને તેની બાજુમાં ખાટલા પર બેઠી. તેને ખભે હાથ મૂકીને મોહને પૂછ્યું: 'તને અહીં ફાવે છે?'

'શા માટે ન ફાવે?'

'હું નથી હોતો તો પણ?'

ચંચળ સહજ શરમાઈ છતાં જરાક હસી ગઈ. અને તેણે મોહનના હાથ પર પોતાનો હાથ મૂક્યો.

'આ સ્ત્રી સાથે શું વાત કરવી!' તે વિચારવા લાગ્યો અને તે મૂંગો મૂંગો ચંચળના વાંસા પર પોતાનો હાથ ફેરવવા લાગ્યો.

તેણે ચંચળની સામે જોયું. એક વખત તે એના ગોળ, ગોરા, ઘાટીલા વદન પર મોહ પામ્યો હતો. તેને એ દિવસોનું સ્મરણ થયું, અને તેનામાં પુરુષોચિત લાગણી જાગી ઊઠી.

તેણે એના વાંસા પાછળથી પોતાના હાથને ઊંચે લાવી ચંચળનો ખંભો દાબ્યો અને આવેશથી તેને પોતાની તરફ ખેંચી. છતાં તેના મનમાં સુભગા સાથે ચંચળની સરખામણીની વીજળી એકાએક ચમકી ગઈ: 'ક્યાં સુભગા અને ક્યાં આ ગામડિયણ ચંચળ! આની સાથેનો ગૃહસ્થાશ્રમ દયા ઉપજાવનારો અને બોજારૂપ જ છે.' છતાં કોઈ પણ રીતે તે સુભગાને વિસરી જવા માગતો હતો, અને ગમે તેવી તો યે પોતાની પરિણિત પત્નિ તરફ મમતા કેળવવા માગતો હતો.

તેણે ચંચળના પંજાને હાથમાં લઈને રમાડવા માંડ્યો, અને અકસ્માત તેની દૃષ્ટિ એના મહેનતથી કપાયલા જાડા આંગળાં તરફ ગઈ.

વાસણ માંજી માંજીને તેના બધા નખ અર્ધા ઘસાઈ ગયા હતા, અને નખ તેમજ ચામડીની વચ્ચે સાંધામાં કચરો ભરાઈ રહ્યો હતો; અને ઘડી ઘડી તે શરીરના કોઈ ને કોઈ ભાગ પર ખણુ ખણુ કર્યા કરતી હતી.

છતાં તે બધાં તરફ જોયું ન જોયું કરીને મોહને પંપાળતાં પંપાળતાં પૂછ્યું : 'તું આમ છેક મૂંગી જ કેમ બેસી રહે છે ?'

ત્યારે શું કરું ?'

'તને વાત કરતાં જ આવડતી નથી ?'

'મને બહુ વાતો આવડતી નથી.'

'ઘણી સ્ત્રીઓ પરદેશથી આવેલા પતીને કેટલી બધી વાતો કરે છે ?'

ચંચળ ફરીથી બોચી ખણવા લાગી. અને શું કહેવું તે સૂઝતું ન હોય તેમ ધીમેથી બોલી : 'મને તમારી સાથે વાતો કરવાની ટેવ નથી.'

મોહને ચંચળની હડપચી પકડી તેના મુખને ઊંચું કરી તેની સામે હસીને કહ્યું : 'તમે બધા અહીં કેવી રીતે રહો છો, શું કામ કરો છો, એવું એવું કંઇ તો કહે.'

'એમાં તમને શું કહેવાનું છે ?' ચંચળે કહ્યું. 'અમે બધા અહીં કેવી રીતે રહીએ છીએ અને શું કરીએ છીએ તે તમે ક્યાં નથી જાણતા ?...સાંભળો, સવારમાં હું વહેલી ઊઠું છું, ભેંસ દોહું છું, પાણી ગરમ કરું છું, ઘરમાંથી વાસીદું વાળું છું, પાણી ગળું છું અને પછી કૂવે પાણી ભરવા જાઉં છું...'

'એ તો બધું હું જાણું જ છું.' કંટાળીને મોહન વચ્ચે જ બોલી ઊઠ્યો.

'તે તો હું કહેતી જ હતી ને ?'

મોહનને વિચાર થયો કે જો આને ઠેકાણે સુભગા હોત તો તે જરૂર એમ પૂછત કે : 'મુંબઈમાં તમે કેવી રીતે રહો છો તે તો

કહો ?' પણ ચંચળે એવું કંઈ પૂછ્યું નહિ એટલે પોતે જ તેની આગળ એ વાત કરવા લાગ્યો.

ત્યારે એ વાતમાં પોતાને કશી સમજ પડતી ન હોય તેમ તે માત્ર બધું સાંભળી રહી હતી. વચ્ચે વચ્ચે મોહનના હાથ પર તે પોતાનો હાથ મૂકતી કે જરાક પંપાળતી એટલું વધારામાં.

મોહનને લાગ્યું કે પોતાનો પ્રેમ વ્યક્ત કરવા માટે એને એ સિવાય બીજું કંઈ આવડતું નથી.

પોતાની મુંબઈગીરી વાતોમાં ચંચળને ખાસ રસ પડતો નથી એ જોઈને તેણે વાતનો વિષય બદલ્યો.

'અહીં તારે ખૂબ કામ કરવું પડે છે?'

'ઘરનું કામ તો કરવું જ પડે ને?'

'બા તારી પાસે વધારે કામ કરાવે છે?'

'મને કોઈ તેમ કહેતું નથી. મારે જે કામ કરવું જોઈએ તે હું કરું છું. મુંબઈમાં તમારી પાસે પણ શેઠ કામ કરાવતા હશે ને?' ચંચળે પૂછ્યું.

'મારી પર ત્યાં કોઈ કામ કરતું નથી.'

'એમ કે?'

'ચંચળ, તું મારી સાથે મુંબઈ આવીશ?'

'ત્યાં આવીને હું શું કામ કરી શકીશ?'

'તને મારી સાથે રહેવાની ઇચ્છા થતી નથી?'

ચંચળને જલ્દી જવાબ જડ્યો નહિ. પણ તેણે પોતાનું માથું મોહનની છાતી પર ઢાળી દીધું. પ્રેમને વાણીમાં વ્યક્ત કરવાની કલા ગામડાની ભલી, ભોળી, નિખાલસ અને લજ્જાળું સુંદરીઓને આવડતી નથી.

જાણે દયા કરતો હોય તેમ મોહને ચંચળની એ પ્રેમચેષ્ટાનો ચુંબનથી જવાબ આપ્યો, પણ ચંચળ તેના પ્રશ્નોના ખુલાસાવાર જવાબ ન આપે તેથી કંટાળતો હતો. એટલે તેણે કહ્યું: 'તું મારી સાથે દિલ ખોલીને વાત કેમ કરતી નથી?'

'એ જાતની ટેવ મને પડી જ નથી. તમે વિલાયત ગયા તે પછી મારી સાથે બહુ રહ્યા જ ક્યાં છો તે?'

ચંચળ મોહનના કપડાને પંપાળવા લાગી. અને પછી પોતાની સાડીના છેડાને આમળતાં આમળતાં શરમાતા શરમાતાં તેણે કહ્યું: 'મુંબઈમાં તો બધી જ બાયડીઓ પરીઓ જેવી હશે નહિ?... તમારા જેવા ભણેલા ગણેલાઓને એ બહુ ગમતી પણ હશે...ત્યાં મારા જેવી ગામડી બાયડી તમને કેમ ગમે?......કદાચ તમે પણ ત્યાં એકાદ પરી શોધી કેમ કાઢી નહિ હોય? ભાયડાના દિલ તો ભગવાન પણ વાંચી શકે તેમ નથી.'

ચંચળ આ બધું ભોળેભાવે જ બોલી રહી હતી. એના દિલમાં કાંઈ પાપ નહોતું તેમ મુંબઈની પરી માટેની અદેખાઈનો ઉકળાટ પણ ન હતો. મુંબઈમાં મોહન કેવી રીતે રહે છે તે બાબતથી પણ તે તો બિચારી સાવ અજ્ઞાત જ હતી.

ચંચળની આ જાતની વાતચીત, શરમ, સંકોચ વગેરેથી મોહનને તો તેની દયા જ આવી. તેણે સ્ત્રી જાતિના સ્વાભાવિક વિકાસને રુંધતી સામાજીક રૂઢિઓ અને બંધનોનો જ દોષ તેમાં જોયો. એ બધા બોજા નીચે અનેક ચંચળો આજે ગુજરાતના લાખો ઘરોમાં દબાઈ, કચડાઈ રહેલી છે અને તેથી તે જેમ સાસુથી, સસરાથી અને બીજાઓથી ભયભીત રહેતી, તેમ તે પતી તરફના ભયથી પણ ફરી

રહેલી છે એ વાત પણ મોહન સમજી શક્યો હતો. નહિ તો બૅરીસ્ટર થયેલો પતી ઘેર આવે ત્યારે તે એની સાથે વડીલોને દેખતાં વાત પણ કરી ન શકે, એ સમાજનો શું જેવો તેવો ત્રાસ છે?

મોહનની આંખ નિદ્રાથી જ્યારે મિંચાઈ ત્યારે તેના દિલમાં હિન્દુ સમાજની ત્રાસદાયક રૂઢિનો વિનાશ કેમ કરવો તેના જ વિચારો ચાલી રહ્યા હતા, છતાં ઊંડે ઊંડે તેને ચોતરફ નિરાશા જ દેખાતી હતી.

## પ્રકરણ ૧૦ મું — આદર્શોની અથડામણ

**પ્રથમ** દૃષ્ટિએ મોહનને પોતાના ગામમાં ખાસ પરિવર્તન દેખાયું નહિ, છતાં એક બે દિવસના અનુભવે તે જોઈ શક્યો કે યુગબળની અસર ત્યાં પણ ઠીક ઠીક જણાયા સિવાય રહી નહોતી.

અહીં પણ ગઈ કાલના અને આવતી કાલના વિચારોની વચ્ચે અને તેમાંથી નિર્માણ થતા આદર્શોની વચ્ચે સારું જેવું ઘર્ષણ ચાલુ થઈ ગયું હતું.

વૃદ્ધો અને આધેડ વયનાં માણસો માત્ર ભૂતકાળ તરફ જ દૃષ્ટિ રાખતા હતા. તેમને મન જૂનવાણી વ્યવસ્થા જ સર્વાંશે સંપૂર્ણ લાગતી હતી. અને નવા વિચારના જુવાનીઆઓના આચાર વિચારોથી તેઓ અકળાતા હતા. અને એ નવી પેઢીના માણસો મારફત કલિકાળ પોતાનો પ્રભાવ જમાવી રહ્યો હતો તેમ માનીને તેઓ નિશ્વાસ મૂકતા.

દુષ્કાળ, અતિવૃષ્ટિ, રોગચાળો એ બધું નવીન વિચારવાળાઓના પાપકર્મોનું જ પરિણામ તેઓ માનતા, અને તેમને લીધે કલિકાળ

પોતાની મોટી પાંખો ફફડાવતો જગત તરફ વેગપૂર્વક ધસી આવતો હતો એવું માની બને તેટલી રીતે તેઓ દરેક જાતના નવીન વિચારોનો સામુદાયિક વિરોધ કરવામાં જ પ્રલયને દૂર રાખવાનું પૂણ્યકાર્ય કરવાનો સંતોષ માનતા.

નવયુવાનોને તેઓ ધર્મ વિરોધી અને ખોળાવેડા કરનારા માનતા. પરંતુ તેઓ ઘરથી માંડીને ગામ સુધીની જે અસ્વચ્છતાને સહી લેતા તેમાં તેમને કંઈ જ ખોટું દેખાતું નહિ.

બારી અને બારણાંઓની સંખ્યા નવાં મકાનોમાં વધતી જતી હતી, છતાં મોહને અનેક માણસોને ખૂદ મકાનમાં જ નાક સાફ કરતાં અને દિવાલો પર થૂંકવામાં જરા પણ સંકોચ ન પામતાં જોયાં, ત્યારે તેને એ જૂનવાણી માણસોની વિશુદ્ધિની ગોટી મોટી વાતો તરફ ખૂબ જ ચીડ ચઢી. એણે જૂના વિચારના તમામ માણસોના વિચાર અને આચારની વચ્ચે દંભ સિવાય કશું જ જોયું નહિ. જમતી વખતે બીજી ન્યાતના માણસનો સ્પર્શ થતાં પણ વટલાઈ જતા માણસો જ્ઞાતિભોજન માત્ર રસ્તાઓના ગંદવાડ વચ્ચે બેસીને લેતા ત્યારે તો મોહનને એમના એ વર્તન માટે તિરસ્કાર જ થતો.

જે રસ્તાઓમાં માણસો થૂંકે, પેશાબ કરે, કૂતરાં અને ઢોર શૌચ કરે, તેવા મલીન રસ્તા પર મેલાં ગંદાં પતરાળાંમાં મિષ્ટાન્ન જમતા બ્રાહ્મણોનો આનંદ, એ મોહનને મન તો માનવતા પર અત્યાચાર જ હતો. પરંતુ જૂના માણસોને તેમાં કશું જ ખોટું દેખાતું નહિ. તેઓ તો ઉલટા શિક્ષિત માણસોના અને ડોકટરોના જંતુઓને લગતા ભયની ઠેકડી જ કરતા !

ગામમાં બે ચાર ઠેકાણે રેડીઓ આવ્યા હતા તે સાંભળવામાં

સમય બગાડવો અથવા તો ક્રિકેટ રમવામાં ભાગ લેવો તેને ઘરડા માણસો સમયનો મિથ્યા બગાડો માનતા, અને જે મોટી વયના માણસો એ રમતમાં ભાગ લેતા તેમને બેશરમ તેમજ નફ્ફટ ગણીને તેઓ હસી કાઢતા !

પોતાના વ્યક્તિગત સ્વાર્થ સિવાયની બીજી બધી વાતોમાં તેમને શક્તિ અને સમયનો મિથ્યા વ્યય જણાતો. દેશની સ્વરાજની વાતો તેમને ઈશ્વરની વ્યવસ્થા સામેના બંડ જેવી લાગતી. અને એવી વાતો કરનારાઓ જ દેશ ઉપર દુઃખના ડુંગર ઢોળી પાડવાના છે, એમ માનીને તેઓ તેમનો તિરસ્કાર કરતા.

તેમને સહુથી વધુ દુશ્મનાવટ પુસ્તકોની સામે જણાતી. પરંતુ મોહનને એ ગામમાં એક નવું તત્ત્વ જણાયું. તે તત્ત્વ નવજવાનોનું. તેઓ ખાસ કરીને જૂનવાણી જમાતથી હરેક રીતે જુદા જ પડતા હતા. આચાર, વિચાર, પોષાક અને પરસ્પરના વ્યવહારમાં તેઓ જૂના માણસો કરતાં જુદા જ તરી આવતા.

ખુલ્લા માથે ફરવું તેને જૂના માણસો અપશુકન માને છે, પરંતુ ગામમાં અનેક છોકરાઓ અને જુવાનીઆઓ આજકાલ ખુલ્લે માથે ફરતા હતા. અને ઘરડાં માણસો તેમને 'શમશાનીઆ' કહી કહીને ગમે તેટલા વગોવે છતાં તેઓ તેથી જરા પણ શરમાયા સિવાય ઉઘાડા માથે ફરી શકાય જ નહિ, એવા રુઢિબંધનનો ધ્વંશ કરી રહ્યા હતા. અને પછી તો વૃદ્ધો ય થાકીને બધું નિભાવી રહ્યા હતા.

જુવાનીઆઓના આ બંડખોર સ્વભાવે દરેક બાબતમાં માથું ઊંચકવા માંડ્યું હતું. તેઓ ન્યાતજાતની પરવા કરવામાં હિણપદ માનતા, મંદિરે જવા કરતા ખુલ્લામાં ફરવા જવાનું વધુ પસંદ કરતા.

એક મકાનના મેડા પર રાજકિય મંડળની સભાઓ અને ચર્ચા કરવાની વ્યવસ્થા રાખવામાં આવી હતી, અને જ્યારે જ્યારે તેઓ એવી સભાઓ ગોઠવતા ત્યારે ભોંયપત્રિકાનો ઉપયોગ કરતા, વૃદ્ધોએ કલ્પેલા નહિ તેવાં તેઓ રાજકિય સરઘસો કાઢતા. આ લોકો વૃદ્ધોની માફક પોલીસ ખાતાના માણસોથી ડરતા નહોતા; પરંતુ જરુર પડે તેમની સાથે દલીલો કરતા અને પોલીસની ડખલગીરી જ્યાં અન્યાયી લાગે ત્યાં તેઓ પૂરની હિંમતથી તેનો વિરોધ પણ કરતા.

જેલનો ડર તેમને ગભરાવી મૂકતો નહોતો. પહેલાં તો ગામના પૈસાદાર અને પૈસાના કે લાગવગના બળે ખાનદાન ગણાતા માણસો આખા ગામના માણસો પર સત્તા ચલાવતા. પરંતુ હવે તો મોહને જોયું કે નવજવાનો તેમની એ જાતની સર્વોપરિતા સ્વિકારવા તૈયાર નહોતા. ઘરડા માણસો ઈશ્વર પર, નસિબ પર અને ગયા જન્મનાં કરમ પર વિશ્વાસ મૂકતા, એટલે તેઓ શ્રીમંતો તેમજ સત્તાવાળાઓને પ્રભુની સુવ્યવસ્થાનું જ પરિણામ ગણીને સહન કરી લેતા; પરંતુ નવજવાનો એવી ગાંડી આસ્થાનું બલિદાન બનવા તૈયાર નહોતા. તેઓ તો પ્રત્યેક માણસની કિંમત તેની સેવા અને બલિદાનથી આંકતા, અને શ્રીમંતાઈની સાથે જ બુદ્ધિ ઘસડાઈ આવે છે તેવું માનવા તૈયાર નહોતા. એક માણસ માત્ર પૈસાદાર હોવાને લીધે જ તેને બીજાઓએ બધી જ બાબતમાં માન આપવું જ જોઈએ એ રૂઢિએ સિદ્ધાંતનું રૂપ પકડ્યું હતું. એટલે જેઓ શ્રીમંતોના હાથે શોષાતા તેઓ પણ તેમને સારા માણસો કહીને સન્માનતા. તે રૂઢિનો જુવાનીઆઓ બુદ્ધિપૂર્વક વિરોધ કરતા.

ગામના નાનામોટા પ્રત્યેક સરકારી માણસને જૂનવાણી માણસના મોટેરાંઓ ‘ સાહેબ, સાહેબ ’ કહી સંબોધતા અને નીચા નમી નમીને સલામો ભરતા, ત્યારે એ ‘ સાહેબ ’ બનનારાઓ તે

સલામોનો સત્કાર કરતાં કે 'રૈયત'ના માણસોને માનવાચક શબ્દથી બોલાવતાં પોતાની સત્તા ઝંખવાઈ જતી માનતા. છતાં 'રૈયત'નાં માણસો તેમના એ તોછડા અને અપમાનજનક વર્તનનો વિરોધ તો ન કરતા પણ તે સંબંધમાં સ્વમાનની નજરે કદી વિચાર પણ કરતા નહિ.

પરંતુ પેલા નવજવાનો તો કહેતા કે: 'તેઓ અમલદાર'ના ઊજળા નામે ઓળખાય છે, તેઓ ખરી રીતે 'રૈયત'ના જ નોકરો છે; કેમ કે રાજ્યવ્યવસ્થાનાં નાણાં જનતા કરરૂપે રાજની તિજોરીમાં મોકલે છે અને તેમાંથી જ તેમને પગાર મળે છે. માટે તેમને એક-પક્ષી માન આપવાની કશી જ જરુર નથી. અમલદારોની ખુશામત કરનારા સ્વાર્થી માણસો, તેમની મહેરબાનીની લૂંટ કરી, જનતાના એક વર્ગને નૂકશાન કરે છે.' માટે તેઓ એ બદીનો તો ધરમૂળથી જ નાશ ઈચ્છતા હતા.

તેમનું આ વર્તન ઘરડાઓને અકળાવતું અને અમલદારોના મીજાજના પારાને ઊંચે ચડાવી દેતું; પણ નવજવાનો વર્તમાનપત્રોની મદદ લેવામાં પાવરધા હોવાથી તેઓ એમને ખુલ્લો અન્યાય કરતા ડરતા. તો પણ તેઓ પોતાના દિલમાં તો જરુર સમસમી રહ્યા હતા.

સરકારી અમલદારો જનતા તરફ હંમેશાં અવિશ્વાસ જ રાખવા ટેવાયલા અને તેમનાથી અલગ દુનિયામાં રહેનારા હોય છે. પ્રજાજનોને કર આપવા સિવાય સરકારી બાબતમાં માથું મારવાનો હક નથી એવી માન્યતાથી તેઓ કામ લેતા અને વૃદ્ધો વિના વિરોધે તે સ્થિતિ સહન કરી લેતા; પરંતુ રાજકિય પરિષદોમાં રસ લેતા અને આંતરરાષ્ટ્રિય રાજકારણનાં પુસ્તકો વાંચવા ટેવાયલા નવ-જવાનો અમલદારોના કાર્યોની સમીક્ષા કરતા થયા હતા. ખરી રીતે

તો તેમનાં એ આચરણુ અમલદારોને ખૂબ ખૂંચતાં. એ બધી પરિસ્થિતિ જોઈ મોહનને કંઈક સંતોષ થયો.

છતાં નવજવાનોના સંસર્ગમાં એક બે વધુ દિવસ ગાળ્યા પછી મોહન જોઈ શકયો કે નવજવાનોના જૂનવાણી સામેના વિરોધના વિચારો પાછળ કર્તવ્યનું સંપૂર્ણ ભાન કે કોઈ પણ કામ ગંભીરતા અને વ્યવસ્થાપૂર્વક ઊપાડવાની તૈયારી તેમનામાં જણાતી નહોતી. છતાં જૂની વ્યવસ્થા અને જૂની વિચારણાઓ તરફનો અસંતોષ તો તેઓ ખુલ્લી રીતે બતાવતા હતા. અલબત્ત, એ અસંતોષ હજુ પ્રાથમિક દશામાં હતો. છતાં વૃદ્ધો તરફનો ખોટો ભય તેમણે છોડી દીધો હતો; અને જૂનવાણી રૂઢિપૂજાને બદલે નવીનતા તરફ ઢાળતાં તેમણે પરિવર્તનની ઝંખનાને પોતાની કરી હતી.

પરંતુ તેમને એ પરિવર્તનનો ભ્રમ પૂરેપૂરો સમજાયો નહોતો. લાંબા સમયથી વાડામાં પૂરી રાખેલા વાછરડાઓ વાડ તોડીને નીકળે તે વખતે સ્વતંત્ર વાતાવરણથી ખૂશ થઈ તેઓ ચારે તરફ દોડાદોડ કરી મૂકે તેવી સ્થિતિ હજુ એ નવજુવાનોની હતી.

તેમની દૃષ્ટિ સમક્ષ કોઈ પણ સિદ્ધાંત સુરેખપણે મૂકાયલો જણાતો નહોતો; એટલે તેમનામાં શિસ્તની ભાવના પણ ખીલી નહોતી. અત્યારે તો માત્ર ચર્ચા, દલીલો, વાતો, એટલામાં જ તેમની જાગૃતિની મર્યાદા આવી જતી હતી.

'સેવા, સેવા'ની બૂમો ચારે પાસથી સંભળાતી, કંઈક કરવુ જોઈએ એમ સહુને લાગતું, પરંતુ શું કરવું, કરવું હોય તો કયા કાર્યનો આરંભ કેવી રીતે કરવો, એનો તેમને ખ્યાલ નહોતો.

હિન્દ પરાધીન છે, માત્ર પરદેશી સત્તાને લીધે જ નહિ, પણ સમાજનાં, ધર્મનાં, નીતિનાં જૂનવાણી બંધનોથી જકડાવાથી તે

વધુ પરાધીન છે. છતાં હિન્દના નવજવાનો સ્વાધીન દેશના લેખકોનાં પુસ્તકો વાંચે છે, ઝારના જૂલ્મ સામે સફળ ક્રાંતિ કરી, એ ઝૂલ્મી ઝારને ઉથલાવી પાડી સામ્યવાદનો સક્રિય પ્રયોગ કરનારા બે દાયકાના નવા રશિયાનાં પુસ્તકો વાંચે છે, પરિણામે એમના પગ પરાધીન હિન્દની ભૂમિ પર અનેક જાતનાં બંધનોની સાંકળથી જકડાયલા હોવાં છતાં, તેમનાં મસ્તક સ્વાધીન દેશવાસીઓના રાજકિય, આર્થિક અને સામાજિક વિચારણાઓનાં વાદળમાં પ્રવેશી ચૂક્યા છે. પરિણામે સમકાલીન સંક્રાંતિકાળમાં અનેક નવજવાનો સ્પષ્ટ વિચારણાઓ વિના, ધ્યેયના ખ્યાલ વિના, વાસ્તવિક પરિસ્થિતિના ઊંડા અભ્યાસ વિના, કેવળ કલ્પનાના ગગન મંડળમાં આદર્શઘેલા સ્વપ્નદ્રષ્ટાઓની સ્થિતિ ભોગવી રહ્યા છે.

મોહન બધું સમજી શક્યો, છતાં તેથી તે નિરાશ ન થયો. ઉલટો એથી તો એને આનંદ આવ્યો. કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના અંધ નસિબવાદને વળગી રહી સ્થિતિસ્થાપકતાને પસંદ કરનારા જૂનવાણી માણસો કરતાં અત્યારની સર્વાંગી ગુલામીમાંથી છૂટવાં માટે વિચાર કરનારી નવજવાનોની ઉચ્છંખલા પણ તેને વધાવો લેવા જેવી લાગી. એ સ્થિતિમાંથી તેણે આવતી કાલનું સ્વતંત્ર હિન્દ ઘડાતું કલ્પ્યું, અને તેને સંતોષ થયો.

તેણે વિચાર કર્યો: ' ભલે આજ આ જુવાનીઆ માત્ર આરંભે શૂરા જ રહ્યા, ભલે થોડી જ વખતમાં તેમનો ઉત્સાહ અને જુસ્સો ઓસરી જતો હોય; છતાં જો તેમને દોરનાર કોઈ સુયોગ્ય નેતા મળી જશે તો એ જ લોકો હિન્દની આવતી કાલને ઉજ્જવળ બનાવવામાં અગત્યનો હીસ્સો આપશે.

પોતાના ગામના નવજવાનોનો આંતરરાષ્ટ્રિય રાજકારણનો થોડોઘણો પણ પરિચય જોઈને મોહનને સંતોષ થયો. જે ગામના

લોકોને ઇલાકાના ગવર્નરનું નામ જાણવાની યે ઇચ્છા નહોતી થતી તે જ ગામના નવજવાનો જગતના જુદા જુદા દેશોમાં બનતી પ્રત્યેક મહત્વની ઘટનાથી પરિચિત રહે તે જરુર સંતોષ લેવા જેવું જ હતું; છતાં તેઓ જેટલું ધ્યાન જગતના બનાવો પર આપતાં, તેથી એકસો-ગણું ઓછું ધ્યાન પણ પોતાના જ ગામની સુધરાઈ તરફ, સ્થાનિક બોર્ડ તરફ કે ગામમાંની સરકારી સંસ્થા તરફ આપતા નહોતા. ગામની ગંદકી દૂર કરવા માટે તેઓ જાતે કાર્યારંભ કરી બીજાઓને ધડો બેસાડવા જેટલો વિચાર સુદ્ધાં કરતાં નહિ. અને બીજી બધી જ બાબતોમાં વૃદ્ધોના જૂનવાણી માનસ જેટલો જ ખોટો સંતોષ બતાવતા. તેમાં મોહનને નવજવાનોની ખાત્રી કરતો તેમને દોરનાર કોઈ નેતા નહોતો તેની જ ખામી જણાઈ.

મોહનને લાગ્યું કે : 'આ નવજવાનોને જો કોઈ એવો લાયક નેતા મળી જાય કે જે તેમની વિચારણાઓને આચારમાં ફેરવી નાખે તો જરુર તેઓ ગામની ઉપયોગી સેવા કરી શકે.'

અને પછી તેણે એ નવજવાનોનો સાથ શોધ્યો, તે એમને પોતાને ઘેર લઈ આવતો, તેમને પોતાનાં પુસ્તકો જોવા દેતો, તેમની સાથે સમાજવાદની વાતો કરતો અને નવજવાનોમાં આવેલી જાગૃતિનો સદુપયોગ કેમ થઈ શકે તેની સૂચનાઓ કરતો.

આમ મોહનને આરંભમાં પોતાના ગામ તરફ આવેલો કંટાળો નવજવાનોના સાથથી અદ્રશ્ય થઈ ગયો. એને ત્યાં રહેવામાં આનંદ આવ્યો.

## પ્રકરણ ૧૧ મું　　　મનોદશામાં પલ્ટો

**મોહન** પોતાના ગામથી મુંબઈ પાછો આવ્યો ત્યારે તેનામાં નવીન લાગણીઓ ધબકી રહી હતી. પોતાના જ ગામમાં શરૂ થયેલાં જૂનવાણી અને નવીન વર્ગ વચ્ચેના ઘર્ષણોના સ્વાનુભવ પછી તેની દૃષ્ટિમાં વધુ સ્પષ્ટતા આવી હતી.

પરંતુ મુંબઈ છોડીને ગામ જવાનું ખરું કારણ તો સુભગાને ભૂલવાનું અને તેના હાથે થયેલા પોતાના અપમાનનો ઘા રુઝાવાનું હતું. અને પોતાના ગામમાં તે હતો ત્યાં સુધી મોહન તે કાર્યમાં સફળતા મેળવી શકયો હતો.

છતાં મુંબઈના સ્ટેશને પગ મૂકતાં જ વળી પાછું જૂનું વાતાવરણ અને જૂના સ્મરણોનું આક્રમણ શરૂ થયું. જન્મભૂમિમાં પણ તે સુભગાને છેક જ વિસરી શકયો ન હતો. ચંચળને જોતો કે તેની સાથે તે વાત કરતો તે વખતે તેને સુભગાનું સ્મરણ થતું; પરંતુ તે તો ચંચળ સાથે તેની તુલના કરવા પૂરતું જ.

પરંતુ સ્ટેશનથી ઘેર જવા તે ટેક્ષીમાં બેઠો કે તુરત જ તેના મગજ પર સુભગાએ કાબૂ મેળવી લીધો.

'હજુ તો તે ઊંઘતી જ હશે' તેણે કલ્પના કરી અને સુભગાના શયનખંડના સ્મરણ સાથે જ એકાએક પોતે તે જ ખંડમાં અનુભવેલી પ્રણયલીલાનું સ્મરણ પણ તેને થઈ આવ્યું.

તે સાથે જ મોહન સુભગા પર ગુસ્સે થયો: 'એક વખતે જેની સાથે પોતે પ્રેમની લાગણી બતાવી તેનું બીજે જ દિવસે હેતુપૂર્વક અપમાન કરે એ સ્ત્રી સારી ચાલની કેમ ગણાય?' મોહનની વિચારમાળા એ દિશાનાં ગતિમાન થઈ અને ગુસ્સાથી તે બોલી ઊઠ્યો: 'અત્યારે એ ખંડમાં જરૂર તેની સાથે તેનો કોઈ બીજો પુરુષ મિત્ર હશે જ.'

મુંબઈના રાજમાર્ગો પર ઊગતા સહવારની દોડધામ શરૂ થઈ હતી. ઉદ્યોગી અને બીન ઉદ્યોગી તમામ માણસો એ રસ્તાઓ પર દોડી રહ્યાં હતાં, પરંતુ મોહનને આ દશ્યો જોવાની ફુરસદ નહોતી.

સુભગાના ખંડમાં બીજા પુરુષની કલ્પના થતાં જ મોહને દાંત કચકચાવ્યા અને તેનું રોમેરોમ એ કાલ્પનિક પુરુષ અને તેના ભૂજપાશમાં ભિડાયલી કાલ્પનિક સુભગા તરફના વેરની આગથી સળગી ઊઠ્યો.

પુરુષ એ કેવું વિચિત્ર પ્રાણી છે. એકાદ સ્ત્રીનો પરિચય થતાં તે તેને પોતાની બનાવવાની જ કલ્પના સેવે છે. અને તેની સાથે થોડી ઘણી પ્રેમગોઠડી થતાં જ તે પેલી સ્ત્રીને પોતાની જ માલિકીની વસ્તુ માની લઈ પોતાની મરજીનું જ તે યાંત્રિક રમકડું બને એવી સ્થાપિત હિતની ઘેલછામાં તે એ સ્ત્રીના વર્તનની નવી ફુટપટી તૈયાર કરે છે.

મોહનનો અત્યારનો ગુસ્સો એ જ મનોદશાનું પ્રદર્શન હતો. સુભગા સાથે તે પરણ્યો નહોતો, તે એના વર્ગની નહોતી, બીજાઓને પોતાના કરતાં ચઢિયાતા વર્ગની સ્ત્રીઓ સાથે પરિચય પ્રેમ કે લગ્ન

કરવા માટે તે હંમેશાં ઠપકો આપતો હતો, છતાં તેણે જ સુભગા સાથે પરિચય વધાર્યો અને પ્રેમચેષ્ટાની થોડીક ઝડપી લીધેલી પળોથી સુભગા પર પોતાનો જ માલિકી હક સ્થપાઈ ગયો તેમ એ સ્થાપિત હિત વિરોધી સમાજવાદી મોહને માન્યું !

સુભગાના ચારિત્ર્યની કશી ખામી દેખાતી નહોતી; પરંતુ જો તે જ સુભગા મોહન સિવાયના એના કોઈ બીજા મિત્ર સાથે એ જાતની છૂટ લે તો તેથી સુભગા ચારિત્ર્યભ્રષ્ટા બની જતી હતી !

મોહને થોડીક વિપળો પછી પોતાના ગુસ્સાને અંકુશમાં લાવી સુભગાને જ વિસરી જવાનો પ્રયાસ કર્યો પરંતુ તે શકય નહોતુ. એના અંતરમાં જે વિચાર-રાક્ષસ નાચવા લાગ્યો હતો તે સહજમાં શાંત થાય તેમ નહોતું.

એટલે સુભગાને વિસરી જવાને બદલે તેના દિલમાં નવો જ વિચાર જાગૃત થયો : હવે મને તે રસ્તામાં આવતાં જતાં મળી જશે તો તે મારી સાથે બોલશે ખરી ? તે મીઠાં સ્મીતથી મને નવાજશે કે કદી યે મારી સાથે તેની ઓળખાણ થઈ ન હોય તે રીતે મારી સામે જોયા સિવાય ચાલી જશે ?

અને બીજી જ પળે દોડતી ટેક્ષીનાં ચક્રોની માફક તેની ત્વરિત વેગે દોડાદોડ કરી રહેલી વિચારણાએ નવો પલ્ટો લીધો : સુભગા રસ્તામાં મળે તો મારે તેની સાથે કેવી રીતે વર્તવું ! એને નમન કરવું કે એમજ અકડાઈથી ચાલી જવું !...નહિ, જો સુભગા અકસ્માત રસ્તામાં ભેટી જાય તો જરુર હું તેને સસ્મીત વંદન તો કરવાનો જ. અને હું એ સ્મીત એવું તો કરીશ કે દિવસોના દિવસો સુધી વિસરી તો ન શકે પણ જેની કાતિલ અસર તેના હૈયાને ખંજર જેવી થઈ પડે......

પછી તો મોટરમાંથી રસ્તે જતી ઉપલા વર્ગની કોઈ પણ શિક્ષિત સ્ત્રીને જોતાં જ તેના અંતરમાં ક્રોધનો અગ્નિ સળગી ઊઠવા લાગ્યો. એ વર્ગની પ્રત્યેક સ્ત્રી તેને અપરાધીની લાગતી. તેમણે સહુએ સુભગાની માફક પોતાના હાવભાવ અને અભિનયથી મોહન જેવા વર્ગના યુવકોને આંજી ફસાવી ને પછી તેમને પોતાના કરતા ઉતરતા દરજ્જાના માનીને ફેરીનો આસ્વાદ લીધા પછી તેના ગોટલાની માફક નાખી દેવાનો ગુન્હો કર્યો હોય તેમ મોહનને લાગી રહ્યું હતું.

આ જાતની લાગણીનું ઝનૂન તેનામાં કેટલાક દિવસ સુધી રહ્યું અને તેનો વધુમાં વધુ ભોગ ચંદુલાલ જ થઈ પડ્યો. તે અરુણાને બુદ્ધિમાન અને શોષક વર્ગની બાળા તરીકે જ ઓળખાવતો અને એ વર્ગની પ્રત્યેક સ્ત્રીને માટે તે એ જ સંબોધન કરતો.

ચંદુએ અરુણા સાથે લગ્ન કર્યાં તે પછી એના જીવનમાં અને તેની રહેણીકરણીમાં પલટો તો થઈ જ ગયો હતો. તે હવે કામ સિવાય ક્યાંય બહાર જતો જ નહિ. ઑફિસેથી છૂટ્યો તેવો જ તે પાંસરો ઘેર જતો, અને ઘરમાંથી ઑફિસમાં જવાના સમયે જ ઘરમાંથી બહાર ડગલું મૂકતો.

ચંદુ સમાજવાદ પક્ષના આગેવાન કાર્યકરોમાંનો એક હતો. તે આજ સુધી પોતાના પક્ષના તમામ કાર્યોમાં અગ્રેસરીભર્યો ભાગ ભજવતો, અને પક્ષના કામકાજ વખતે વખતનો હિસાબ ગણતો નહિ; પરંતુ અરુણા સાથેના લગ્ન પછી જો તે પક્ષની સભામાં આવતો તો તેને એ સભા વિનાકારણે ઘણો સમય વેડફી નાખે છે તેમ લાગતું. તેને ત્યાં વધુ રોકાવું તે અકળાવનારું થઈ પડતું, એટલે ઘડીએ ઘડીએ ઘડિયાળ તરફ જોયા કરતો, તેમજ કોઈ ને કોઈ બહાનું કાઢીને સભામાંથી વહેલાં ચાલી જતો!

મોહન માનતો કે ચંદુ ઘેર જઈ આરામ શોધવા આવી ઉતાવળ

કરે છે, પરંતુ જેમ જેમ તેણે ચંદુના એ નવીન વર્તન તરફ બારીકાઇથી ધ્યાન આપવા માંડયું, તેમ તેમ તેની ખાત્રી થતી ગઈ કે 'આ બધું પરિવર્તન અરુણાને જ આભારી છે.'

અરુણા હંમેશાં ચંદુને કંઈ ને કંઇ કામ બતાવ્યા જ કરતી. એક દિવસ એને માટે સાબુ કે પાઉડર લાવવાનો હોય તો, બીજે દિવસે 'સ્વદેશી'માંથી નવીન કિનારની સાડી લાવવાની હોય, તો ત્રીજે દિવસે એને માટે છત્રી, ચંપલ કે ઓવરકોટ લાવવાનો હોય; અને જો સભામાં મોડું થવાથી કે બીજા કોઈ અનિવાર્ય કામે રોકાવાથી તે લાવી ન શકે તો અરુણા તેને ઠપકાનું મોટું ભાષણ સંભળાવતી! આમ અરુણાને લીધે જ પહેલાંના ચંદુમાં ખૂબ જ ફેરફાર થઈ ગયો હતો, છતાં અરુણાને તેથી સંતોષ થતો નહિ. એટલે ઘણી વખત તેમની વચ્ચે 'પ્રણય કલહ'ના નાટક ભજવાતાં!

પોતાની સ્વતંત્રતા અરુણાને હાથે આમ છેક જ છીનવાઈ જતી હોવાથી ઘણી વખત ચંદુ પણ કંટાળી જતો, અને મેઘગર્જન પછીના વર્ષાદની દેખીતી શાંતિ પછી જ્યારે તે ઑફિસે જવા ઘરમાંથી બહાર નીકળતો ત્યારે નિશ્ચય કરતો કે 'હું અરુણાનો ગુલામ બનવા માગતો નથી' પણ તેનો એ નિશ્ચય બીજી જ પળે હવામાં ઓગળી જતો.

ચંદુ કોઈ પણ ઠેકાણે એકલો ફરવા જતો પણ દેખાતો નહિ. હંમેશા તેની સાથે અરુણા દેખાતી જ. પછી તો તે પોતાના ઘરના કિલ્લામાં જ બેસી રહેવા લાગ્યો, અને ચંદુને ત્યાં એના જૂના મિત્રોનો અવરજવર પણ અટકી ગયો.

ઑફિસેથી પાછો વળતાં ચંદુ હંમેશાં કંઈ ને કંઈ ચીજ વસ્તુ લઈને જ જતો દેખાતો. કોઈ વખત તે લીલાંઉખાનામાંથી ખુરશી

ઊંચકાવી જતો હોય, તો કોઈ વખતે તે ટેબલ ઊંચકાવીને જતો દેખાતો હતો. એવી સ્થિતિમાં તે મોહનને દૂરથી જૂએ તો રસ્તો ફટાવીને અથવા તો મોહનને જોયો જ ન હોય તેવો દેખાવ કરવા આડું જોઈને ચાલ્યો જતો.

ચંદુ ઑફિસે જવા માટે ઘેરથી નીકળે તે પછી રસ્તામાં અમુક વળાંક આગળ જતાં દરરોજ તે પાછું વળીને પોતાના મકાન તરફ જોતો અને તે વખતે અરુણા નિયમ પ્રમાણે બારી આગળ ઊભેલી જ દેખાતી. તેઓ બંને હાથ હલાવી છૂટા પડવાની સંજ્ઞા કરતાં.

મોહને આ સંજ્ઞા ઘણી વખત જોઈ હતી અને ચંદુને પોતાની પત્નીમાં આટલો બધો તન્મય થયેલો જોઈને તેને ચીડ ચઢતી. ખાસ કરીને તો અરુણા પર વધારે.

મુંબઈ આવ્યા પછી બીજે દિવસે મોહન પોતાના પક્ષના કાર્યાલયમાં ગયો. ત્યાં તેને ખબર મળ્યા કે પક્ષના માસિકના તંત્રીમંડળમાંથી ચંદુલાલે એવા નિમિત્તે રાજીનામું મોકલાવ્યું હતું કે: 'મારે હમણાં ઑફિસનું કામ એટલું બધું વધી પડ્યું છે કે જેથી કરી મારાથી માસિકના તંત્રીમંડળ પર રહી શકાય તેમ નથી.' આથી ચંદુની જગાએ મોહનની નિમણૂક કરવામાં આવી.

મોહને ચંદુલાલના રાજીનામાનો પત્ર વાંચ્યો ત્યારે તેને અરુણા પર વધુ ક્રોધ થયો. તેણે સહુના સાંભળતાં જ કહ્યું: 'આ રાજીનામાનો બીજો કંઈ જ અર્થ નથી, તે માત્ર ઑફિસમાંથી સીધો ઘેર જઈને અરુણા સીથે સુંવાળી વાતો કરવાના મોહમાં લપટાઈને ઑફિસના વધેલા કામના બોજાનું બનાવટી બહાનું જ બતાવે છે. ઉપલા વર્ગની શિક્ષિત સ્ત્રીઓ સાથે લગ્ન કરવાથી માનવીઓનું કેવળ પતન જ થાય છે તે આ પરથી આપણે સહુએ ધડો લેવાની જરુર છે.

મોહનને આમ શિક્ષિત સ્ત્રીઓ તરફની ચીડ વધતી જ ગઈ.

તે ઑફિસે જવા ટ્રામમાં બેઠો, ત્યારે શિક્ષિત વર્ગની એક સ્ત્રી જગાના અભાવે ઊભી રહી હતી. મોહન તેની આજુબાજુમાં જ બેઠો હતો. તેણે એ સ્ત્રીને ઊઠીને જગા કરી આપી તો નહિ જ, પણ એની બાજુમાં બેઠેલ તેનો એક મિત્ર ઊઠીને જગ્યા આપવા તૈયાર હતો તેને પણ એણે અટકાવ્યો.

આ રીતે શિક્ષિત સ્ત્રીની લાગણી દુઃખવીને તેણે પરોક્ષ રીતે અરુણાના વેરનો બદલો એના વર્ગની સ્ત્રી પર લીધાનો છાનો છાનો સંતોષ મેળવ્યો !

આ મનોદશામાં તે ઑફિસે ગયો.

ત્યાં ટેબલ પર એને માટે જે ટપાલ મૂકવામાં આવી હતી તે ઉથલાવતા સહુથી પહેલા તેની દૃષ્ટિ પોતાના નામ પર આવેલા એક પરબીડિયા પર પડી.

એ પરબીડિયા પરનું શીરનામું કોઈ સ્ત્રીના હસ્તાક્ષર બતાવતું હતું, અને તેના પરની ટપાલની છાપ જોતાં તે કાગળ આઠેક દિવસ પહેલાં આવ્યાનું જણાતું હતું.

મોહને તે પરબીડિયું ફાડયું, અને જ્યારે તેણે અંદરનો પત્ર વાંચ્યો, ત્યારે તેના દિલમાં વિચારોની અથડામણ શરૂ થઈ.

થોડા જ વખતમાં તો તેની ઊકળાટ ભરી લાગણીઓની આગ બૂઝવા લાગી, અને જોતજોતામાં તે આગ જ ઠંડી પડી ગઈ.

ફરીથી તેણે પત્ર હાથમાં લીધો અને વાંચવા માંડયો:

'પ્રિય મોહનલાલ,

'મેં તમને ફોન કર્યો હતો. પરંતુ તેનો કશો જ જવાબ મળ્યો નહિ.

'શું ત્યારે મારે એમ માની લેવું કે નાટક પછીની રાત્રિએ આપણી વચ્ચે જે ઘટના બની ગઈ, તેથી આપણા બન્ને વચ્ચે ન ઓળંગી શકાય એવો મહાસાગર ખડો થઈ ગયો છે, અને તેને લીધે તે આપણને હમેશને માટે જુદાં જ રાખવા સર્જાયલો રહેશે?'

લી० સ્નેહાધીન,

**સુભગા**

મોહનલાલ સ્થિતિ સંજોગનું ભાન પણ ઘડીભર વિસરી ગયો. ઑફિસનું કામ એમ જ પડી રહ્યું, અને કેટલો બધો વખત તેણે સુભગાના નાનકડા પત્રને હાથમાં ને હાથમાં આમતેમ ફેરવ્યા કર્યો, પંપાળ્યો અને ફરી ફરીને વાંચ્યા કર્યો.

સુભગાનાં સારા યે વર્ગ તરફ તેને પાછલા કેટલાક દિવસોથી ભયંકર ગુસ્સો ચડ્યો હતો. તે માત્ર સુભગાના વાંક ખાતર તેના આખા વર્ગને તિરસ્કારતો થયો હતો અને અરુણા એ વર્ગની હતી, તેની જ ખાતર તે અરુણાને તેમ જ ચંદુને ધિક્કારતો હતો.

પરંતુ સુભગાની એક નાનકડી ચિટ્ઠીના જાદુથી એની મનોદશામાં એકાએક પલ્ટો થઈ ગયો, એના એક જ કાગળે એના સર્વાંગને ધ્રૂજાવી મૂક્યું; અને જેને મોહન પોતાનો અડગ નિશ્ચય માનતો હતો, તે નિશ્ચયને છેક પાયામાંથી ડગાવી દીધો!

બીજાં બધાં અગત્યના કામ પડતાં મૂકીને તે ટેલીફોન તરફ ફર્યો. અને સુભગાનો નંબર જોડી જ્યારે તેણે રીસીવર હાથમાં લીધું. ત્યારે તેનું હૈયું તિવ્ર વેગથી ઊછાળા મારી રહ્યું હતું.

## પ્રકરણ ૧૨ મું                    લગ્નના કોલ

**મોહન** રાત્રે સુભગાને મળવા જવાનો હતો તેથી તે એટલો બધો આનંદમાં આવી ગયો હતો કે, તે દિવસે સાંજે પોતાની 'પાર્ટી'ની અગત્યની સભા હતી તેમાં પણ તે ન ગયો.

માત્ર સુભગાની એક જ ચિઠ્ઠીએ સુશિક્ષિત વર્ગની સ્ત્રીઓ તરફનો તેનો તમામ તિરસ્કાર સૂર્યોદય સમયના ઝાકળ બિંદુઓની માફક ઓગળી ગયો હતો.

ચંદુ અને અરુણાને પણ તે વિસરી ગયો, અને સમાજવાદી પક્ષનો એક મિત્ર રસ્તામાં મળતાં તેણે તેને કહી દીધું કે: 'આજે ઑફિસના કામથી હું એટલો કંટાળી ગયો છું કે સાંજે મારે આરામની જરૂર છે, એટલે મારાથી આજની સભામાં આવી શકાશે નહિ.'

મોહન જાણી જોઈને જૂઠું બોલ્યો.

સ્ત્રીજાતિનું આકર્ષણ માનવીને શા કારણે જૂઠાણા તરફ ઘસડી જતું હશે? માનવજાતિનું અભિમાન છે કે તે પશુ કરતાં વિશેષ બુદ્ધિમાન છે, છતાં વર્તનમાં માનવજાતિ જેટલો દંભ બતાવે છે, તેટલો દંભ પશુ જીવનમાં જણાતો નથી. માનવજાતિ કરતાં પશુ વર્ગ વધુ નિખાલસ, વધુ પ્રમાણિક અને ઓછામાં ઓછો દગાખોર છે; તેથી તેમની તરફ વેર લેવા માટે જ માનવજાતિ વિના કારણે પશુઓનો દ્વેષ કરે છે?

રાત્રે મોહન ઠાઠ કરીને સુભગાને ત્યાં જવા નીકળ્યો ત્યારે વર્ગવિગ્રહના તેના તમામ વિચારણાઓ સુભગાના મિલનના વિચારોના બોજા નીચે કચડાઈ ગયા હતા.

'આટલા બધા દિવસ આપ ક્યાં અદશ્ય થઈ ગયા હતા?' મોહનને જોતા જ સુભગાએ સસ્મિત વદને સત્કાર બોલ કહ્યા.

'હું મારે ગામ ગયો હતો.'

'શા માટે એકાએક ચાલી ગયા હતા?'

'તેની પાછળ આખો કિસ્સો રહેલો છે.'

સુભગાએ પણ તે વખતે એવા શણગાર સજ્યા હતા કે તેની મોહકતા બમણી વધી ગઈ હતી.

મોહનને આજે ગૂમાવેલી દુનિયા ફરીથી જડી હોય તેવી લાગણી થઈ રહી હતી.

સુભગા તેના કરતાં પોતાની લાગણીઓ પર વધુ કાબૂ રાખી શકી હતી; છતાં મોહન આટલા બધા દિવસ પછી ફરીથી તેને ત્યાં આવ્યો તેથી તેને પારાવાર આનંદ થયો હતો.

બન્ને એક જ સોફા પર બેઠાં, પાસે પાસે, તેમના દિલમાં વાર્તાલાપની કંઈ કંઈ કડીઓ ગોઠવાઈ રહી હતી, પરંતુ શરમ અને સંકોચની લાગણી તે શબ્દોને વાણીનું સ્વરૂપ લેતા અટકાવતી હતી.

'મને તો એમ જ થયું કે તમે હંમેશને માટે ખોવાઈ જ ગયા.' સુભગાએ હસતાં હસતાં કહ્યું.

'અને મેં માન્યું હતું કે દેવમંદિરની પ્રતિમાએ દર્શનાતુર ભક્તને સારુ હંમેશને માટે પોતાના દ્વાર બંધ કરી દીધા...'

'શા માટે?'

'તે તો ભક્ત શી રીતે જાણી શકે? તે તો દેવને રિઝવવા મથતો હોય, પણ દેવને તેની ભક્તિ તરફ અણગમો હોય તો...'

'મોહન, પુરુષો બધા જ આવા હશે?'

'અને સુભગા, સ્ત્રીઓ પણ બધી જ પુરુષોની સાથે આમ જ સંતાકુકડીની રમત રમતી હશે?'

'પુરુષો સ્ત્રીઓ તરફ અવિશ્વાસ જ રાખતા આવ્યા છે, તેમનો એ સનાતન સ્વભાવ છે.'

'અને સ્ત્રીઓ પણ તેમને આંગણે પ્રેમનું ભિક્ષાપાત્ર લઈ યાચના કરવા આવેલા પુરુષની સામે હૈયાનાં દ્વાર બંધ કરી દેવાનો જ સનાતન સ્વભાવ કેળવી બેઠી લાગે છે.'

'કદાચ તે ભક્તની કસોટી પણ કરતી હોય, કેમકે તેને તો ભિક્ષામાં પોતાની જાત હોમવાની હોય છે, ભિક્ષા લેનારની સ્થિતિ જુદી હોય છે. માટે સ્ત્રીઓ વિશેષ સાવધાન રહે...

'માટે મારા ટેલીફોનનો જવાબ વાળવાનો ય ઈન્કાર કર્યો અને જાતે ટેલીફોન પાસે જ ઊભા રહીને બીજા કોઈ મારફત નકારાના બોલ બોલાવી, તારી વાણીનું અમૃતપાન કરવા આતુર કર્ણોને કર્કશ

શબ્દો સાંભળવાની કડક શિક્ષા કરી. કોયલનો સ્વર સાંભળવા તપ કરતા...

'તમે તો કવિ લાગો છો.'

'ચંદ્રના આકર્ષણે સાગરમાં ભરતી જ આવે.'

'સ્વાર્થી સાગરનો હેતુ તો તેમાંય ચંદ્રને પોતાના હૈયામાં કેદ કરવાનો જ હોય છે ને?'

'કોણ કોને કેદ કરે છે તે તો કદાચ બંનેમાંથી કોઈને ખબર નહિ હોય અથવા તો બંને પોતપોતાની જીતથી મલકાતા હશે.'

મોહન વાતમાં ને વાતમાં સુભગાના મુખચંદ્રનાં શબ્દ-અમી પીતો હોય તેમ તલ્લીન બની ગયો હતો.

તેણે કહ્યું: 'સુભગા, ત્યારે તેં સાચે જ મારો તિરસ્કાર કર્યો શું એમ માનવામાં મેં ભૂલ જ કરી હતી?'

'ખરી વાત તો એ છે કે મને પોતાને મારી જ શરમ આવી હતી. તે દિવસે તેં જે વર્તન ચલાવ્યું અને ન સમજી શકાય તેવા કોઈક નશામાં ભાન ભૂલેલી એવી હું બધું નિભાવી લેવા તૈયાર બની ગઈ; તેથી તારા દિલમાં મારા સંબંધમાં કેવો હલકો મત બંધાઈ ગયો હશે, એવો મને ડર લાગ્યો હતો, અને તેથી જ તારી સાથે ટેલીફોન પર પણ વાત કરતા મને શરમ આવી હતી, પણ પછી મેં ત્રણેક દિવસ રહીને ફોન કર્યો ત્યારે મને તારી ઑફિસના સિપાઈએ કહ્યું કે તું તો પંદર દિવસની રજા લઈને મુંબઈની બહાર ચાલી ગયો છે.

'તેં મારો ઈન્કાર કર્યો એટલે મને મુંબઈ તરફ જ તિરસ્કાર આવી ગયો...'

'અને મેં તો માન્યું કે તું હંમેશને માટે મારાથી દૂર ને દૂર ચાલી ગયો...'

'એ કેમ બની શકે? હું તો ગામ ગયો હતો છતાં ત્યાં તારું સ્મરણ નિરંતર થયા કરતું હતું. સ્થાન છોડવાથી એ સ્મરણ છૂટી જશે એવી મને ભ્રમણા હતી; પરંતુ ગામ ગયા પછી મને એ ભૂલ સમજાઈ...'

મોહન જ્યારે આ શબ્દો બોલી રહ્યો હતો ત્યારે એકાએક તેના મનમાં ચંચળનું સ્મરણ થઈ આવ્યું: 'એ બીચારી અત્યારે તો કંઈ ને કંઈ ઘરકામમાં જ ગૂંથાઈ હશે અને હું મુંબઈમાં શું કરતો હોઈશ તેની કલ્પના કરી રહી હશે...'

છતાં પોતે અત્યારે જે કાર્ય કરી રહ્યો હતો તેથી મોહનને જરા યે શરમ આવી નહિ.

'મોહન, મને પણ તમારું સ્મરણ નિરંતર થયા કરતું હતું. અને જ્યારે તમે ચાલી નીકળ્યા છો એમ જાણ્યું ત્યારે મને એમ જ થયું હતું કે, મારા પિતાના શેઠના શ્રીમંત સગાઓની માફક તમે પણ પુરુષ જાતિના હોવાથી માત્ર સ્વાર્થ પૂરતો જ પરિચય કરીને...'

'એમ બોલીશ નહિ.' મોહને સુભગાના મોઢા પર હાથ ઢાંકી દીધો. અને અકસ્માતથી કે ઇચ્છાથી સુભગા મોહનના ખોળામાં ઢળી પડી.

પરંતુ તે તુરત જ સ્વસ્થ થઈ અને મોહનની સામે જોઈ રહી. એની આંખમાં તે વખતે યૌવનની મસ્તી, અને વદનપર કૃત્રિમ ગુસ્સાના ભાવ હતા.

'સુભગા...' મોહન વિચારોને શબ્દોમાં ગોઠવતાં ગોઠવતાં બોલ્યો: 'હું તને ચાહું છું.'

'ખરું કહો છો?'

'હા. હૃદયના સાચા ભાવથી...'

'તમારે ઘેર તમારી પત્ની છે ને?'

'હું એને ચાહતો નથી. એ મારે લાયક નથી. તે પોતે એ જાણે છે.'

'એટલે તમે બે સ્ત્રીઓના માલિક થવા માગો છો?'

'મારી ન્યાતમાં લગ્નવિચ્છેદની છૂટ છે અને સ્ત્રીઓને પૂનર્લગ્ન કરતાં કોઈ અટકાવતુ નથી.'

'તે તમારા વિચાર હશે, પણ તમારી પત્ની...'

'એ બહુ વિચાર કરી શકતી નથી. એને માટે હું હોઉં કે બીજો એ બધું સરખું છે. માત્ર બધું રુઢિસર હોવું જોઈએ.'

પરંતુ આજે તમે જે વિચારો એને માટે કરો છો, તે આવતી કાલે બીજી કોઈ વધુ રૂપાળી અને પૈસાવાળી મળે તો મારે માટે પણ તમે એમ જ કરો...'

'તારે માટે? સુભગા, એ શું બોલી? તારે માટે તો હું પ્રાણ પાથરવા તૈયાર છું...'

'બધા જ પુરુષો સ્નેહલગ્નની વાતો કરતા હોય છે ત્યારે લગ્ન પહેલાં એમ જ કહે છે...'

'એ જુદા.'

'મોહન, હું તમને ચાહું છું પણ ભવિષ્યમાં તે માટે મારે પસ્તાવું તો નહિ પડે ને?'

'કદી નહિ, સુભગા, કદી નહિ.' મોહને ખાત્રી આપી.

જે માણસ પોતાની પરિણિત સ્ત્રીને દગો દેવા તૈયાર થયો હતો, જે માણસ પોતાની વિચારશ્રેણીથી વિરુદ્ધ વર્તવા તૈયાર થઈ

રહ્યો હતો, તેના એ વચનમાં જાણે પોતાને વિશ્વાસ બેસતો ન હોય, તેમ સુભગા શરફરોસિની તમન્નાથી બોલી ઊઠી :

'કંઈ, કંઈ નહિ, ભવિષ્યમાં ગમે તે થાય મને તેની પરવા નથી.'

'નહિ, નહિ, સુભગા હું તને મારી મર્દાઈના નામે ખાત્રી આપું છું કે ભવિષ્યમાં તારે કદી પણ પસ્તાવું નહિ જ પડે...ખરી રીતે તો તારા જેવી સુશિક્ષિત સ્રીનો પ્રેમ સંપાદન કરવા માટે હું મને ભાગ્યશાળી માનું છું.'

'મને તારા પ્રત્યેક શબ્દમાં વિશ્વાસ છે.'

'તો પછી આપણાં લગ્ન...'

'હું મનથી તને જ વરી ચૂકી છું, મોહન હવે તું જ મારું સર્વસ્વ છે, અને હું તારી જ છું, પણ લગ્ન તો એક વખત તું તારી આગલી પત્નીથી છૂટાછેડા કરે ત્યારે...'

'સુભગા, અમારી ન્યાતમાં તેનો કંઈ બાધ નથી.'

'પણ તું ન્યાતને માનતો નથી. હું પણ ન્યાત જોઈને તારી સાથે લગ્ન કરવા તૈયાર થતી નથી.'

'માનસરોવરને કાંઠે આવેલા હંસને મોતીના ચારા વિના ભૂખે મરવું પડે...'

'હંસોને ય કસોટીમાંથી પાર ઉતરવું પડે છે ને...'

'સુભગા તું આટલી—'

'અને એક બીજી પણ શરત છે!' તે વચ્ચે બોલી ઊઠી,

'તે વળી શું છે?'

'તમારે મને ખાનગીમાં ભલે 'તુંકારો કરતો, પણ જ્યાં

સુધી આપણે લગ્ન સંબંધથી જોડાઈએ નહિ ત્યાં સુધી જાહેરમાં મારી સાથે સભ્ય વર્તન રાખવું.'

'કેમ તને કોઈનો ડર લાગે છે?'

'હા. ટીકાખોરોની જીભનો. અત્યારના છાપાના યુગમાં ટીકાખોરોની જીભ નથી ચાલતી તેટલી કલમ ચાલે છે. તમને પુરુષોને તેનું ઓછું લાગતું હશે પણ અમને સ્ત્રીઓને...'

'તું તો શિક્ષિત છે, હિંમતવાળી છે, સમાજનો ડર તને શું કરવા હોવો જોઈએ? જો એવો ડર રાખતી હોત તો તું નોકરી પણ ન કરત.'

'આપણી મૈત્રીને હું એટલી પવિત્ર માનું છું કે તેને લોકમતની ઘંટીથી અભડાવા દેવા માગતી નથી. મોહન, આજ સુધી હું એવી ધૂનમાં હતી કે સ્ત્રી આર્થિક નજરે સ્વતંત્ર બની શકે તો તેને પુરુષ જાતિના પ્રેમની જરુર નથી. પ્રેમને હું પરવશતા માનતી હતી. પરંતુ હવે હું સમજી શકી છું કે માનવજીવન રોટલા અને કપડાંની સગવડથી પરિપૂર્ણ બનતું નથી. જીવનની પૂર્ણતા માટે તેને જીવના-ધારની જરુર પડે છે....'

'એટલે સમજાણુ પછીનો આ ભય નકામો નથી?

'ના, કામનો છે, કેમકે હું નોકરી કરવા જેટલો તેને સામાન્ય માનતી નથી. હું તો મારા જીવનને આ મોટો ચમત્કાર ગણું છું. અને તેથી જ વિના કારણે ટીકાખોરોને તેની ગમે તેવી નિંદા કરવાની તક હું આપવા ઇચ્છતી નથી.'

મોહન આ સ્ત્રીને અજાયબીની આંખે જોઈ રહ્યો. નવયુગની સ્વતંત્ર વિચારની નારીની તેની વ્યાખ્યા ખોટી હતી તેવું તેને લાગ્યું અને તેણે કહ્યું: 'તારી એ શરત મારે મંજૂર છે.'

અને જ્યારે મોહન પોતાને ઘેર જવા નીકળ્યો ત્યારે એના જીવનમાં અજબ પરિવર્તન થઈ ગયું હતું.

સુભગા જેવી સૌન્દર્યવતી અને સુશિક્ષિત સ્ત્રી પોતાની પત્ની બનશે એથી તેને હર્ષોન્માદ થયો હતો.

પરંતુ સુભગાને મેળવવા જતા તે ચંચળ જેવી ભલી અને ભોળી સ્ત્રી જેને તે પત્ની બનાવી ચૂકેલ હતો તેને એકાંતે દગો દઈ રહ્યો હતો. તેનો વિચાર કરવાની એને પરવા નહોતી.

પોતાને સુશિક્ષિત કહી અભિમાન લેનાર માણસો લગ્નને પણ સટાખોરી જ માનવા લાગ્યા છેઃ એ હાલના મૂડીવાદી સમાજની સટાખોરી વૃત્તિનું જ પરિણામ છે ને?

## પ્રકરણ ૧૩ સું      પરિણિત જીવન

બીજે જ અઠવાડિયે મોહન અને સુભગાએ બે-ચાર મિત્રોની હાજરીમાં લગ્ન કરી નાખ્યાં, અને સુભગાનું મકાન ખાલી કરી નાખવામાં આવ્યું.

મોહને સુભગાને એવું સમજાવ્યું હતું કે તેણે પોતાની પ્રથમ પત્ની સાથે લગ્નવિચ્છેદ કરવા માટે પોતાના પિતાને લખી દીધું છે.

સુભગાને પરિણિત જીવનના લહાવા લેતાં નવજીવન મેળવ્યા જેવું લાગ્યું. એ એકલી હોય ત્યારે પોતાના ભૂતકાળ પર દૃષ્ટિ નાખતી, અને તેના જીવનના તેજછાયા મિશ્રિત બનાવો હવે કેવળ ભૂતકાળની સ્મૃતિ બની ગયા અને તેની ઉપરથી મોટો બોજો ઊંચકાઈ ગયો હોય તેટલી તેને નિરાંત વળતી.

શ્રીમંત માણસોના કુટુંબમાં તે એક નોકરની પુત્રી તરીકે ઊછરતી હતી, ત્યારે તેના પરિચયમાં આવનારા તેનાં ગમે તેટલાં

વખાણ કરે, છતાં આખરે તે પોતાના કરતી ઊતરતા વર્ગની છે એમ માનીને તેની અવગણના કરતા અને પાછળથી તે સ્વતંત્ર જીવન ગાળતી થઇ ત્યારે પણ એના મિત્રમંડળના યુવકો મોટે ભાગે તો પોતાની પુરુષવૃત્તિના સંતોષની ખાતર જ એ દોસ્તી કરવા તેમજ નિભાવવા લલચાય છે એવું સ્વાનુભવે તે જોઈ શકી હતી.

માત્ર તેની ખાતર પોતાની પ્રથમ પત્ની સાથે લગ્નવિચ્છેદ કરી પોતાનો પ્રેમ એને અર્પનાર તો એક મોહન જ નીકળ્યો. તેથી તેને મોહન તરફ પ્રેમની નવીન જ લાગણી થતી હતી.

સાથે સાથે હવે 'હું નિરાધાર નથી, મારે પતિ અને સંરક્ષક છે, એટલે મારે કોઇથી ડરવાનું કે પુરુષ મિત્રો સાથે ફરતા હરતા ટીકાખોરોની કે કુદષ્ટિથી છૂપાતા રહેવાની જરુર નથી.'

એવું આશ્વાસન તેને મળી ગયું હતું.

આ આશ્વાસન એનામાં જીવન તરફની નવીન દષ્ટિનો ઊગમ થયો હતો. જ્યાં તેની આંગળીનો સ્પર્શ થતો ત્યાં ત્યાં નવી જ ચમક જણાતી.

મોહનનું ઘર થોડા જ દિવસ પહેલા વ્યવસ્થા વિનાનું અને ગંદુ લાગતું. તેના ટેબલ પર પુસ્તકોનું ઠેકાણું નહોતું, જ્યાં ત્યાં તે પડી રહેતાં, ઘરમાં રાચરચીલા પર કચરો પડ્યો રહેતો, એણે પીધેલી સીગારેટનાં ઠૂંઠાં, સળગી ગયેલી દીવાસળીઓ અને સીગારેટની રાખ ગમે ત્યાં પડી રહેલી જણાતી.

પરંતુ સુભગાના આવ્યા પછી બધે વ્યવસ્થા, સુઘડતા અને સુંદરતા જણાવા લાગ્યા.

બે ત્રણ દિવસમાં તો મોહનનાં કપડાંમાં પણ પરિવર્તન દેખાવા લાગ્યું.

સુભગા તેની તરફ એટલો પ્રેમ બતાવતી હતી કે મોહનને તેથી અનેક વખત મીઠી મૂંઝવણ અનુભવવી પડતી. એટલું જ નહિ પણ તેના મનની ખાત્રી થતી જતી હતી કે, 'સુભગાનો જેટલો પ્રેમ મારી તરફ છે, તેટલો પ્રેમ મારા દિલમાં એને માટે નથી.'

એથી તે શરમાતો કે નહિ તે કહેવું મુશ્કેલ છે છતાં તેના વર્તનમાં એક પ્રકારનો દંભ પ્રવેશતો હતો, તેનું તો તેને પોતાને પૂરેપૂરૂં ભાન થઈ ગયું હતું, કેમકે, તેના દિલમાં સુભગા માટે જે પ્રેમનો આવિર્ભાવ ન હતો, તે હોવાનો દેખાવ તેને ફરજિયાત કરવો પડતો હતો.

જો આ જાતનો જીવનનો વિસંવાદ તેણે પોતાના કોઈ મિત્રમાં જોયો હોત તો મોહન જરૂર તેની કડક ટીકા કર્યા વિના રહ્યો ન જ હોત. પરંતુ માનવી પોતાના દોષ જાણતો હોવા છતાં તેની તરફ જાતે એટલો કઠોર બની શકતો નથી.

વિચાર અને વર્તન, સિદ્ધાંત અને તેનું પાલન એ બન્નેની વચ્ચે માનવજીવનમાં ઘણો જ વિરોધાભાસ રહે છે. છતાં માનવીની સ્વાભાવિક નબળાઈ તેને એનો સ્વીકાર કરવા દેતી નથી.

છતાં મોહન હમણાં હમણાં આવા વિચારો વારંવાર કરતો કે: 'માનવી એ સામાજિક પ્રાણી છે, અને જ્યાં સુધી તે સમાજના એક અવિભાજ્ય ઘટક તરીકે રહેશે, ત્યાં સુધી સિદ્ધાન્તનું પૂરેપૂરું પાલન કરી શકાવાનું નથી જ. માનવજીવન આથી જ સમાધાન પર ટકે છે: ભલે પછી તે સમાધાન પોતે આદર્શ માનેલા સિદ્ધાંતો સાથે પણ હોય.

સુભગા માટે તો જીવનનું નવું જ પ્રકરણ ઊઘડયું હતું. તે મોહન સાથે ફરવા જતી ત્યારે તે ગૌરવથી ચારે તરફ જોતી. કેમકે હવે પહેલાંની માફક તેને કોઈ પુરુષ મિત્ર સાથે ચાલતા સ્ત્રી સહજ

સંકોચ અનુભવવો પડતો ન હતો. તે સંકોચ મોહન સાથે રાખવાનું હવે કંઈ કારણ ન હતું.

સુભગા આ પરિવર્તનને પોતાના જીવનનો એક નવો જ ચમત્કાર માનતી.

ઘણી વખત તેના મનમાં વિચાર થઈ આવતો : 'થોડા જ દિવસો પહેલાં આ માણસ મારે સારું છેક જ અજાણ્યો અને ત્રાહિત હતો, એના અસ્તિત્વનું મારા એકાકી જીવનમાં કંઈ જ સ્થાન ન હતું. પરંતુ આજે તો તે મારી જીવનનૌકાનો એકલો સુકાની અને મારી જીવનયાત્રાનો માર્ગદર્શક છે. હું એનામાં ઓતપ્રોત બની ચૂકી છું.'

દામ્પત્ય જીવનની એ મીઠાશે એના જીવનમાં નવું સૌરભ ભર્યું હતું અને તેનો પૂરેપૂરો મર્મ હજુ પોતે સમજી શકતી નહોતી, એટલે જ સુભગા તેને જીવનનો ચમત્કાર ગણતી.

તે આ ચમત્કારી વાત મોહનને એક દિવસમાં કંઈ નહિ તો સેંકડો વખત કરવા છતાં થાકતી નહિ. એકની એક વાત તે ફરી ફરીને અનેક વખત નવા જ ભાવે અને નવા જ સ્વરૂપે કરતી.

જ્યારે મોહનની સાથે તે કોચ પર બેઠી હોય, ત્યારે અનેક વખત કોઈક નવી જ ઊર્મિથી તે એના હાથને પોતાના હાથમાં લઈ રમાડતી, પંપાળતી, તેને ચૂમતી અને એકાએક કંપી ઊઠતી.

'સુભગા તને શું થાય છે?' એની એ ક્રિયા જોઈ મોહને પૂછ્યું.

'ન સમજી શકાય, ન વર્ણવી શકાય એવા કોઈક અનેરા આનંદથી મારું અણુએ અણુ છલકાઈ જાય છે.'

'ત્યારે એટલી કંપી ઊઠે છે કેમ?'

'મોહન' અને તે મોહનની સામે એકી ટશે જોઈ જ રહી.

'સુભગા આમ કેમ કરે છે? તને શું થાય છે?'

'મોહન મને ડર લાગે છે.'

'શાનો?'

'કે મારું આ સુખ મારા જીવનનો આ ચમત્કાર છીનવાઈ તો નહિ જાય?

'ગાંડી, શું સ્ત્રીઓ ગમે તેટલી સુશિક્ષિત અને સ્વતંત્ર વિચારની હોય તો પણ તે સામાન્ય સ્ત્રીના જેવી જ રહેતી હશે?'

'ને શું તમો પુરુષો અમારામાંથી સ્ત્રીત્વને લુપ્ત થયેલું જોવા ઇચ્છો છો? મોહન, પુરુષ ગમે તેવો વિદ્વાન કે મહાન હોવા છતાં જેમ તેનામાંથી પુરુષના સ્વાભાવિક ગુણો લુપ્ત થતા નથી તેમ ગમે તેવી શિક્ષિત અને સ્વતંત્ર છતાં સ્ત્રી તે તો સ્ત્રી જ છે, અને સ્ત્રી જ રહેવાની છે. પુરુષ જાતિની ગમે તેટલી ઇચ્છા અને ગમે તેટલા અખતરા છતાં છેવટે તો સ્ત્રી એ સ્ત્રી જ રહેશે...

'રશિયામાં અને જર્મનીનાં લશ્કરી તાલીમ મેળવી ચૂકેલ સ્ત્રીઓમાં જાતિય ભાન અને સ્ત્રી જાતિની સ્વભાવિક વૃત્તિ કાયમ કેમ રહી તે હું આજે જ સમજી શક્યો.'

'સ્ત્રી–શક્તિનો એ પ્રભાવ. સુભગાએ હસી કહ્યું.

'ખરેખર. એ પ્રભાવનો તાપ એટલો પ્રખર છે કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જેવા પણ તે તાપથી પીગળી ગયા વિના રહ્યા નથી.'

'એ તારી પુરુષ દૃષ્ટિની વિકૃતી કહેવડાવે છે.'

'ત્યારે સ્ત્રી દૃષ્ટિ શું કહે છે?'

'સ્ત્રી જાતિનો સર્વ સમર્પણનો નૈસર્ગિક ગુણ હંમેશાં નહિ તો કોઈક વખત પણ કઠોર પુરુષને ય પીગળાવે છે.'

'જેમ પોલાદને અગ્નિ પીગળાવે છે તેમ?'

'મોહન, તું મને આમ આડી વાતે ચઢાવીને મારા મૂળ પ્રશ્નને ઉડાવે છે ને?'

'તને મારા પર શંકા આવે છે?'

'બીલડીનો છળ કરનાર શંકર પણ પુરુષ જ હતા ને તેઓ સામાન્ય પુરુષો નહિ પણ વિરાટ પુરુષો હતા—નર પુરુષો હતા—દેવ હતા.'

'પણ પ્રાચીન યુગના પુરુષો કરતાં આજના પુરુષો વળી સુધરી ગયા છે...'

'ત્યારે શું સ્ત્રીઓ બગડી ગઈ છે?'

'હું એમાંની એક નથી.'

"તે હું જાણું છું."

'તો પછી મને કહે કે મારા જીવનનો આ ચમત્કાર અભંગ રહેશે, મને વચન આપ કે મારા જીપનનો આનંદ હંમેશાં અણ-આથમ્યો રહેશે.'

'તને વિશ્વાસ નથી બેસતો?'

વિશ્વાસ મને તો બેસે છે. હું તો એ ખાત્રીપૂર્વક માનું છું કે મારો આ આનંદ અને આ ચમત્કાર અખંડ જ રહેશે. શા માટે ન રહે? હું તો તેનું જીવની માફક જતન કરીશ અને જાળવી રાખીશ. થોડા દિવસ પહેલાં હું તને ઓળખતી પણ ન્હોતી, પણ આજે તો મારે માટે આખા જગતમાં મોંઘામાં મોંઘી અને વહાલામાં વહાલી વ્યક્તિ માત્ર એક જ? અને તે તું. મોહન, મોહન તારે લીધે જ મારા જીવનમાં નવો ચમત્કાર થયો, એટલે તું તો મને પ્રાણ કરતાં ય અધિક પ્રિય છે.

'પછી તને ભય કેમ લાગે છે?'

'કેમકે આદી યુગથી પુરુષ જાતી સ્ત્રીને ઠગતી આવી છે. જોને, તું હજી મને આશ્વાસનનું એક વચન આપતા પહેલાં કેટલો વખત લગાડે છે?'

'સુભગા ! વહાલી ! આપણી વચ્ચે કોઈ પણ વસ્તુ વિક્ષેપ નાખી શકે તેમ છે જ નહિ. સંસારનું તમામ સુખ હું માત્ર તારામાં જ જોઈ રહ્યો છું.'

સુભગાને એ શબ્દોથી પારાવાર સંતોષ થયો. જગતમાં પુરુષોનાં આવા મોહક વચનોથી પ્રતિદિન કેટલી ભોળી સ્ત્રીઓ ઠગાતી હશે?

સ્ત્રીઓ શું ભોળી હશે કે સ્વાર્થી ? તે એમાંથી ગમે તે હો, પણ ઠગારી તો નથી જ. ઠગારા પુરુષોએ જ પોતાની નાગી ઠગ વિદ્યાને ઢાંકવાના આચ્છાદન માટે જ સ્ત્રી જાતિને ઠગારી ગણાવી છે.

પરંતુ સુભગા જો ભોળી કે સ્વાર્થી ન હોય તો જે પુરુષ આજે તેને ભોળવી રહ્યો હતો, તેણે એની જ ખાતર પોતાની એક પત્નીને દગો દીધો હતો તે શી રીતે ભૂલી શકી હોત?

છતાં સુભગાને ચંચળનો કદી વિચાર પણ આવ્યો નહિ. તે તો એમ જ માનતી હતી કે : 'મોહને તેની સાથે છૂટાછેડા કરી નાંખ્યા છે. તે વખતે એને કદી એ વિચાર નહોતો થતો કે 'સ્ત્રીપુરુષ પ્રેમ એ શું છૂટાછેડાથી આટોપી લેવાય એવી કોઈ બજારું વસ્તુ છે? અને જો એ પ્રેમ એવી રીતે આટોપી જ લઈ શકાતો હોય, તો એક દિવસે એ જ પુરુષ મારી સાથે એવું જ વર્તન કેમ નહિ ચલાવે?

સુભગાને એ વિચાર કરવાની ફુરસદ જ નહોતી. તે તો મોહનની પાછળ ઘેલી બની ગઈ હતી. તેને પોતાની એ ઘેલછાનો વિચાર આવતો. 'એક સ્ત્રી એક પુરુષની પાછળ આટલી ઘેલી કયા કારણે થઈ જતી હશે?'

તેનો જવાબ એને મળતો નહિ. પણ તે એમાંથી એટલો આત્મ-સંતોષ તો જરુર લેતી કે, 'મારા એ પ્રેમનું બળ જ લોહચૂંબક બનીને મોહનને હંમેશાં મારી તરફ આકર્ષી રાખશે, નિખાલસ પ્રેમનો બદલો

એમ પ્રેમમાં મળવો જોઈએ' એવી ત્યારે એને એટલી શ્રદ્ધા હતી.

પરંતુ શ્રદ્ધા અને તેમાંથી જન્મતો આત્મસંતોષ એ કાંતો એક પ્રકારની ભ્રમણા છે કે પછી આત્મવંચના જ છે.

સુભગા અને મોહનના લગ્નને એક મહિનો પસાર થઈ ગયો. બીજો મહિનો પણ ગંગાના વહેતા જળની માફક ચાલવા લાગ્યો, છતાં તેમની વચ્ચે કદી પ્રણય કલહનો પ્રસંગ પણ આવ્યો ન હતો.

સુભગા અપરિણિતા હતી ત્યારે આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર હતી, તેમ તે સ્વાધીન રીતે જીવન ગાળતી હતી. એને પગાર પણ સારો મળતો અને ઑફિસમાં તે માનભર્યો હોદ્દો ભોગવતી હતી. પરંતુ તે વખતે એને જીવન ખાલી ખોખા જેવું લાગતું હતું.

તે વખતની આજના ભર્યા જીવન સાથે તે સરખામણી કરતી ત્યારે તેને લાગતું કે: 'બહારના બધા રોકાણો છતાં એ જીવન અર્થ વિનાનું–ઉદ્દેશ વિનાનું હતું. કામ, મહેનત, પરિશ્રમ અને થા...ક આ બધું શા માટે? કેવળ કમાવું અને ખાવું! ખાવા માટે કમાવું, પણ પછી–પછી શૂન્ય!'

એની સરખામણીમાં તેને અત્યારનું જીવન હેતુપૂર્ણ અને ઉદ્દેશીન ભાવનાથી છલોછલ છલકતું દેખાતું. જીવનના સાથીના સહચાર અને સહકારવાળા જીવનમાં તે કંઇક ઉન્નત, કંઈક સુંદર અને કંઈક મંગળ-તત્વ જોતી.

અને ત્યારે જ તેને સમજાયું કે: સ્ત્રી કે પુરુષનું જીવનના સાથી વિનાનું એકાકી જીવન રસહીન, શુષ્ક અને નિરર્થક છે. એકલી આર્થિક સગવડથી માનવજીવન પૂર્ણતા અનુભવતું નથી.

પરંતુ આ બધું છતાં સુભગાની લગ્નજીવનની અને જીવન સાથીની વ્યાખ્યા સંકુચીત હતી. તે ઘણી વખત મોહનને કહેતી કે: 'બીજી કોઈ સ્ત્રી તમને મારા આટલા પ્રેમથી ચાહી શકી ન હોત.'

તે પોતાના પ્રેમને જાતે પ્રસિદ્ધી આપતી. નાની કે મોટી તમામ બાબતોનું વર્ણન કરી તે મોહનને વારંવાર પોતાની લાગણી અને ખ્યાલ આપતી.

'આખા દિવસમાં હું તમને કેટલી એ વખત યાદ કરતી હોઈશ. તમારું સ્મરણ કે ચિંતન મને ન થતું હોય તેવી એક પણ પળ મારા જીવનની ખાલી નથી.'

તો કેટલીક વખત તે કહેતીઃ 'પત્ની બીચારી બાજુમાં બેસી રહી હોય અને પતિ દેવ છાપું કે ચોપડી વાંચવામાં તલ્લીન બની ગયો હોય એ કંઈ પરસ્પર પ્રત્યેનો સાચો પ્રેમ નથી. એ જીવન કંટાળા ભર્યું, ત્રાસજનક અને ભીષણ થઈ પડે. એવા પરિણિત જીવન કરતાં તો એકાકી જીવન હજારગણું બહેતર, જેમના દામ્પત્ય જીવનમાં આત્માની સૌરભ ન હોય, જેઓ માત્ર મકાન પૂરતાં સાથે રહેતા હોય અને જૂની ટેવને લીધે વાસનાની ભૂખ શમાવી લેતા હોય, તે જીવન સુકાઈ ગયેલા પુષ્પો સમુ, આત્માવીહોણું અને મુડદાં જેવું જ કહેવું જોઈએ. મને તો એવું જીવન જરા યે ન ગમે.'

અને મોહન ત્યારે માન ભાવે તેને એ શબ્દો સાંભળી રહેલો દેખાતો, છતાં દિલના દિલમાં તે સ્ત્રીથી ભય પામતો હોય તેમ લાગતું.

## પ્રકરણ ૧૪ મું

## પ્રેમોન્માદ

સુભગાના જીવનમાં સર્વાંગી પલ્ટો થઈ ગયો હતો, એક વખતે તે કોઈ પુરુષની પત્ની બનવાના વિચારથી પણ કંપી ઊઠતી, પણ હવે તો મોહનને સાથે લીધા વિના તે ક્યાંય જઈ પણ શકતી નહિ.

મોહનને ઑફિસેથી ઘેર આવતાં થોડો પણ વિલંબ થાય તો તેણે કશુંક ગુમાવ્યું હોય એવું તેને લાગતું.

એક દિવસ મોહન ઑફિસેથી બારોબાર 'પાર્ટી'ની સભામાં ગયો, અને તેને ઘેર આવતાં લગભગ ત્રણ કલાક મોડું થયું. ત્યારે સુભગાને કંઈ કંઈ અમંગળ શંકાઓ થઈ ગઈ. એ ત્રણ કલાકમાં તો તે મોહનને આવતો જોવા કંઈ નહિ તો ત્રીસ વખત બારી પાસે ગઈ હશે.

મોહન આવ્યો. ત્યારે ભયભીત બનેલી જણાતી હતી. બારણું ઉઘાડવાનો અવાજ સાંભળતાં જ તે ચમકી. પરંતુ મોહનને સાજોતાજો

પોતાની સામે ઊભેલો જોતાં જ તેના મુખ પરથી ચિંતાના ભાવ સૂર્યોદયથી અદૃશ્ય થતા અંધકારની માફક સરકી ગયા.

તેની આંખમાંથી હર્ષનાં આંસુ નીતરી રહ્યાં હતાં અને વદન પર સ્મિત રમતું હતું, ત્યારે તે ઝાકળ બિંદુથી શોભતી વિકસીત પુષ્પકલી સમી દેખાતી હતી.

'પાર્ટીની સભા હતી.'

'પણ મને જણાવવું તો હતું?'

મોહનને તેમાં આગળથી કંઈ કહેવા જેવું લાગ્યું નહોતું.

પણ સુભગાએ જ્યારે કહ્યું કે: 'આ ત્રણ કલાકમાં મેં જીવંત નર્ક જેટલી હૃદયવ્યથા અનુભવી' ત્યારે મોહનને સુભગાની પોતાના તરફની મમતાનો ખ્યાલ આવ્યો.

'મને તો લાગ્યું કે કંઈ અકસ્માત થયો હશે કે શું?...' એટલું કહેતાં તેનાથી રડી જવાયું.

પરંતુ હવે તો તને લાગે છે ને કે 'હજી મને એમ કોઈ અકસ્માત નડ્યો નથી.' મોહને પોતાના રૂમાલથી સુભગાનાં આંસુ લૂછ્યાં અને તેને હૈયા સરસી ચાંપી.

'તમો પુરુષો હંમેશાં કઠોર દિલના જ રહેવાના......'

'એ માટે સ્ત્રીઓએ કુદરત સામે સામુદાયિક વિરોધ ઊઠાવવો જોઈએ.'

'તમારે મન તો કેવળ મઝાકની વાતો જ છે......'

'જીવનને રમત જેવું જ માનવાની અમને ટેવ પડી ગઈ હોય છે.'

'પણ તેથી અમારા દિલને શું શું થતું હશે?'



૯

સુભગાના આવા વર્તનથી ઘણી વખત મોહનને વિચાર થતો : શિક્ષિત સ્ત્રી પણ આખરે તો સ્ત્રી જ રહેવાની.

એને સુભગાની પોતાના તરફની આટલી બધી મમતા જોઈને સંતોષ અને આનંદ થતો; પરંતુ એની સ્વતંત્રતા પર તેથી પડતા કાપથી તે ઘણી વખત કંટાળતો. સુભગા સાથેના લગ્ન પહેલાં તે મુક્ત પંખી જેવો હતો, અત્યારે તેને લાગવા માંડયું હતું કે, તેની સ્થિતિ પાંજરામાં પૂરેલા પંખી જેવી બની ગઈ હતી.

સુભગા અને મોહનની જીવનનૌકા સમયરૂપી સાગરનાં શાંત તરંગો પર સુખરૂપ વહેતી હતી, પરંતુ તેના જૂના મિત્રોની તેની સામેની ફરિયાદો વધતી જતી હતી.

'મોહન! સુભગાએ તને એવાં શા જાદુ કર્યાં છે કે તું હવે અમને કોઈ દિવસ મળતો પણ નથી?' તેઓ તેને ઉપાલંભ આપતા.

અને મોહન માત્ર થોડુંક હસીને તેમનો જવાબ ઉડાવતો.

પરંતુ જ્યારે તેના મિત્રો મોહનને આમ ઘરમાં પૂરી રાખવા માટે સુભગાની મશ્કરીઓ કરતા, ત્યારે સુભગાને તેથી એક પ્રકારનો આનંદ થતો. 'મોહન બીજા કોઈનો નહિ પણ માત્ર મારી એકલીનો જ છે' એમ માનીને તે ફૂલાતી.

મોહન અને તેની વચ્ચે કોઈ ત્રીજી વ્યક્તિની આડખીલી પણ તેને ગમતી નહિ.

તે જો બહાર ગઈ હોય અને ઘેર મોડી આવવાની હોય તો પણ ટેબલ પર તે મોહન માટે ચિઠ્ઠી મૂકી જતી તેમાં પણ પ્રેમથી છલકાતા અનેક સુંવાળા શબ્દો તે લખતી.

આથી મોહનને પણ એ જાતની ચિઠ્ઠીઓ લખવાની અને સુભગા મોડી આવે ત્યારે 'તારા વિના મને સૂનું સૂનું લાગતું હતું

એવી શાબ્દિક વિધિઓમાં ન છૂટકે ઉતરવાની ફરજ બજાવવી પડતી.

અલબત! મોહનને આ બધા ઢોંગ પસંદ નહોતા. તેને આ જાતની વિધિઓ કંટાળારૂપ તેમ જ સ્થાપિતહિતવાળા ફુરસદીઆના વર્ગને છાજે તેવા દંભ જેવી લાગતી; પરંતુ સુભગાની પોતાની ઉપરના નિખાલસ પ્રેમને લીધે તેનાથી તેને માઠું લાગે તેવું કશું જ કરી શકાતું ન હતું.

સુભગાને હવે પોતાની સ્વતંત્રતાનો વિચાર સુદ્ધાં થતો નહોતો, પણ કેવળ મોહનમાં જ તદાકાર અને તન્મય કેમ બની જવાય એ જ માત્ર તેની એકની એક અભિલાષા હતી.

તેવી કેટલીએ સખીઓ તેને તે માટે ઉપાલંભ આપતી; પરંતુ તેથી સ્હેજ પણ સંકોચ પામ્યા સિવાય તે કહી દેતી :

'તમારી સ્વતંત્રતાની એ બધી વાતો એકપક્ષી અને અધૂરી જ છે. પતિ અને પત્ની પરસ્પરમાં તદાકાર બની જાય એ જ તેમની સાચી સ્વતંત્રતા છે.'

જવાબમાં તેને સાંભળવું પડતું કે : 'આ તો એક પ્રકારની ઘેલછા જ છે. સુભગા, મોહન તરફનો તારો પ્રેમ એ માત્ર પ્રેમોન્માદ છે, પ્રેમનો અતિરેક છે. માત્ર અત્યાર સુધીના જીવનના અનુભવોનો એકાએક થયેલો આ પ્રત્યાઘાત જ છે. એ તને આ ઉન્માદી ઉમરે શમી ગયા પછી જ સમજાશે, કદાચ તે પહેલાં જ તારા આ ઉન્માદથી મોહન કંટાળી ન જાય તે જોજે.'

'મારો મોહન મારાથી કદી કંટાળે જ નહિ.' સુભગા ખાત્રીપૂર્વક કહેતી.

'પુરુષ જાતિને લગતો તારો બિનઅનુભવ જ તારી પાસે આમ બોલાવે છે. તે તને આજે નહિ તો આવતી કાલે સમજાશે.'

'તમારે તેમાં જરુર નિરાશ થવું પડશે.' કહીને સુભગા હસી નાખતી.

તેને અત્યારનું જીવન સુખથી એટલું પરિપૂર્ણ લાગતું હતું કે સંસારની સુખદુઃખની તેજછાયાભરી ગૂંથણીનો તે વિચાર કરવામાં યે પાપ સમજતી. તેનું ચાલ્યું હોત તો ભર્યા જગતમાંથી સહુને હાંકી કાઢી માત્ર એ અને મોહન બન્ને જ તેમાં રહેત. અથવા તો તેમની વચ્ચે કોઈ આવી ન શકે એવા કિલ્લામાં તે મોહનને લઈને પૂરાઈ જાત. કોઈ ત્રીજી વ્યક્તિની આંખ તેમની તરફ દૃષ્ટિ કરે, કે કોઈ કાન તેમની વાતોની વચ્ચે આવે તે કલ્પના પણ સુભગા માટે અત્યારે અસહ્ય હતી.

પરંતુ તે જ્યારે આવી આવી કલ્પનાઓના ગગનવિહાર કરતી ત્યારે મોહન તેમાં કેટલે સુધી આવવા તૈયાર છે તેનો વિચાર પણ કરવાની એને જરુર જણાતી નહોતી.

'મારો વિચાર એ જ મારા મોહનનો વિચાર.' એવું જ તેણે શ્રદ્ધાપૂર્વક માની લીધું.

એક રાત્રે મોહનને પોતાની 'પાર્ટી'ની અગત્યની સભામાં જવાનું હતું. તે માટે જ્યારે તેણે સુભગાને કહ્યું ત્યારે સુભગાએ કહ્યું: 'હું પણ એ સભામાં આવીશ.'

'પણ તે અમારી 'પાર્ટી'ની ખાનગી સભા છે.' એમ કહીને મોહને તેને સમજાવી છતાં સુભગાને તેથી દુઃખ લાગ્યું, તેથી મોહનને તેના મનના સાંત્વન માટે હૈયામાં નહોતી તેવી અનેક મીઠી મીઠી વાતો હોઠ ઉપરથી કરીને તેને પટાવવી પડી.

સભામાં ખૂબ જ આકરી ચર્ચાઓ થઈ અને છેક રાત્રે એક વાગે ઘેર આવ્યો ત્યારે રસ્તામાંથી જ તેણે પોતાના મકાનમાં બત્તીઓ

બળતી અને સુભગાને આમતેમ ફરતી જોઈ, ત્યારે સુભગાની એ વિવશતાથી તે ખરેખર લાગણીવશ બની ગયો.

મોહન આવે ત્યાં સુધીમાં રસોઈ ઠરી ન જાય તે માટે તેણે પ્રાયમસ ત્રણચાર વખત સળગાવીને દાળ અને શાક ગરમ કર્યાં હતાં, અને અનેક વખત રસોડામાંથી દીવાનખાનાની બારી આગળ આવીને તે ડોકિયાં કરી ગઈ હતી એટલું જ નહિ પણ આટલા બધા કલાક તે મોહન વિના એકલી રહી એવું ન લાગે માટે પોતાને છેતરવા તેણે ઘડિયાળના ડબ્બાને દિવાલ તરફ ફેરવી નાખ્યો હતો.

આ બધી વાતો જ્યારે તેણે સુભગાને મોઢેથી સાંભળી ત્યારે એના પુરુષના હૈયામાં પણ લાગણીનાં પૂર ચઢી આવ્યાં.

'તમને ત્યાં મારા વિના ગમ્યું હતું કે?' સુભગાએ જમતાં જમતાં પૂછ્યું.

તે વખતે એના શબ્દોમાં છલકાઈ જતી લાગણીને પારખીને મોહન જાણી જોઈને જૂઠું બોલ્યો: 'જરા યે નહિ. મને તો પારાવાર કંટાળો આવતો હતો. એટલું જ નહિ પણ હવે તો મેં એવો નિશ્ચય કર્યો છે કે તને ઘેર એકલી મૂકીને હું 'પાર્ટી'ની સભામાં પણ નહિ જાઉં!'

મોહનના એ શબ્દો સાંભળીને સુભગાને સ્વર્ગ સાંપડવા જેટલો આહ્લાદ થયો. પોતાના સિવાય બીજી કોઈ પણ વ્યક્તિમાં કે કામમાં મોહનને આનંદ મળે છે એ કલ્પના પણ તેને ગૂંગળાવી નાખતી હતી.

પરંતુ ખરી રીતે તો મોહન જનતાનો માણસ હતો. તેને એકાકી જીવન અકળાવતું હતું. તેને ચળવળમાં પડવું ગમતું. એને પોતાના કામ ઉપરાંત જાહેર કાર્યોમાં ભાગ લેવો પડતો અને બીજાં કામો કરવા પડતાં. સુભગાનું સતત સાનિધ્ય તેથી તેને ઘણીવાર કંટાળો આપતું

અને 'પાર્ટી'ના માસિક માટેના લેખો પણ લખવા મુશ્કેલ થઈ પડતા. પરંતુ જો મોહન એ વાત સુભગાને કહે તો તેથી તેના દિલને આઘાત થાય એ ભયથી તે બોલતો નહિ.

સુભગાની વાતો પણ પ્રેમ, પ્રેમ અને પ્રેમને જ લગતી હોય. એ વાતોથી મોહન કંટાળતો એટલું જ નહિ પણ વાસ્તવિક જગતથી તે પોતાને એ રીતે દૂર ધકેલાઈ જતો જોતો અને પોતાના જીવનમાં આટલા પૂરતો વિરોધાભાસ જણાતો; પરંતુ ઉપલા અને શિક્ષિત વર્ગની સ્ત્રી સાથેના સ્નેહલગ્ન તેની પાસે એટલું બલિદાન માગી જ લેતા.

એક દિવસ સુભગાને એની બહેનપણીને ત્યાં રોકાવાનું હતું એટલે તે નિયમ પ્રમાણે ચિઠ્ઠી મૂકીને ગઈ હતી. એથી મોહનને ઘણે દિવસે પોતાના ઘરમાં જોઈતી એકાંત મળી ગઈ. મોહનને તેના જેલમાંથી છૂટવા જેટલો આનંદ થયો. અને તે નીરાંતે પોતાની 'પાર્ટી'ના માસિક માટે લેખ લખવા બેસી ગયો.

સુભગા પોતાના વિના એક ક્ષણ પણ એકલી રહી શકતી નહોતી તેનો વિચાર કરતાં મોહનની ખાત્રી થઈ કે, સુભગા ગમે તેટલી શિક્ષિત સ્ત્રી ભલે હો, છતાં તેની આ મનોદશા એના વ્યક્તિગત વિકાસની જ ખામી સૂચવે છે. એનામાં જીવનની જે શક્તિ જોઈએ તેની ખામી છે, માટે જ તેને બીજાનાં આધારની આટલી જરૂર પડે છે. જે લોકોએ સ્ત્રી જાતિની જીવનની શક્તિને કુંઠિત બનાવી દીધી છે તે જ લોકોએ પતિની પત્નીના જીવનધારની ભ્રમણા વહેતી મૂકી છે એ મનોદૌર્બલ્ય સુભગામાં કાયમ છે.

આ વિચારોએ મોહનની વિચારમાળાને વહેતી મૂકી : પોતાની જ આંતરિક શક્તિથી બીજા કોઈના આધાર વિના જીવન જીવી શકે તેવાં મનુષ્યોની સંખ્યા જ ખરી રીતે તો જગતમાં ઓછી હોય છે. જેઓ

પ્રખર બુદ્ધિમાન હોય તેવા જ માણુસોને જીવનમાં બીજાના આધારની જરુર પડતી નથી પણ તેઓ લોકનેતા બનીને લાખ્ખો અને કરોડો માનવીઓને દોરી એમના આધારરૂપ બને છે અને પોતાની આંતરિક શક્તિથી એવાં સર્જન કરે છે કે જે જગત માટે નવાં હોય અને જીવનમાં અનેકને આધારરૂપ બને. આવા મહાનુભવોના જીવનરહસ્ય સમજવા માટે અનેક માણુસો મથે છે. જીવનનો કુદરતી કાનુન આંદોલન જ છે. જગતનું મોટામાં મોટું જ્ઞાન એ જ છે. પરંતુ આજની માનવ-જાતિ એ જ જ્ઞાન ભૂલી ગઈ છે.

આ બધી વાતો સાદી છે, છતાં માનવજાતિને માટે તેનો વાસ્તવિક અર્થ સમજવો તે કપરું કામ છે. માનવજાતિ સર્વ શક્તિઓના ઉગમ સ્થાન સમી કુદરતને જ ભૂલી ગઈ છે. તેમને તો બધો તૈયાર મામલો જોઈએ છે. દેશના બધા કહેવાતા રાજદ્વારીઓ પણ કોઈ પણ બાબતનો જાતે કેટલો વિચાર કરે છે? તેમને માટે બીજો કોઈ બધો વિચાર કરે અને તેમને માર્ગદર્શન આપે એટલે તેઓ પોતાનું ગાડું ગબડાવ્યે જાય છે!

એજ રીતે અત્યારસુધી સુભગાએ પોતાના ભરણપોષણ માટે એક બીજે ઠેકાણે નોકરી કરી, તેમાં તો બધા તેની કામ કરવાની શક્તિનાં જ મૂલ્ય આંકતા આવ્યા છે. કાર્યશક્તિ એટલે હાથ કે માથાની મજૂરી; પરંતુ તેનામાં જે કંઈ આંતરિક સર્જનાત્મક શક્તિ હોય તેની તો કોઈને પરવા જ નહોતી, પરિણામે એની એ શક્તિઓ કુંઠિત થઈ ગઈ, તેનો વિકાસ અટકી ગયો, અને લગ્નજીવનથી મારા જેવો આધાર મળેલો માની તે છેક પરાવલંબી બની ગઈ. તેમાં સુભગા નહિ પણ તે જે સમાજમાં અને જે વાતાવરણમાં ઉછરી તેનો જ ખરેખરો તે દોષ છે.

આ બધા વિચારો કરવાની તક મોહનને બે મહિના પછી આજે માત્ર પહેલી જ વખત મળી; કેમ કે સુભગાએ તેને માત્ર આજે જ આટલો વખત એકલો પાડ્યો હતો.

અને તેથી એની કલમદ્વારા કાગળ પર તે પોતાના વિચાર-સત્વોને અક્ષરોનું સ્વરૂપ આપી સડસડાટ તે અક્ષરદેહનું સર્જન કરી રહ્યો હતો. તે જ વખતે સુભગા ઘેર આવી પહોંચી.

તે આનંદમાં ને આનંદમાં ઘેર આવી હતી. ભરી સભામાં મોડો આવનાર પ્રમુખ પોતાની રાહ જોતાં અનેક મનુષ્યો અધીરાં બનીને બેસી રહી અકળાતાં હશે એ ભાન સાથે પહેલો વહેલો ધસમસતો સભાખંડમાં પ્રવેશે, તે ભાવ અત્યારે સુભગાના દિલમાં હતા. પોતાના વિના એકલો પડેલો મોહન અકળાતો હશે માટે બને તેટલી વહેલી જઈ પહોંચું એ એક જ વિચાર અત્યારે તેના દિલમાં ઘોળાઈ રહ્યો હતો.

પરંતુ મોહનને લેખનકાર્યમાં મશગૂલ જોતાં તે પોચે પગલે અંદર આવી અને ટેબલની પાછળ ગુપચુપ ઊભી રહી ગઈ. પોતે આવેલી છતાં મોહનને તેનો ખ્યાલ નથી એથી સુભગા એકલી એકલી હસતી હતી.

થોડીક પળો તો સુભગાએ પોતાના હાસ્યને હોઠની વચ્ચે જ દાબી રાખ્યું; પરંતુ અંતરનો આવિર્ભાવ દાબવા જતાં બેવડા બળથી ઊછાળા મારે છે તેની સુભગાને ખબર હોય કે નહિ, પણ પોતાના હાસ્યને તે વધુવાર દબાવી ન શકી, એટલે તેનાથી ખડખડ હસી દેવાયું.

એકાએક મોહને પાછળ જોયું અને સુભગાને જ હસતી જોઈ ને બોલી ગયો : 'ઓહો! તમે તો આવી પણ પહોંચ્યા ?'

## પ્રકરણ ૧૫ મું  આંસુડાની ધાર

સુરજા ભાવે મોહને પોતાના હૈયામાં હતી તે લાગણી શબ્દો વાટે વ્યક્ત કરી. અને 'ઓહો! તમે તો આવી પહોંચ્યાં?' એ ૭ શબ્દોની સુભગાના દિલ પર થયેલી અસરનું માપ કાઢ્યા વિના જ મોહને કહી નાખ્યું: 'આજે કોણ જાણે એ મહિને મને આટલી એકાંત મળી તેને લીધે મને શાંતિથી વિચાર કરવાની તક મળી અને તેથી આજ તો એક સુંદર લેખ મેં લખી કાઢ્યો.'

મોહને એમ માન્યું હતું કે આ વાત સાંભળીને સુભગા પણ તેના જ જેટલી ખુશ થશે અને એની ગેરહાજરી દરમ્યાન મળેલા સમયનો મેં સદુપયોગ કર્યો તેથી તે મારી પ્રશંસા પણ કરશે.

પરંતુ સુભગા તો એક અક્ષર પણ બોલી નહિ એટલું જ નહિ પણ તેના વદન પરનું હાસ્ય ગગન મંડળમાં ઉડી જતાં પંખીઓની માફક એકાએક અદૃશ્ય થતું લાગ્યું.

મોહન જેમ જેમ એકાંતનો લાભ લીધાની વાત વધુ અને વધુ કરતો ગયો તેમ તેમ સુભગાના ભાવ વધુ અને વધુ બદલાતા

ચાલ્યા અને છેવટે મૂંગા રહેવું મુશ્કેલ લાગવાથી જેઠ મહિનામાં ગગન ગોરંભે અને એકાએક મેઘગર્જનાનો ગડગડાડ થાય તેમ તેના મૂખમાંથી શબ્દોનો ગડગડાટ શરૂ થયો.

'મને તો થયું કે મારા વિના એમને ફાવતું નહિ હોય. એટલે હું તો દોડતી આવી પણ અહીં તો હું આવી તે જ ગમતું નથી. જો કે મને લગભગ એક કલાક જેટલું વિશેષ મોડું થયું છતાં અહીં તો 'ઓહો! તમે તો આવી પહોંચ્યાં?' એ રીતે મારા આવવાની સામે જ કંટાળો બતાવવામાં આવે છે. હું તો તમારે માટે ગાંડી ને ઘેલી થઈ જાઉં છું. તમે જો મોડા ઘેર આવો તો આકુળવ્યાકુળ બની જાઉં છું, પણ તમને તો મારા માટે કશું જ લાગતું નથી...ઉલટાની હું ઘેર આવું તેથી તમે કંટાળો છો. મારા વિના તમને આનંદ પડે છે.'

'સુભગા, તું આમ માઠું ન લગાડ.' સુભગાને ચીડાયલી જોઈને મોહને તેને સમજાવવા માંડી. 'હું લખવાના કામમાં એટલો બધો ધ્યાનમગ્ન હતો કે ઘડિયાળ સામે જોવાનું પણ મને સૂઝયું નહિ, એટલે તને બહાર ગયાને કેટલો વખત થયો તેનું મને બરોબર ભાન રહ્યું નહિ. વળી કેટલા બધા વખત પછી મને આટલું એકાંત મળ્યું હતું; એટલે મારે તેનો પણ પૂરેપૂરો કસ કાઢી લેવો હતો. સુભગા, તું નકામી ચીડાય છે. ખરી રીતે તો મારે અમારા માસિક માટે જે કંઈ લખવું જોઇએ તે પણ એકાંતને અભાવે મારાથી લખી શકાતું નથી. એટલે હવે વધુ નહિ તો અઠવાડીઆમાં એક દિવસ તો મારે થોડા કલાકોનું એકાંત જોઈશે જ.'

'એટલે તમે મારા વિના વધુ સુખી હતા એમ જ ને?' સુભગાને છણકો થયો. એ છણકો ગુસ્સે થયેલી બીલાડી જેવો હતો. મોહનને આવો છણકો આજે પહેલી જ વખત જોવાનો વખત આવ્યો હતો.

'તું એમ ખોટો અર્થ કાઢીશ નહિ, હું કંઇ એમ કહેતો નથી કે તારા વિના હું સુખ મેળવી શકું છું. મારું કહેવું તો માત્ર એટલું જ છે કે મારા જાહેરસેવાના કામ માટે મારે અઠવાડીઆમાં એકાદ દિવસ બેએક કલાકનું એકાંત જોઇએ.'

સુભગાએ નિશ્વાસ મૂકયો, નીચી નજર ઢાળી, ને તે બારી પાસે ગઇ અને સાડીના પાલવથી આંખો લૂછતી હોય તેમ કરવા લાગી. 'એટલામાં આટલું ખોટું શાને લગાડે છે?' મોહને એક હાથમાં કલમ ફેરવતાં ફેરવતાં સુભગા તરફ જોઈને કહ્યું. 'મારે થોડુંઘણું યે જાહેરકામ કરવું તો જોઈએ જ અને તે નિયમિત કરવું હોય તો મારે તે માટે થોડાક કલાક પણ એકલા રહેવું જ જોઇએ.'

સુભગાએ બારીની બહાર જોઈ રહીને ચઢેલા મુખે મંદ સ્વરે ધીરે ધીરે કહ્યું: 'એમાં તમારો કંઈ દોષ નથી, દોષ માત્ર મારા નસિબનો જ છે. એ તો જે બનવાનું હતું તે જ બનવા લાગ્યું! શરૂઆતમાં તમને મારા વિના કામ કરવાનું જ સૂઝતું નહોતું. કેમકે તે પ્રેમનો પહેલો ભાગ હતો અને તમારે માટે માત્ર મારામાં જ સર્વસ્વ સમાયલું હતું. પરંતુ હવે તો તમે હું નથી હોતી ત્યારે કામ કરી શકો છો...માત્ર કામ કરી શકો છો એટલુંજ નહિ, પણ થોડો વખત હું તમારાથી અળગી થાઉં તેથી તમને સારું લાગે છે.'

અને પછી ધીરે ધીરે તેણે મોહનની સામે જોયું. મોઢું ગુસ્સાથી ભારે થઈ ગયું હતું, આંખો ફૂલી ગઈ હતી અને ગુસ્સાથી તે ભારેખમ બની ગઈ હતી; છતાં જાણે મોહનને સમજાવતી હોય તેમ તે બોલતી હતી.

'છતાં એમાં તમારો દોષ છે એમ પણ હું કહેતી નથી. તમારી જગાએ બીજો કોઈ પુરુષ હોત તો તેણે પણ એમ જ કહ્યું હોત.'

'સુભગા, ત્યારે હું જાહેરજીવનમાંથી કાચબો જેમ અંગ સંકોચી લે છે તેમ અંગ સંકેલી લઉં એમ તું ઇચ્છે છે?'

'મારે એમ શા માટે કહેવું જોઈએ? તો તો પછી જે કંઈ કામ કરવાનાં હોય તો તે નિયમસર કરવાં જ પડે અને તે માટે થોડાક કલાક એકાંત પણ જોઈએ જ. કંઈ જિંદગીભર એકબીજાને જોઈને જ બેસી રહેવાય!'

'સાચું કહો છો. એ રીતે બેસી રહેવું એ માત્ર ખોટું જ નહિ પણ મૂર્ખાઈ ભર્યું ગણાવું જોઈએ.' સુભગાએ કહ્યું. 'પણ હું માત્ર એટલું જ કહું છું કે આટલા દિવસ જ્યારે તમે મારી ખાતર તમારું જાહેર કામ કરવાનું છોડી દીધું અને એ રીતે મૂર્ખાઈભર્યું વર્તન બતાવ્યું, ત્યારે તમારું જીવન સર્વાંગે મારાથી જ ભર્યું ભર્યું બની રહ્યું હતું, ત્યારે તમારા જીવનમાં હું જ સર્વસ્વ હતી, અને હવે એ બધું ખલાસ થઈ ગયું. મોહન, મેં મનમાં માન્યું હતું કે તારે પડખે હું ઊભી હોઈશ તો તારા જીવનમાં બીજી કશી ઊણપ લાગશે નહિ. જેમ તારી સાથેના લગ્ન પછી મને મારા જીવનમાં કોઈ જાતની ઊણપ લાગેલી નથી તેમ પણ હવે હું સમજી શકી કે મારી એ ધારણા ખોટી હતી. માત્ર અલ્પ સમય માટે જ તારા જીવન પર હું એવી અસર કરી શકી. મેં તો એવી આશાઓ રાખી હતી કે હું જીવનમાં તારે માટે મદદગાર બની શકીશ. અને માત્ર તારામાં અને એકલા તારામાં જ જીવનનું સર્વ સુખ જોનારી જીવન સંગાથીની સાંપડવાથી તું પણ પોતાને ભાગ્યશાળી માનીશ. પરંતુ હવે જ હું સમજી શકી કે તું મારાથી કંટાળવા લાગ્યો છે અને મારી ગેરહાજરીમાં તું કામ કરી શકે છે.'

'સુભગા, તું તારા શિક્ષણનો ઉપયોગ આમ ખોટા તર્કવાદમાં

કરે તે ઠીક નહિ. એક વખત તું જ કહે છે કે જીવનમાં મારો જેમ વિકાસ થાય તેમાં તને આનંદ આવે અને જ્યારે હું એ રીતે જીવવા માગું છું ત્યારે તું એની જ સામે વિરોધ ઊઠાવે છે. આમાં ન્યાય જેવું શું છે?'

મોહનની આ દલીલો સાંભળીને સુભગા ખડખડાટ હસી પડી. પરંતુ એ હાસ્ય આનંદનું નહોતું. તેની પાછળ અસંતોષ જીવનનો કડવાશભર્યો કટાક્ષ છૂપેલો હતો.

'ખરેખર, ખરેખર હું કંઈ જોઈ કે સમજી શકતી નથી. મોહન તું સાચું જ કહે છે. પરતુ તારા એ સત્ય કથનમાં મેં જેને જીવન સર્વસ્વ માન્યું હતું તે...નો અંત.'

સુભગાએ હોઠ કરડચા. તે વધુ બોલતાં અટકી ગઈ. અષાઢના પ્રથમ મેઘના નીર નળિયાંની વચ્ચેની ધાર બનીને પૃથ્વિ પર પછડાય, તેમ સુભગાનાં નયનોમાંથી આંસુની ધારાઓ એની છાતી પર પડી પડીને કપડાં ભીંજવવા લાગી.

મોહનને અકળામણ થઈ. શિક્ષિત સ્ત્રી તેને માટે આઝાદીને બદલે બંધનરૂપ બની છે તેમ લાગ્યું. એ બંધનની જંજીરો તેને ડંખવા લાગી, તેણે તેમ છતાંએ મન માર્યું, સંયમ સાચવ્યો અને સુભગાને આશ્વાસન આપવા માંડયું.

'સુભગા, સુભગા! આ બધીયે કેવળ તારા મનથી ઘડી કાઢેલી કલ્પનાઓ છે. કેવળ એ તારી માનસિક ભૂતાવળ છે. બાકી તો હું છું તેનો તે જ છું. તારી તરફનો મારો પ્રેમ અંશ માત્ર ઘટચો નથી. અલબત્ત, હું એકલો હતો એટલે કંઈક વિચારવાની મને તક મળી. પરંતુ જ્યારે હું લખી રહ્યો હતો ત્યારે તારા જ વિચારો કરી રહ્યો હતો અને તારું જ ધ્યાન ધરી રહ્યો હતો. અને તેથી મારી

કલમ બેવડા વેગથી ચાલતી હતી. એ વેગની પાછળ પણ તારું જ પ્રેરણાબળ મુખ્યત્વે કામ કરી રહ્યું હતું. તે વખતે મારા દિલને એવા વિચારોથી પ્રોત્સાહન મળતું હતું કે મને મારા જીવનકાર્યમાં એક સુયોગ્ય સાથી હવે સાંપડી ગયેલ છે અને મારા જીવનના વિકાસમાં જ્યારે જ્યારે મારે મદદની જરુર પડે ત્યારે એ જ વ્યક્તિ તેમાં મારો મદદગાર બનવાની છે.'

સુભગા મોહનનાં આ મનામણાં અને લાડના વચનો મૌનભાવે સાંભળી રહી હતી. હવે તેના અશ્રુના પ્રવાહની ગતિ કંઈક મંદ બની હતી અને તે મોહન તરફ જોવાનો પ્રયાસ કરતી હતી.

મોહનની એ વાત ખરી હતી કે તેણે લેખનકાર્યના આરંભમાં સુભગાને લગતા વિચારો તો કર્યા જ હતા; પરંતુ તે વિચારોમાં તો સુભગાનો સ્વતંત્ર વિકાસ થયો નહિ તેથી તેને બીજાનાં આધારની જરુર પડે છે એવો જ ભાવ મુખ્ય હતો.

મોહનના શબ્દોની સચ્ચાઈ મપાતી હોય તેમ સુભગાએ તેની આંખોના ભાવ વાંચવા માંડયા.

સુભગાને પૂરતો સંતોષ ન થયો.

તેના દિલની ખાત્રી થઈ કે જે પુરુષની ઉપર વિશ્વાસ મૂકીને જીવનનૌકાનું સુકાન તેને સોંપ્યું છે તે પણ પ્રત્યેક પુરુષની માફક તેના જીવનનો સર્વસ્વ બનીને સંતોષ માનવા તૈયાર નથી.

પુરુષોની ઉપર જે સ્ત્રી આટલી શ્રદ્ધા સેવે છે અને પોતાનું જીવન સર્વસ્વ તેને જ સમર્પી તેની પાસેથી એવા જ પ્રેમની–એવા જ સમર્પણની આશા રાખે છે તો તેમાં તે સ્ત્રીને જરુર નિરાશા સાંપડે છે.

સુભગા એવા એવા વિચારો કરી રહી હતી. મોહનને પણ એટલું તો સમજાઈ ગયું કે તેના વચનોમાં સુભગાને પૂરેપૂરો વિશ્વાસ બેઠો નથી. એટલે તેણે વિચાર્યું કે જો એને હું થોડાંક વધુ લાડ કરું, મારા શબ્દમાં વધુ પડતી કોમળતા લાવી બતાવું તો એનો બધો જ ગુસ્સો આપોઆપ ઉતરી જશે. મોહને તે પ્રયોગ અજમાવ્યો અને તેમાં પૂરેપૂરી સફળતા સાંપડી.

સુભગા બારી આગળથી સોફા પાસે આવી. તેઓ બન્ને બાજુ બાજુમાં બેઠા. મોહને તેને મીઠા મીઠા શબ્દોથી લડાવતાં તેનો હાથ પોતાના હાથમાં લઈને પંપાળવા માંડ્યો. પછી તેણે તે હાથને પોતાના હાથોની વચ્ચે જ રહેવા દીધો.

હજુ સુભગાનો રોષ પૂરેપૂરો શમી ગયો ન હતો. તોફાન પછીના પડઘા હજી શમ્યા નહોતા. તે હજુ બારી તરફ જોઈ રહી હતી.

પરંતુ પછી તો એની નાજુક કરાંગુલીઓ મોહનના પંજા પર ફરવા લાગી તેમ તેમ તેનો ગુસ્સો ચાલ્યો ગયો. એની આંગળીઓનાં ટેરવાની ભાષા મોહનને કહી દેતી હતી કે સુભગાનો ગુસ્સો ઉતરી ગયો છે. પરંતુ દુનિયામાં જે ચમત્કાર થયાનું તે થોડા સમય પહેલાં માનતી હતી, તે માન્યતા હવે ડગવા માંડી હતી.

છેવટે મોહને સુભગાને એની ઈચ્છા ન છતાં તેને હસાવી. પાપણોમાં આંસુ અને હોઠ પર હાસ્ય સાથે તે મોહન સામે જ્યારે જોઈ રહી હતી, ત્યારે તપ કરતાં મહેશને નૃત્ય વખતે ભીલડી જેવી લાગી હશે તેવી સુભગા અત્યારે મોહનની આંખે દેખાઈ રહી હતી.

ગુસ્સાનું શમન અને આનંદના ઉગમના સંધીકાળમાં સુભગાએ મોહનના પંજા પોતાના પંજાઓ વચ્ચે જોરથી દાબી નાખ્યા. કેમ જાણે પોતાના હાથમાં આવ્યા પછી સરકી ગયેલી અમૂલ્ય વસ્તુ

એકાએક ફરીથી મળતાં તેને જોરથી પકડી રાખવાનો જ પ્રયાસ કરી રહી હોય ?

અને પછી સુભગાએ કહ્યું : 'મોહન, એકલા રહેવાથી જો તું કામ કરી શકતો હોય અને તેથી તને સંતોષ થતો હોય, તો હવેથી તારે જેટલી એકાંત જોઈએ તેટલી બેલાશક લેજે. માત્ર તને દૂર રહે રહે કામ કરતો જોઈને પણ મને તો અપાર આનંદ થશે. મોહન, તારું સુખ એ જ મારું સુખ અને તારું દુઃખ એ મારું દુઃખ એમ જ હું તો માનું છું.'

'સુભગા, તારા આ આત્મભોગને માટે હું તારો આભારી છું.' કહીને મોહને તેના બન્ને હાથ પોતાના પંજા વચ્ચે દાબી નાખ્યા.

પરંતુ આ પ્રકારની વાતચીત પછી પણ મોહન જ્યારે એકાંતમાં બેસીને લખતો હોય અને સુભગા બહારથી ત્યાં આવી પહોંચે ત્યારે મોહન તેના પગલાનો ધ્વનિ સાંભળતાં જ પોતાનું કામ બાજુ પર મૂકીને, કેવળ બાહ્ય દેખાવ પૂરતો જ પૂછતો: 'સુભગા, તું બહાર બહુ રોકાણી ? આટલો બધો વખત તારા વિના મારાથી એકલા રહેવાયું નહિ. તું મને કેટલી બધી યાદ આવ્યા કરતી હતી.'

અને એ શબ્દો સાંભળીને સુભગાને અપૂર્વ સંતોષ તેમજ આનંદ થતો તે મોહન એની મુદ્રા પરનો ભાવ જોઈને પારખી જતો.

## પ્રકરણ ૧૬ મું

# મિજબાની

**સુભગા** એક શનિવારે રાત્રે પોતાની મિત્રમંડળીને પોતાને ત્યાં નોતરવા માગતી હતી. એને પોતાના નવા જીવનમાં જે આનંદ અને ઉલ્લાસ જણાતાં હતાં, તેમાં તે પોતાનાં જૂનાં મિત્રોને ભાગીદાર બનાવવા માગતી હતી.

સરલા અને સુશીલા એ બે તો એની બ્હેનપણીઓ હતી જ. સરલાના પતિ જગદીશને પણ આમંત્રણ આપ્યા વિના ચાલે તેમ નહોતું અને મોહન તેમાં વાંધો લે તેમ તો હતું જ નહિ.

પણ કિશોરને આમંત્રણ આપવા પહેલાં મોહનની પરવાનગી લેવી જોઈએ એવું સુભગાને લાગ્યું.

કિશોરને મોહન ઓળખતો નહોતો. પરંતુ સુભગાની સાથે રસ્તે ચાલતાં એકાદ બે વખત એ છેલબટાઉ જેવા જુવાનને તેણે જોયો હતો.



૧૦

ખરી રીતે કહીએ તો મોહનને એ માણસનો નાટકી દેખાવ જ ગમતો નહોતો. એને પહેલ વહેલો તેણે જોયો ત્યારે સુભગાના દેખાવ અને વર્તનમાં થઈ ગયેલા પરિવર્તનથી એ માણસના સંબંધમાં મોહનના મનમાં ઉલટી જ છાપ પડી ગઈ હતી. સુભગાએ પણ તેના સંબંધમાં એની આગળ વિશેષ વાત કરી નહોતી.

પરંતુ તેણે આ વખતે તો કિશોરને પોતાના ઘેર નાનકડી મિજબાનીમાં આમંત્રણ આપવાનો વિચાર કર્યો અને તે માટે તેણે મોહનની ઇચ્છા જાણવાનો પ્રયાસ કર્યો.

પણ તે વખતે સુભગાના મુખ પર લજ્જાના ભાવો સાથે ભયની એવી મિશ્ર લાગણીઓ દેખાઈ આવી કે મોહનને અનિચ્છાએ પણ કહેવું પડ્યું: 'સુભગા, એ માણસને તો તું જોવા પણ ખુશી દેખાતી નહોતી......'

'તે વખતે મને તે માણસ ભયંકર લાગતો હતો, પણ......'

'અને હવે?'

'હવે મને તેમ લાગતું નથી. હવે તો હું છેક જ નિર્ભય બની ગઈ છું, કેમકે મને તારું સંરક્ષણ સાંપડ્યું છે......'

સુભગાના એ શબ્દો સાંભળી મોહન મનમાં ને મનમાં ફૂલાવા લાગ્યો.

'અને હવે તો એ પણ સમજી ગયો છે કે હું હવે તારી બની ચૂકી છું, એટલે તેના વર્તનમાં પણ હવે તો પરિવર્તન થઈ ગયું છે.' સુભગાએ કહ્યું.

'ત્યારે એવા માણસને......'

'મોહન, એની સાથે અમારો જૂનો પરિચય છે, અને સુશીલા તેને આપણી નાનકડી મિજબાનીની વાત કહ્યા વિના નહિ રહે એવી મારી ખાત્રી છે, તે વખતે એને માઠું લાગશે, માટે મોહન......' સુભગાની આંખોમાં દયામણા ભાવ તરવરવા લાગ્યા.

'મને કંઈ જ વાંધો નથી.' મોહન સુભગાને રાજી રાખવા માટે જ કહેતો હોય તે રીતે કહ્યું. હું તો તારાં જૂનાં મિત્રોમાંથી કોઈને પણ ઓળખતો નથી, એટલે ભલેને તું તેમાંથી ગમે તેમને નોતરે......"

સુભગાને તેથી સંતોષ થયો અને શનિવારે રાત્રે શું શું ગોઠવણ કરવી તેના વિચારની યોજના તે ઘડવા લાગી.

પોતે હવે મોહનને પરણીને અનહદ સુખી છે એ પોતાનાં મિત્રોને બતાવવું એ જ આશય આ મિજબાનીનો હતો; એટલે શનિવારે સાંજે આજે ક્યાંય ન રોકાતાં ઑફિસથી નીકળીને સીધા ઘેર જ આવવું તેવો આગ્રહ તેણે મોહનને પહેલેથી જ કરવા માંડયો હતો.

છેક ગુરુવારથી તો તેણે મિજબાની માટે જોઇતી સામગ્રીની ખરીદી શરૂ કરી હતી. મોહન સાથે પડાવેલી છબી મઢાવી તેણે આગળ પડતે સ્થાને ગોઠવી. એકાદ બે ત્રિપાઈઓ ખરીદી તેની ઉપર ફૂલદાન ગોઠવવા માંડયાં. તે પોતાના નવા મકાનને બને તેટલું સુંદર શણગારી, પોતાના મિત્રો પર પૂરેપૂરી છાપ પાડવા માગતી હતી અને નવા જીવનમાં પોતાને સંપૂર્ણ સુખ, સંતોષ તેમ જ ઉલ્લાસની જ પ્રાપ્તિ થઈ છે તે ભાવ તે દરેક રીતે તેમની આગળ પ્રકટ કરવા ઇચ્છતી હતી.

મિજબાની વખતે મોહને કયા કપડાં પહેરવા, ટેબલ પર કયા કપડાં બિછાવવાં, પલંગ પર કયી ચાદર પાથરવી, તેનો પણ તેણે અગાઉથી જ નિર્ણય કરી રાખ્યો હતો, એટલું જ નહિ પણ શનિવારે મોહને હજામત કરવી, નખ ઉતારવા, બુટને પોલીશ કરાવવું એવી ચેતવણી પણ તેને એણે આપી રાખી હતી.

પરંતુ છેક છેલ્લી ઘડીએ સુભગાની એ બધી તૈયારીઓમાં ખલેલ પડી. મોહનને ઑફિસમાં કામ આવી પડયું એટલે સાત વાગે ઘેર આવવાને બદલે તે છેક નવ વાગે ઘેર આવ્યો.

ખાસ આજે જ મોહને આટલું મોડું કર્યું તેથી સુભગાને ઘણું જ લાગી આવ્યું. તે પોતાના મિત્રોને બતાવવા માંગતી હતી કે એનો પતિ એ કહે તેમ જ કરે છે; પરંતુ ઘેર આવતાં જ તેણે બે કલાક મોડું કર્યું એટલે સુભગાનું એ અભિમાન રહી શકયું નહિ.

છતાં મોહન ઘેર આવ્યો ત્યારે તેણે ગુસ્સાને મનમાં ને મનમાં મારી રાખી બહારથી હસતું મોઢું રાખ્યું.

ચારે મહેમાનો લગભગ આઠ વાગે આવી ગયાં હતાં, અને બધાં જ યજમાનની રાહ જોઇ રહ્યાં હતાં.

સુશીલા કુંવારી હતી. કદમાં તે જરા વધારે ઊંચી અને સૌન્દર્યવાન હતી. નવા જમાનાની અસર તેની ઉપર પૂરેપૂરી થઇ હતી તે તો એનાં કપાવેલા બાલનાં ઝૂલ્ફાં જોઇને જ કોઇ પણ કહી શકે તેમ હતું. તેણે બંગાલી ઢબે જ્યોર્જેટની મનોહર સાડી પહેરી હતી અને ઘડી ઘડી 'ડ્રેસિંગ ટેબલ' આગળ જઇ તે કાંસકાથી પોતાનાં બાલનાં ઝૂલ્ફાં ઠીક કર્યાં કરતી, આમ તેમ ફરતી, 'સુભગા ! તારા મોહનલાલ તો હજીયે ન દેખાયા, રીસાઇ તો નથી ગયા ને ?' કહી કહીને સુભગાને ચીડવતી હતી.

સરલા પણ સહેજ ઊંચી હતી પરંતુ સુશીલા જેટલી તંદુરસ્ત ન હોવાથી તે ફિક્કી લાગતી હતી. તે ઘડી ઘડી પોતાના કાંડા પરના ઘડિયાળના આંકડા જોતી, જગદીશ પાસે જતી અને ત્યાંથી વળી સુભગા પાસે જઈ 'કંઈ કામ હોય તો કહેજે હો બહેન' કહેતી વિવેક કરતી.

કિશોર આમ તેમ ફરતો, સિગારેટના ધૂમાડા કાઢતો, મોહન અને સુભગાની છબી તરફ વારંવાર જોયાં કરતો હતો.

મોહનને ઘેર આવતાં મોડું થયું તેથી સુભગા કંટાળી ગઈ હતી; પરંતુ હસતું મોઢું રાખી પોતાની બહેનપણીઓને કહેતી: 'મોહનને આટલું મોડું કદી થયું નથી. આજે એને ખાસ કામ માટે જ રોકાવું પડયું હશે. નહિ તો કદી પણ તે મોડું કરેજ નહિ.'

આમ તેઓ સમય પસાર કરતાં હતાં, એટલામાં દાદર પર મોહનનાં પગલાંનો અવાજ થયો અને સુભગા એકદમ દરવાજા આગળ આવતી બોલી ઊઠી: 'લ્યો, આખરે સ્વારી આવી પહોંચી.'

અને મહેમાનોએ છૂટકારાનો દમ ખેંચ્યો.

મોહને ઑફિસનાં કપડાં બદલી નાખ્યાં અને સુભગાએ તેની પોતાના મિત્રમંડળ સાથે ઓળખાણ કરાવી. તે પછી બહુ બોલી સુશીલાએ કહ્યું: 'મોહનલાલ! તમે આજે આટલું બધું મોડું કરીને અમને સહુને ચિંતામાં મૂકી દીધાં. બિચારી સુભગા તો એટલી બધી ચિંતા કરતી હતી કે ન પૂછો વાત!'

'શું કરવું? ઓચિંતું કામ આવી પડે ત્યારે?...'

'પુરુષોને તો ખાસ પ્રસંગે જ કામ આવી પડે...'

'તને કુંવારીને શું ખબર?' સરલાએ સુશીલાને બોલતી બંધ કરવા માટે કહ્યું.

'કલ્પનાથી...'

'કુંવારાની કલ્પના સાચી ન પડે!' સુભગાએ હસતાં હસતાં કહ્યું.

'એનો તને હવે નવો અનુભવ થયો હશે!' સુશીલાએ કહ્યું.

'હા. અને તેવો અનુભવ તને પણ થાય એમ હું ઇચ્છું છું...' સુભગાએ કહ્યું.

'કેમ કંઈ પરણેલાંની જમાત વધારવી છે કે શું?' સુશીલા બોલી ઊઠી.

'ચાલો ત્યારે હવે જમવાની તૈયારી કરો!' મોહને સુભગા તરફ જોઈને કહ્યું.

'હા'

'અરે ભાઈ, પેટમાં તો કુકડાં બોલે છે...' સુશીલાએ હસતાં હસતાં કહ્યું. અને ઓછું બોલતા જગદીશને વાતમાં નાખવાના ઇરાદે તેણે પૂછ્યું: 'કેમ જગદીશભાઈ ખરું કે નહિ?'

કિશોર આ ટોળીમાં લગભગ એકલો પડી ગયા જેવો લાગતો હતો.

મોહન સુભગાને મદદ કરવા માગતો હતો પરંતુ દરેક વખતે એ તો હું કરી નાખીશ' કહીને સુભગા તેની મદદનો ઇન્કાર કરતી, અને મોહન તરફના પોતાના પ્રેમનું હરબહાને પ્રદર્શન કરતી.

એથી, તેમજ સુભગાએ તેનાં મિત્રોને કેવળ મારું 'દર્શન'

કરવા માટે જ નોતર્યાં છે એ વાત જાણતો હોવાથી મોહનને મહેમાનો સાથે શું વાત કરવી તે સૂઝતું નહોતું. મૂળે તો એને અજાણ્યા માણસો સાથે બોલતાં જ શરમ લાગતી હતી. તેમાં વળી સુશીલાના વધુ પડતા છૂટાપણાથી તેને વિશેષ સંકોચ થતો હતો, એટલે તે એક અથવા તો બીજા કામમાં રોકાવાનો વારંવાર દેખાવ કરતો.

કિશોરને છેક જ એકલો પડી ગયેલો જોઈને સુશીલા વચ્ચે વચ્ચે તેની તરફ તેની આંખને રમાડી લેતી અને તે વખતે તે એકાદ વીપળ ગંભીર બની જતી.

મોહન ખાસ કરીને કોઈ ને કોઈ બહાને કિશોર તરફ તીરછી નજરે જોઈ લેતો, અને ઘડી ઘડી સુભગા તરફ ધારી ધારીને જોઈ રહેતો નીહાળી, મનમાં ને મનમાં એની તરફ ગુસ્સે થતો.

કેમ જાણે કિશોરને બાળવા માટે જ ન હોય તેમ સુભગા આજે ખૂબ જ આનંદી અને સુખી દેખાવાનો પ્રયાસ કરતી હતી અને તે જેમ વધુ આનંદી દેખાતી તેમ કિશોરનું દિલ વિશેષ સળગી ઊઠતું.

આખરે ભોજનની તૈયારી થઈ ગઈ. અને છએ માણસોના પાટલા વર્તુલાકારે ગોઠવવામાં આવ્યા.

બધા જમતા જતા હતા અને વાતો કરતા હતા. હવે તો જગદીશ, મોહન અને કિશોર પણ વાતોમાં ભળ્યા. અને સરલા પણ ઓછા બોલી હોવા છતાં વચ્ચે વચ્ચે રમૂજ કરવા લાગી, કિશોર જરા ખીલવા જતો હતો; પરંતુ કોણ જાણે કેવી ક અસર થશે એમ લાગતાં જ તે સંકોચ અનુભવતો. સુભગા કિશોરની આ

સ્થિતિ સમજી ગઈ હતી. એટલે ઘણી વખત એની તરફ દયા અને મમતાની સુંવાળી નજર ફેંકતી.

મોહન બરાબર જોઈ શક્યો હતો કે ખાસ કિશોરની જ હાજરીએ આજે સુભગામાં નવીન ચેતન અને સ્ફૂર્તિ પૂર્યાં હતાં. એક વખતે તેને જોતાં જ સુભગાના મનોભાવ પલટાઈ જતા, તે કંટાળી ગયેલી દેખાતી, અને હવે તે જ માણસની હાજરીમાં આજે સુભગામાં જુદો જ પલટો દેખાયો હતો. તેનું કારણ મોહન સમજી શક્યો નહિ તેમ તેમ તે ગૂંચવણમાં પડી જતો લાગ્યો.

કિશોર પણ આ સ્ત્રીને સમજવા પ્રયત્ન કરતો હતો. એને ઘણી વખત એની અદેખાઈ આવતી તો વચ્ચે વચ્ચે તે એના ગૂઢ વચન અને વર્તનને સમજવા મથતો દેખાતો. એને પોતાના જેવા છેલબટાઉને છોડી મોહન જેવા ગામડિયા સાથે લગ્ન કર્યું તે ગૂઢ પણ એનાથી સમજી શકાતું નહોતું.

કિશોર અને મોહનના દિલનાં પરસ્પર વિરોધી મંથનો સમજી ગઈ હોય તેમ સુભગા સહુની તરફ તટસ્થ ભાવે જોતી અને કોઈની તરફ તે વિશેષ કોમળ લાગણી ધરાવે છે તેવું જણાવા દેતી નહોતી.

જમતી વખતે અનેક વિષયો પર વાતો થઈ, છતાં મોહન બને તેટલું ઓછામાં ઓછું બોલતો હતો, તેથી ખાસ કરીને સુશીલા અને કિશોર એના જ વિચારો બહુ કરતાં.

'સુભગા જેવી ચંચળ ચિત્તની અને શોખિન સ્ત્રીએ આવો ગામડિયો માણસ શી રીતે પસંદ કર્યો? એને એ ગમતો હશે?' એવા વિચાર સુશીલા કરતી, છતાં વળી વચ્ચે વચ્ચે પોતાની બાજુમાં

એટેલી સુભગાના કાનમાં કહેતી : ' સુભગા, તેં વર તો ફાંકડો શોધી કાઢ્યો છે જો ! '

એ સાંભળીને સુભગા ખુશી થતી. એક વખત તો તેણે હસતાં હસતાં સુશીલાને એમ પણ કહી દીધું કે: ' તને તો ગમી નથી ગયો ને ? જોજે હોં ! '

જમ્યા પછી સહુ દીવાનખાનામાં આવીને ગોઠવાયાં. પુરુષો સિગરેટસ પીવા ગયા અને સ્ત્રીઓ આરામખુરશીઓમાં પડી.

થોડા વખત પછી એકલો પડેલો કિશોર છજ્જામાં જઈને ધૂમાડા કાઢવા લાગ્યો. અને જાણે તેની દયા ખાતી હોય તેમ સુભગા પણ પાછળથી ધીરે રહીને છજ્જામાં ચાલી ગઈ અને કિશોર સાથે વાર્તાલાપ કરવા લાગી.

કિશોરે સુભગાનો હાથ પોતાના હાથમાં લઈ, મમતાથી તેના પર પોતાનો હાથ ફેરવતાં ફેરવતાં ધીમા અવાજે કહ્યું: ' જે વસ્તુ ભૂલવી જોઈએ તે જ વધુ યાદ આવે એ કુદરતનો કાનૂન હોય તો પણ તે મારા જેવા માણસોને પજવવા માટે જ હોવો જોઈએ. એક તરફ માણસના મોતના ફરમાન પર સહી કરી નાખવામાં આવે અને બીજી તરફથી તેને એ સજાની વાત ભૂલી જઈને આનંદ કરવાનું કહેવામાં આવે તે કેવું વિચિત્ર કહેવાય ? જીવન કેવું ન સમજી શકાય તેવું પરસ્પર વિરોધોથી છલકાતું હોય છે, તે જ મારાથી તો સમજી શકાતું નથી.'

કિશોરનાં આવાં વચનો સાંભળી સુભગા ગંભીર બની ગઈ. તે જાણી જોઈને આજે કિશોર આગળ વધુ આનંદી દેખાવા માગતી

હતી, પણ તેની વાતો સાંભળીને તે પણ ગમગીન બની ગઈ, અને ધીરેથી તેણે કિશોરને આશ્વાસન આપતાં કહ્યું:

'કિશોર, જે વસ્તુ મળી શકે તેમ ન હોય તેની તરફ આકર્ષાવું એ જ માણસની મોટામાં મોટી ભૂલ કહેવાય.'

અને તુરત જ તે પોચે પગલે ત્યાંથી નીકળી ગઈ. દીવાનખાનામાં સુશીલા મોટે મોટેથી હસી રહી હતી. તેણે સુભગાને જોઈને કહ્યું: 'કેમ સુભગા, જમાડીને બધાંને મૂગાં જ બેસાડી મૂકવાં છે? પેલું તારું ગ્રામોફોન તો કાઢ...'

'હા, હા, સુભગા એ ઠીક થશે.' સરલાએ પણ હામાં હા પૂરાવી.

અને સુભગા ગ્રામોફોન ગોઠવવા લાગી.

મોહનનો સંકોચ હજુ દૂર થયો નહોતો. તે જગદીશ સાથે પણ વાત કરી શકતો નહોતો.

એટલામાં સુભગાએ ગ્રામોફોનને ચાવી આપી રેકર્ડ ગોઠવી.

'તુમ્હેં મૂઝકો પ્રેમ શિખાયા...' રેકર્ડ વાગવા માંડી અને બધાંનું ધ્યાન તે તરફ ખેંચાયું.

માત્ર મોહનનું ચિત્ત ત્યારે ત્યાં નહોતું. તેને પોતાની ગ્રામ્યપત્ની ચંચળનું સ્મરણ થઈ રહ્યું હતું.

પોતાની પરિણિત પત્નીનો ત્યાગ કરી અજાણ્યા માણસોની વચ્ચે અત્યારે તે સુધરેલા સમાજની શિક્ષિત સ્ત્રી જે પોતાના કરતાં જુદા જ વર્ગની છે તેની સાથે બેઠો છે અને દેશમાં બિચારી ભલી ભોળી નિર્દોષ ચંચળને તેની કશી ખબર સુદ્ધાં નથી, એ જ ચંચળને થોડા જ દિવસ પહેલાં તેણે મુંબઈ આવવાનો આગ્રહ કર્યો હતો,

તેને જ પોતે આમ છેહ દીધો તે વિચાર મોહનના દિલમાં ડંખતો હતો.

અને તે જ વખતે પોતાની સામે બેઠેલી સુભગા કિશોરને જોઈ લજ્જા અને શરમના અભિનય કરી રહી હતી તે જોઈને મોહન વિચારમાં પડી ગયો. તે પોતાને જ પ્રશ્ન પૂછી રહ્યો હતો: 'બેમાંથી પત્ની તરીકે કોણ ચઢે? ગામડીઅણ છતાં ભલી, ભોળી, સાદી સીધી અને નિખાલસ પ્રેમવાળી ચંચળ કે શિક્ષણ અને સંસ્કૃતિની ટાપટીપવાળી પતિની જ હાજરીમાં બીજા પુરુષો સમક્ષ પ્રેમ અને લજ્જાના અભિનય કરનારી સુભગા?'

## પ્રકરણ ૧૭ મું                    સાંકડી દુનિયાં

મોડી રાતે મહેમાનો વિખરાયા. તેમને દરવાજા સુધી વળાવીને આવ્યા પછી એકાએક સુભગાના મૂખ પરના ભાવ ફરી ગયા અને શ્યામ અભ્રખંડ નીચે ચંદ્ર છૂપાઈ જાય તેમ તેના વદન પરની આનંદની લાગણીઓ ગુસ્સાની પાછળ છૂપાઈ ગઈ.

મોહને સુભગામાં એકાએક થઈ ગયેલા આ પરિવર્તનને જોયું કે તુરત જ નિશ્ચિત થઈ ચૂકેલી વિધી અનુસાર તેણે પૂછ્યું : ‘ સુભગા, એકાએક આ શું થઈ ગયું ? ’

સુભગાએ જવાબ ન આપ્યો. તે તો બારી બહાર જોતી ઊભી જ રહી.

એટલે મોહન તેની પાસે ગયો, તેના ખભા પર હાથ મૂકી ફરીથી તેણે એકાએક થઈ ગયેલા પરિવર્તનનું કારણ પૂછ્યું.

પરંતુ સુભગા અબોલ અને અડગ ઊભી જ રહી.

રમણીઓનાં રિસામણાં અને પતિદેવો તરફથી થતાં મનામણાં

એને મોહન એક વખત શ્રીમંત, આળસુ અને પરોપજીવી બૂર્ઝ્વા વર્ગનાં નાટક કહીને તિરસ્કારી કાઢતો. પરંતુ સુભગાના સહવાસમાં તેને એ નાટકના નટ બનવું પડયું હતું, અલ્બત અનિચ્છાએ.

તેણે સુભગાની હડપચી પકડીને હલાવતાં લાડ કરતાં કરતાં પૂછ્યું: 'વહાલી, સુભગે! એકાએક આ ગુસ્સાનું કંઈ કારણ? મારો કંઈ દોષ?'

'આઘા ખસો...' છણકા સાથે સુભગાએ મોહનનો હાથ તરછોડી નાખ્યો. 'તમારું એ નાટક રહેવા દો. હું તમને આવા નહોતી જાણતી...'

'પણ થયું શું? મારો કંઈ વાંક, ગુન્હો? અપરાધીને અદાલત પણ તેના ગુન્હાની જાણ તો કરે છે.' મોહને પોતાનું નાટક આગળ ચલાવ્યું.

'પાછા જાણતા નહિ હો તે?...'

'જાણતો હોઉં તો પૂછું ખરો?'

'મ્હેમાનો ઘેર આવ્યા હોય તે જ દિવસે તમારે ઑફિસમાં કામ નીકળે...'

'અરે, હવે સમજ્યો. એમાં આટલો ગુસ્સો?...'

'ગુસ્સો કેમ ન થાય? મારાં મિત્રો આગળ હું મારા સુખની કેવી કેવી વાતો કરતી હોઉં અને મારા વિના તમારે એક પળ પણ ચાલે નહિ એમ કહેતી હોઉં, ત્યાં તમે તો પહેલે જ દિવસે ઘેર બે કલાક મોડા આવી મારી એ બધી જ વાતોને ખોટી પાડી દો, તેથી મારું માન શું રહે? મારાં મિત્રો આગળ હું તો જૂઠી જ પડીને?'

'ચાલો હવે બીજી વખત એવું નહિ થાય, બસ!' કહીને

મોહને સુભગાને ખેંચીને સોફા પર બેસાડી અને કહ્યું: 'બાર તો વાગી પણ ગયા, હવે સૂવું છે કે નહિ?'

'સૂવાય છે! આજે તો શનિવાર છે. કાલે ક્યાં ઑફિસે જવું છે?' સુભગાએ લાડ કરતાં કરતાં કહ્યું અને મોહનના હાથ પર પોતાનો હાથ ફેરવવા માંડયો.

'મોહન, આજે મને કેટલો બધો આનંદ થયો...'

'તારા મિત્રો આવ્યા તેથી...'

'તે કરતાં પણ વધુ તો કિશોરને હું બતાવી શકી કે તને પરણીને હું સંપૂર્ણ સુખી છું તેથી.'

'એમ કેમ? તું તો એનું નામ પણ ભૂલી જવા માંગતી હતી.'

'છતાં એક વખતે મારા પિતાના શેઠને ત્યાં આવતા એ નાટકિયાએ હું નોકરની પુત્રી છું એમ ગણીને મારી અવગણના કરી હતી..."

'તેનું આ રીતે તું વેર લે છે?"

'કેમ નહિ? આજે હવે મારા મનથી એનો કંઈ હિસાબ નથી તે મેં એને બતાવી આપ્યું.' સુભગાનું મૂખ એ શબ્દો બોલતાં આવેશથી લાલ થઈ ગયું, એની આંખમાં વેર-તૃપ્તિના મિશ્ર ભાવો તરવરવા લાગ્યા.

તે જોઈને મોહન મનમાં ને મનમાં બબડયો: 'ખરે જ આ સ્ત્રી ભયંકર છે? શિક્ષિત વર્ગની સ્ત્રીઓ રીઝે તો ઢીંગલી અને રમકડું બની જાય છે, પણ ખીજે ત્યારે ભયંકર દુશ્મન બની શકે છે તે તો મેં આજે જ જાણ્યું.'

અને પછી તેણે મોટેથી કહ્યું: 'સુભગા, તને તેથી સંતોષ થયો?'

'કેમ નહિ?' સુભગા આવેશથી બોલી ઊઠી. 'તારી સાથે હું અનહદ સુખી છું એવું જેમ જેમ હું વિશેષ બતાવતી હતી તેમ તેમ તે અંદરથી સળગી ઊઠતો હતો તે હું બરોબર જોઈ શકતી હતી, અને કોણ જાણે કેમ પણ મને તેથી એક પ્રકારનો આનંદ તેમ જ સંતોષ થતાં હતાં.'

'એવી લાગણીમાં તો વેર અને ક્રૂરતા મહદ્અંશે રહેલાં હોય છે.'

'મારા સંતોષનું એ જ કારણ છે. જ્યારે એક વખત પોતાને તુચ્છ માની તરછોડનારો પુરુષ પોતાની ખાતર આતુર બન્યો છે અને એ આતુરતા અતૃપ્ત રહેતાં તેના હૈયાને પારાવાર વ્યથા થાય છે એવું ભાન સ્ત્રીને થાય છે ત્યારે તેના દિલને તેથી ઘણો જ આનંદ થાય છે, કેમકે, તે વખતે તેને પોતાના જીવનની કિંમત સમજાય છે. ભલેને તે કોઈ પુરુષને તુચ્છ લેખતી પણ હોય, તેની સાથે પરિચય રાખવાની પણ તેને ગરજ ન હોય છતાં તે પુરુષના દિલમાં પોતાને માટે કોમળ ભાવ છે તેનું ભાન જ ગમે તે સ્ત્રીને મગરૂર બનાવે છે અને તે મગરૂરીમાંથી તેને આત્મસંતોષ થાય છે.'

'પરંતુ તેવા ભાવ સ્ત્રીને દેવી નહિ પણ ચંડિકા બનાવનારા છે. સ્ત્રી વિફરે તો નાગણી કે વાઘણ જેવી થાય છે એમ કહેનારાઓને તેથી ટેકો મળે છે.'

'તેમાં કંઈ ખોટું નથી. મને એથી જરાએ ખોટું ન લાગે. સુભગાએ સસ્મિત વદને કહ્યું: 'મોહન, એ કિશોર આજે તો મારી દયા યાચતો હતો અને વધુ નહિ તો હું એને મિત્ર માનું તેમજ આજ સુધી મેં એની તિરસ્કારયુક્ત અવગણના ચાલુ રાખી હતી

તેવું ન કરું, તો પણ તે જિંદગી સુધી પોતાના કૂતરાની માફક મારી ખુશામત કરવા અને જરુર પડે મારી ખાતર પ્રાણ ન્યોછાવર કરવા તૈયાર છે.'

'એ તો બધા નાટકિયા વેડા. નાટકિયાઓ હંમેશાં જરુર પડે નાની વાતને મોટું રૂપ આપી માણસોને બનાવી જાય છે' કિશોર તરફ પોતાનો કંટાળો અને સુભગા તેની સાથે પરિચય રાખે તે પોતાને પસંદ નથી એવું મોહને બતાવી આપ્યું.

'ના ના મોહન, વહાલા, એ બિચારો છેક અધમ નથી! સુભગાએ કિશોરનો બચાવ કરતાં કહ્યું: 'પણ પોતાનામાં કોઈ પણ જાતની નબળાઈ નથી એવો દેખાવ તે હંમેશાં કરે છે. એટલે તેને માટે મોટે ભાગે તો ગેરસમજ ઉત્પન્ન થાય છે. પરંતુ સાચું કહું તો મને તેની તરફ ઘૃણા થવાને બદલે તેની દયા જ આવી.'

'એ એક પ્રકારનું અભિમાન જ. માનવી તરફ એવું અભિમાન ન રાખે તે કોઈ પણ રીતે યોગ્ય નથી.' મોહને કહ્યું.

'એ વિચારો સાથે હું મળતી થઈ શકતી નથી. પણ હું તો તારામાં જ તન્મય બની ગઈ છું અને તું પણ માત્ર મારામાં જ તન્મય બની જાય એજ જીવનની મારી મોટામાં મોટી અભિલાષા છે.'

'એ તો કેવળ વ્યક્તિવાદ. એવા સાંકડા વર્તુલમાં માનવી ભરાઈ રહે તો તે માનવ જાતિને નિરુપયોગી થઈ પડે.'

'સ્ત્રીઓ માટે માનવજાતિ કરતાં એનું ઘર અને પતિ એ વધુ મહત્વનાં છે અને હું તો એમ પણ કહું કે તેજ રીતે પુરુષે સહુથી પહેલું ધ્યાન પોતાની પત્ની, બાળકો અને ઘર તરફ જ રાખવું જોઈએ. પહેલો પિંડ પછી બ્રહ્માંડ.'

'પ્રત્યાઘાતી વિચારો.' મોહન મનમાં બબડ્યો અને બહારથી તો કેવળ હસીને જ તેણે પોતાના મનોભાવ છૂપાવ્યા.

હાસ્ય એ ઘણી વખત મનોભાવ છૂપાવવાનું સાધન થઈ પડે છે.

પરંતુ સુભગાએ મોહનના એ હાસ્યમાંથી પોતાને અનુકૂળ મત તારવી કાઢ્યો.

તે તો એમજ કહેતી કે: 'ગૃહિણી તેજ સાચું ઘર છે.' અને તેથી ધીરે ધીરે તેણે પોતાના ઘરને શણગારવામાં જ ખૂબ રસ લેવા માંડ્યો હતો.

મોહનને એ બધું પસંદ નહોતું. પરંતુ સુભગાએ તેની ઉપર ધીરે ધીરે એટલો કાબૂ જમાવી દીધો હતો કે, જે બાબતમાં તે સુભગા સાથે મળતો થઈ શકતો ન હોય તેમાં તેને અનિચ્છાએ તેના જ મત પાછળ ઘસડાવું પડતું.

સુભગાની ઘરશણગારની આ ધૂનની સામે મોહન જ્યારે જ્યારે વિરોધ ઉઠાવતો, ત્યારે ત્યારે સુભગા તેને કહેતી: 'આ ભર્યાં જગતમાં આપણું આ મકાન એટલો જ આપણો ખોબા જેટલો ખૂણો છે, તેને શણગારવામાં મને ખૂબ આનંદ અને સંતોષ મળે છે. મારી એ લાગણીઓ તારાથી સમજી શકાતી ન હોય, તોપણ બીજા કશાની ખાતર નહિ તો માત્ર મારા સંતોષની ખાતર પણ તારે એનો વિરોધ કરવો ન જોઈએ. મોહન, આ આપણું ઘર છે, અને મારા જીવનનો તો તે આધાર-સ્થંભ છે. કેમ કે મારા વ્યક્તિગત જીવનનો વિકાસ અહીં જ થવાનો છે એ વાત તારે ભૂલવી ન જોઈએ.'

મોહનને એ વ્યક્તિગત જીવનના વિકાસની અને તેમાંથી મળતા આત્મસંતોષની કલ્પના જ પસંદ ન હતી. એટલે પહેલાં તો તેણે

એ વિચારોનો ધરમૂળથી જ વિરોધ કરવાનો વિચાર કર્યો; પરંતુ તેથી સુભગાને માઠું લાગશે એ વિચાર આવતાં તેણે તેનો અમલ ન કર્યો.

સ્વજનોને માઠું લાગશે એ ભયે હિન્દમાં અનેક નહિ કરવા જેવા કાર્યો વિના વિરોધે થતાં ગયાં છે, અને કરવાં જેવા અનેક જરૂરી કાર્યો અધૂરા રહી ગયાં છે.

દિવસે દિવસે સુભગાની ઘરશણુગારની એ ધૂન એટલી હદ સુધી વધી ગઈ કે તે સિવાય તેને બીજો કશો વિચાર જ ન આવતો.

મોહન તેની સાથે કંઈ અગત્યની વાત કરતો હોય, સુભગા પોતે એ વાત ધ્યાનપૂર્વક સાંભળી રહી છે એવું તેના દેખાવ ઉપરથી લાગતું હોય, એટલામાં તેને કંઈક રહી ગયેલા કામનું સ્મરણ થઈ આવતું અને તે બોલી ઊઠતી: 'મોહન, આ સામેના ખૂણામાં મૂકવા માટે એક સ્ટેન્ડ અને ફૂલદાનીની જરૂર છે એમ તને નથી લાગતું?'

સુભગાની આ રીતથી અથવા પોતાના તરફની આ જાતની બેદરકારીથી મોહનને માઠું લાગતું; પરંતુ સુભગાને માઠું ન લાગે તેની વધુ પડતી કાળજીથી તે બોલતો નહિ.

પોતાને ઘેર આવનારાં માણસો ઘર શણુગાર અને તેની ગોઠવણની પ્રશંસા કરે, રસ્તે મળનારાં સ્નેહીજનો પોતાના વસ્ત્રાલંકારોની વાહવાહ ગાય એ સુભગાને ઘણું જ ગમતું; પરંતુ તે સહુ કરતાં મોહનને મુખેથી થતી પોતાની એ જાતની પ્રશંસા સાંભળવાના તો એને ભારે કોડ હતા.

અને તેથી તેની એકાદ નવી સાડી, નવો કબજો કે નવાં એરીંગ અથવા બંગડી જોઈ મોહન તેનાં વખાણ ન કરે તો સુભગાનું

મોઢું ચઢી જતું. પરંતુ મોહનને એવી બાબતોનો વિચાર કરવાની નવરાશ કે ટેવ નહોતાં, તેની સમાજવાદી વિચારણામાં આ જાતના વ્યક્તિવાદને સ્થાન પણ નહોતું, છતાં જ્યારે તે સુભગાનું મુખ ચઢેલું જોતો ત્યારે ન છૂટકે તેને પૂછવું પડતું: 'કેમ વળી આજે શું છે?'

'તારે મારી પરવા જ ક્યાં છે?'

'એ વળી કોણે કહ્યું?'

'તેં જ.'

'હું તો બોલ્યો પણ નથી.'

'એ જ તારી મારા તરફની બેપરવાઈ પૂરવાર કરે છે ને? તેમ ન હોત તો આજે મેં શું પહેર્યું છે તે તરફ તારું ધ્યાન ખેંચાયા વિના ન રહ્યું હોત.'

મોહન કંટાળવા છતાં હસતું મ્હોં રાખીને કહેતો: 'તેં કપડાં પહેર્યાં છે.'

'કપડાં તો પહેર્યાં છે, પણ કેવાં?......!' સુભગાને મોહનના આ વર્તનમાં કલાપ્રેમનો અભાવ અને પોતાની તરફની મમતામાં ઉણપ દેખાતી, એથી તે નિશ્વાસ મૂકતી.

પણ તેની આવી નાની મોટી વાતોમાં રોકાયાં કરવાથી મોહનથી પોતાના પક્ષના માસિક માટે લેખ લખવાનો વિચાર પણ થઈ શકતો નહિ અને 'પાર્ટી'ના બીજા કોઈ કામમાં પણ તે પહેલાંની માફક ભાગ લઈ શકતો નહિ તેથી કંટાળતો.

ત્યારે કિશોર જ્યારે મળે ત્યારે સુભગાના પોશાકનાં, આભૂષણોનાં, એના ચંપલનાં, એની ચાલનાં અને તેની ઘરશણગારની કાળજીનાં પ્રશંસાના ભંડાર ખૂલ્લા મૂકી દેતો, એટલું જ નહિ પણ મોહન કામમાં હોય ત્યારે તે સુભગાને ચીજ—વસ્તુઓ ખરીદવામાં અને

તે ઘેર પહોંચાડવામાં મદદ કરવા, પાળેલો કૂતરો માલિકને હર બહાને રિઝવવા મથતો હોય તેમ સદા તત્પર રહેતો.

સુભગાને તેથી લાગી આવતું. તે ઇચ્છતી હતી કે જેમ કિશોર તેની સાથે વર્તે છે તેમ મોહન તેની સાથે વર્તે, પણ મોહન તરફથી તેને તે બાબતમાં હંમેશાં અસંતોષ જ મળતો.

એથી સુભગાના દિલમાં કિશોર માટે દયાનું નવું ઝરણું ફૂટયું.

સુભગાને પોતાના પલટાયેલા જીવનની પૂરેપૂરી મઝા મ્હાણવા માટે જેમ બને તેમ એકાંત જોઈતું હતું. તે દુનિયાના કોલાહલથી મોહન અને તેની વચ્ચે કોઈ ત્રીજી વ્યક્તિની હાજરીથી પડતી ખલેલથી કંટાળી ગઈ હતી.

મોહનને સુભગાનું આ જાતનું એકાંતિક અને એકલવાયું બનતું જતું જીવન પસંદ નહોતું, તે તો ટોળાનો આદમી હતો અને ટોળા વચ્ચે તેને ગમતું હતું; પરંતુ સુશિક્ષિત વર્ગની સંસ્કારી સ્ત્રી સાથે લગ્ન કરવાથી તેને પોતાને અણગમતી બાબતો સુભગાના સંતોષ માટે સ્વીકારી લેવાનાં મૂલ્ય ચૂકવવાં પડતાં હતાં.

પછી તો જો મોહનના મિત્રો ઘેર આવે તો માત્ર દેખાવ પૂરતા તેમની સાથે બે શબ્દો બોલી તે અંદરના ખંડમાં જઇને સૂઈ જતી. એથી કંટાળીને તેના મિત્રો પણ ચાલી જતા.

આમ સુભગા સાથેના લગ્ન પછી મોહન દુનિયાનો, મિત્રોનો, પક્ષનો અને સિદ્ધાંતોનો મટી, સુભગાનો જ બનવા લાગ્યો. એની વિશાળ દુનિયા સાંકડી બનતી ગઈ.

## પ્રકરણ ૧૮ મું

## નિરાશા

સુભગા અને મોહન સાથે રહેતાં, પરસ્પર પ્રેમ રાખતાં છતાં બન્નેનો જીવનપ્રવાહ જુદી જુદી દિશામાં વહેતો હતો.

કવિઓ કહે છે: જુદા જુદા સ્થાનોમાંથી વહેવા માંડતા બે ઝરણાનો સંગમ થાય અને પછી તે બંનેનો સંયુક્ત પ્રવાહ એક સાથે મળી વધુ વેગવંતો બની એકજ દિશામાં વહેતો થાય તેનું નામ દેહનાં અને આત્માનાં લગ્ન. પરંતુ કવિઓના તે તરંગો વિશ્વના વ્યવહારમાં હંમેશાં ખરા ઠરતા નથી.

જ્યારે પતિપત્નીનો સંયુક્ત જીવનપ્રવાહ એક દીશામાં વહેતો નથી ત્યારે તેમનામાં વિચારભેદનાં મંડાણ થાય છે. એમાંથી મતભેદ શરૂ થાય છે; અને એ સ્થિતિમાં વિચારોનું એકીકરણ મૂસ્કેલ બનતાં મતભેદનું સ્વરૂપ લે છે.

સુભગા સાથેનું મોહનનું જીવન આરંભથી જ સુમેળ વિનાનું

અને વિસંવાદી બનવા લાગ્યું એથી તેને બે પ્રકારનું જીવન જીવવું પડતું—ઘરનું અને ઘરબહારનું.

મોહનની એ બે જુદી જુદી દુનિયાની વચ્ચે જબ્બર વિરોધાભાસ હતો. બન્ને દુનિયાની વચ્ચે સીધી અથડામણ થઈ રહી હતી. અને તેમાંથી એકનું અસ્તિત્વ જ મીટાવી દેવામાં આવે તો જ તેને સુખ મળે તેમ હતું.

મોહનને માટે કઈ દુનિયા પસંદ કરવી એ મહા પ્રશ્ન થઈ પડ્યો હતો. અને તેથી એની મૂંઝવણ વધી પડી હતી.

સુભગાની દુનિયા બે જ માનવીઓ માટે હતી. એનું જગત કેવળ તેનું ઘર જ હતું; તેથી તે માનવીઓના ટોળામાં મૂંઝાતી. તેનું ચાલે તો તે મોહન અને સુભગા સિવાયની દુનિયા બનાવી દેત.

પણ મોહન ટોળાનો માનવી હતો, તે ટોળામાં ખીલતો, ટોળામાં એને મઝા પડતી. અને ઘરનાં એકાંતિક જીવનથી તે અકળાતો. તેનું ચાલત તો તેણે ઘેર જવાનું જ માંડી વાળ્યું હોત.

પરંતુ લગ્ન પછીના થોડા જ દિવસોમાં 'હવે તો હું તારાથી કંટાળ્યો છું. મારાથી તારી હાજરીમાં કશું પણ કામ થઈ શકતું નથી' એવું કહી દેતાં પણ મોહનનો જીવ ચાલતો ન હતો. એટલી હિંમત ઘણા ઓછા પુરુષોમાં હોઈ શકે.

છતાં ગમે તેવા અગત્યના કામમાં તે રોકાયો હોય તો પણ 'સુભગા ઘેર એકલી હશે, હું વધુ વખત બહાર રહીશ તો તેને ખોટું લાગશે' એ વિચાર એના દિલમાં કાયમ રહેતો અને તેથી કોઈ ને કોઈ પ્રકારનું બહાનું કાઢીને તે જલદી ઘેર ચાલી જતો.

એથી તો સમાજવાદી પક્ષના એના મિત્રો પણ તેની ટીકા કરતા કે ‘મોહન, હમણાં હમણાં તારે માટે હંમેશા ઘેર અગત્યના કામ ઊભા જ થાય છે.’

મોહન તે વખતે તો હસીને તે ટીકાઓને ઉડાવતો; પરંતુ તે પોતાના મિત્રોને, સાથીઓને તેમજ પક્ષને ઠગે છે એવું તેને લાગતું અને પોતે ગુન્હેગાર હોય તેમ એનું મન જ એને ડંખતું.

તેના વહેલા ઘેર જવાથી સુભગાને સંતોષ થતો અને મોહન એની તરફ જે પ્રેમ બતાવતો તેથી તેને વધુ આનંદ થતો એવું જ્યારે જ્યારે સુભગા તેને કહેતી, ત્યારે ત્યારે મોહનને પોતાનો ગુન્હો મોટો દેખાતો એટલું જ નહિ પણ કેવળ પોતાની જાતનાં સુખ—સગવડની ખાતર તે સમુદાયનો તેમ જ પોતાના સિદ્ધાંતોનો દ્રોહ કરે છે એમ તેને લાગતું.

એ લાગણીની પાછળ જ સુભગાના આ અતિરેક તરફના અણગમાનો હોજ ભરાતો જતો હતો.

ઘણી યે વખત મોહન મન સાથે મક્કમ નિર્ણય કરી નાખતો કે, મારે આટલી હદ સુધી પરાધીન બનવું ન જોઈએ તેમ સુભગાને મારી ઉપર જ આધાર રાખતી આટલી પરાવલંબી પણ બનવા દેવી ન જોઈએ. પરંતુ તેનો એ નિર્ણય સુભગાની સાનિધ્યમાં સૂર્યકિરણમાં અદૃશ્ય થઈ જતાં ઝાકળબિંદુઓની માફક અદૃશ્ય થઈ જતો.

પહેલાં તો દરરોજ સવારે તે મહાન વિચારકોનાં પુસ્તકોનું નિયમિત રીતે અધ્યયન કરતો પણ તેને તો એ વખત સુભગાને રાજી રાખવા માટે તેની સાથેના વાર્તા-વિનોદમાં ગાળવો પડતો. તેને વર્તમાનપત્રો વાંચવાનો વખત પણ મળતો નહિ; એટલે છેક

રાત્રે તે છાપાં વાંચી લેતો. પુસ્તકોને તો તેને અનિચ્છાએ ભૂલવાં જ પડયાં હતાં, કેમ કે તેનું સ્થાન સુભગાએ ઝડપી લીધું હતું.

પરંતુ એક દિવસ તો જ્યારે મોહન વાળુ કર્યા પછી છાપા વાંચવા બેઠો ત્યારે સુભગાએ કંટાળીને તેના હાથમાંનું છાપું ખેંચી લેતા કહ્યું: 'મોહન આટલો વખત પણ તને મારી સાથે વાતો કરતાં કંટાળો આવે છે? છાપાં વાંચવાનો વખત ઑફિસમાં નથી મળતો?'

'સુભગા, ઑફિસમાં છાપાં વાંચું તો પછી કામ કયારે કહું?' મોહને મનમાંના કંટાળાને મૂખ પર જણાવા ન દેતાં કહ્યું.

'પણ ત્યારે આખો દિવસ જુદાં રહ્યા પછી આપણે રાત્રે મળીએ તે વખતે પણ તારી અને મારી વચ્ચે છાપાંની દીવાલ? મોહન, સ્ત્રી સન્માનની જરા પણ જેને લાગણી હોય તે તો આ રીતે છાપાં વાંચવા અને પોતાની પત્નીને બાજુમાં બેસી રહેલી જોવી એમાં જ સ્ત્રી તરફનો અવિવેક છે એનો પહેલો વિચાર કરે...'

સુભગાએ દાંત વચ્ચે હોઠ દબાવ્યા. જ્યારે તે રડવાની હોય ત્યારે હંમેશાં તેના હોઠ દાંત નીચે દબાતા.

મોહન તેની સામે જોઈ જ રહ્યો.

તેથી વિશેષ કંટાળીને સુભગા બોલી: 'મોહન, આ રીતે તો આપણું જીવન પેલા શ્રીમંતો કે જેઓ પોતાના ધન કમાવવાના ધંધા સિવાય બીજી બાબતમાં શુષ્ક જીવન ગાળે છે તેવું જ થઈ જવાનું. મને એ જીવન પસંદ નથી. પોતાના ઘરને કેવળ વીશી અને સૂવાની ધર્મશાળા બનાવવાનું એ શ્રીમંતોને પરવડે. હું તો ઇચ્છું કે મારો મોહન પહેલાના જેવો જ પ્રેમાળ રહે અને હું જેમ નિરંતર

તેના જ વિચારોમાં મશગૂલ રહું છું; તેમ તે પણ મારા જ વિચારોમાં મશગૂલ સાચા પ્રેમીની માફક ધસમસતો ઘેર આવે...'

'પણ સુભગા, મને બીજો વખત જ મળતો નથી.' માત્ર છાપાં વાંચવા જેવી નજીવી છતાં જરૂરી બાબતમાં પણ પોતાને જરા જેટલી યે સ્વતંત્રતા આ સ્ત્રી આપતી નથી એ વિચારથી મોહન ધૂંધવાયો હતો અને તેને સુભગા તરફ ગુસ્સો ચઢ્યો હતો, છતાં સંયમ રાખીને તેણે કહ્યું: 'હમણાં હમણાં તો મારાથી મારે સારૂ પણ કશું જ થઈ શકતું નથી.'

'શા માટે નથી થઈ શકતું?' સુભગાએ પૂછ્યું.

'કેમ કે મારાથી કામ કરી શકાતું નથી...જ્યારે જ્યારે તું પાસે હોય છે ત્યારે મારાથી કશું જ કામ કરી શકાતું નથી.' મોહન કંટાળીને જે શબ્દો કહેવા નહોતો ઇચ્છતો તે જ છેવટે કહી નાખ્યા.

સાપની કાંચળી ઉતરી જાય તેમ સુભગાના મુખ પરની લાલી સરી ગઈ, તે ફિક્કી પડી ગઈ અને એક બે વિપળ મોહન સામે મૌનભાવે જોઈ રહ્યા પછી બહુ જ ધીરા અવાજે તેણે કહ્યું: 'મોહન, આવું તેં થોડા દિવસોમાં બીજી વખત કહ્યું ત્યારે જરૂર મારે તેનો ગંભીર ભાવે વિચાર કરવો જોઈએ...' તેણે દાંત વચ્ચે હોઠ કચડ્યા અને ન્યાયાધીશ ફેંસલો સંભળાવતો હોય તેટલી ગંભીરતાથી તેણે કહ્યું: 'હવેથી હું તારી અને તારા કામની વચ્ચે નહિ જ આવું...'

એ પ્રસંગ પછી મોહન જ્યારે જ્યારે પોતાની 'પાર્ટી'ના માસિક માટે લેખ લખવા બેસે ત્યારે ત્યારે સુભગા ઘરમાંથી બહાર નીકળી જતી.

પરંતુ એ સ્થિતિમાં તો મોહનને બે લીટીઓ લખવી પણ મૂશ્કેલ બનતી.

કેમ કે તે જાણતો હતો કે સુભગા કલાક બે કલાક માત્ર ઘરબાર વિનાના રખડુની માફક રસ્તાઓ પર આમતેમ રખડીને જ વિતાવતી હતી. કોઈ વખત એને એથી શરદી થઈ જાય તો? તેના કરતાં પણ જ્યારે પોતે ઘરમાં બેઠો હોય ત્યારે એને-સ્ત્રીને વિના કારણે રખડવું પડે તે સ્થિતિ જ તેને અસહ્ય થતી. એમાં તો તેને પોતાની જ ક્રૂરતાનો ભાસ થતો. એટલે સુભગા આમ તેમ ફરીને બે કલાક પછી ઘેર આવે ત્યાં સુધી મોહનને લેખ લખવાને બદલે આવાજ વિચારો થયા કરતા, અને તેથી વિશેષ અકળાતો.

ઉપલા વર્ગની શિક્ષિત સ્ત્રી સાથે લગ્ન કરવાના ગુન્હા માટે મોહનનો માત્ર આટલી જ કિંમત આપવાથી યે છૂટકો થતો નહિ; તે ઉપરાંત તેને જૂઠું પણ બોલવું પડતું. કેમ કે જો તે સાચું બોલે તો સુભગા સાથેનો કલેશ વધે. એટલે કંકાસથી દૂર રહેવા માટે તે અનિચ્છાએ સત્ય છોડી અસત્યનો આશ્રય શોધી લેતો.

જો તે સુભગાને એમ કહે કે: 'હું ઑફિસ કામ સિવાયનો બધો જ વખત તારી સાથે ગાળું તો તેથી તને વધુમાં વધુ આનંદ થાય છે. પરંતુ તારો એ આનંદ મારા મોટામાં મોટા દુઃખનું કારણ થઈ પડે છે.' તો અલબત્ત તે સાચું બોલ્યો કહેવાય.

પણ તેનું પરિણામ શું આવે ? સુભગાને તેથી કેટલું લાગે?

તેને ઘણી વખત સુભગાથી દૂર ભાગી જઈને થોડાક કલાક એકલા રહેવાનું, એકલા રઝળવાનું અને વિચારવાનું મન થતું; પરંતુ જો તે એ સાચી વાત મનના મેલ વિના સુભગાને કહી નાખે તો?

તેમાંથી બે કલાક સુધી ચર્ચા ચાલે, તેનો પ્રેમ પોતાની ઉપરથી ઉતરવા માંડ્યો છે એ વિષયમાં સુભગા ભાષણ સંભળાવે અને એ સંભાષણની પાછળ વિશેષ અનુમોદન માટે તો અશ્રુનું આગમન થાય, વળી એ ઝઘડો એક કલાક વધુ લંબાય. એથી સુભગાના અને

પોતાના હિત તેમજ શાંતિની ખાતર તે સત્ય સાથે તેટલા પૂરતું સમાધાન કરી લેતો અને મનના વિચાર દાબી રાખીને સસ્મિત વદને તેને ફરજિયાત કહેવું પડતું કે : ' સુભગા, તારા વિના મને બધુ સૂનું સૂનું લાગે છે અને ગમતું નથી. '

સુભગા અને મોહન વચ્ચેના વિચાર ભેદનાં આ ઘર્ષણ માત્ર ઘરમાં જ પૂરાં થતાં એમ પણ નહોતું.

એક દિવસ મોહનના મિત્રો ધારાપૂરીની મુલાકાતે જવાના હતા. સુભગાએ તે દિવસે સાથે જવાનો આગ્રહ કર્યો અને પછી જ્યારે પાલવાથી કચ્છના દેશી વહાણમાં આખી ટોળી તોફાન--મસ્તી કરતી સાગર હૈયે ઝૂલતી, કૂદતી, ધારાપૂરી તરફ તરવા માંડી ત્યારે સુભગાને એ ટોળાથી કંટાળો આવ્યો. તે હોડકાના એક નાનકડા ઓરડાનો એકાંત ખૂણો શોધીને બેસી ગઈ. તે ન તો સૌની સાથે આનંદમાં ભળી કે ન તો તેણે સૌની સાથે કંઈ વાત કરી.

આથી મોહનને વારંવાર તેની પાસે જઈ, 'તને કેમ છે ? ચક્કર આવે છે ? દરિયાની મુસાફરી અનુકૂળ નથી આવતી ?' એવા પ્રશ્નો પૂછવા પડે એથી આખી મંડળીની ગમ્મતમાં જ એક પ્રકારનું વિઘ્ન ઊભું થયું અને તેનું કારણ પોતાની પત્ની છે એ વિચારે બિચારો મોહન જ શરમાયો.

સુભગા આમ બધી જ બાબતમાં એકાંતિક અને પોતાની જ ઉપર અવલંબેલી બની જાય એ મોહનને પસંદ નહોતું. અને પોતાના મિત્રો તેમજ તેમની પત્નીઓની હાજરીમાં આવા નાટક થાય તેમાં તેને પોતાની બદનામી દેખાતી એથી તેને ચીડ તેમજ ગુસ્સો બન્ને ચઢયાં.

છતાં કુટુંબમાં કલેશ ન થાય તે માટે તેણે નવું સમાધાન શોધ્યું. મોહન એટલું જોઈ શક્યો હતો કે સુભગા તો તેની સાથે

સાથે તનજોડ માટે પણ પોતાની જીદ જતી કરે તેમ નથી. એટલે તેણે પોતાના વિચાર–વર્તનમાં પલ્ટો કરી, સુભગાને રુચે તેમ વર્તવાનો નિર્ણય કર્યો.

પરંતુ એથી તો તે વધુ ને વધુ એકલો પડી જવા લાગ્યો અને સુભગા તેની ઉપર પોતાના વિચારો એટલી હદ સુધી લાદવા માંડી કે તેનાથી પોતાના મિત્રોનેય પોતાને ત્યાં લાવી શકાય નહિ.

જે દિવસે મોહન પોતાને ત્યાં એકાદ બે મિત્રને સાંજે જમવા કે વાતો કરવાનું કહી આવે, તે જ દિવસે સુભગા કહે : 'આ જ તો મેં વિચાર કર્યો હતો કે સાડાછના સિનેમા શોમાં જઈશું. મોહન, જો ને કેટલા બધા દિવસ થયાં આપણે કદી સિનેમામાં ગયા નથી. પણ કોણ જાણે તારા મિત્રોને આપણે ત્યાં આવવાનો બીજો કોઈ વખત જ મળતો ન હોય તેમ બરાબર આજે જ તેમને અહીં આવવાનું સૂઝયું છે.

આથી મોહને મિત્રોને પોતાને ત્યાં નોતરવાને બદલે તેમને ત્યાં મળવા જવાનું રાખ્યું. પરંતુ સુભગાની સતત ચોકીને લીધે તેનાથી વારંવાર તેમને મળવા જવાતું નહિ અને સુભગાને સાથે લઈ જવાનું જોખમ ઊઠાવવાની હિંમત મોહનમાં રહી નહોતી અને જો તે એકલો બહાર જાય તો તેથી સુભગાને લાગી આવતું, એટલે ધીરે ધીરે તે એકલો બનવા લાગ્યો.

સુભગાને એ ગમતું, પરંતુ જેમ જેમ મોહનને સુભગાની જ પાસે વધુ બેસવાનું થતું તેમ તેમ તેને પોતાનાથી દુનિયા દૂર ભાગે છે એમ દેખાતું. તેથી પોતાનો વિકાસ રુંધાય છે એનું તેને ભાન હતું અને તે રુંધનનું કારણ પોતાનાની જ પ્રિય પત્ની બનતી હોય ત્યારે કયા પુરુષની મૂંઝવણનો પાર ન રહે ?

આમ મૂંઝાયલો મોહન એક દિવસ તો સુભગા તરફનો પોતાનો કંટાળો સાફ સાફ શબ્દોમાં કહી નાખવાનો નિશ્ચય કરીને ઘેર આવ્યો ત્યારે ઘેર સુભગા જ નહોતી. તે ટેબલ પર એક ચિઠ્ઠી મૂકી ગઈ હતી.

મોહને તે ચિઠ્ઠી વાંચવા માંડી. તેમાં લખ્યું હતું કે:

'પ્રાણાધાર મોહન,-તારી અને કાર્યની વચ્ચે ન આવવા માટે હું બહાર જાઉં છું. બે કલાક ફરીને આવીશ; એટલો વખત તારે સારું પૂરતો થઈ પડશે ને?'

'ભલે મને આ એકલવાયાપણું પસંદ ન હોય અને આજની ઠંડીમાં વિના કામે રસ્તામાં રખડનું તે કંટાળા રુપ હોય; છતાં તેથી મારા મોહનનો થોડો પણ વધુ પ્રેમ હું સંપાદન કરી શકીશ એ વિચારની ઉષ્મા મને આશ્વાસન આપી રહી છે.

'એથી હું તારા તરફનો મારો અગાધ અને નિસ્વાર્થ પ્રેમનો પૂરાવો આપું છું અને તેથી હું મારા એ પવિત્ર પ્રેમને એક ડગલું આગળ મૂકી શકું છું.

'મોહન, મને તો એટલાથી યે સંતોષ છે, પરંતુ આપણા સુખનું મારું સ્વપ્ન જે કદાચ ફળીભૂત ન થવા નિર્માયું હોય–તો તો એ છે કે જેમ મારા પ્રાણે પ્રાણે તારો જ પ્રેમ સભર ભર્યો છે તેમ તારામાં હું એ જ રીતે ઓતપ્રોત બની જાઉં અને મારા વિના તને ન ચાલે. આપણ બન્ને એ રીતે તદાકાર બની ઉન્નત માર્ગે પ્રગતિ કરી શકીએ.

'મારા અને તારા એ પરમસુખનું મારું શમણું ફળે તેની ખાતર હું ગમે તેટલા ભોગને ય તુચ્છ ગણું છું. માટે જ તને લેખ લખવાની અનુકૂળતા મળે તે માટે આમ રસ્તામાં રખડતાં યે મને દુઃખ થતું નથી.

'તારી તરફ મારો આટલો બધો પ્રેમ છે કેમકે મારા જીવનનો હેતુ જ નહિ પણ ખુદ મારું જીવન સાફલ્ય જ તે છે. એ મારો વાંક નથી.

'માટે હું આવી ઠંડીમાં બહાર રખડું છું એવા વિચારમાં ન પડતાં, મોહન, તું જલદી જલદી લેખ પૂરો કરી દેજે. મને તો તારી તરફના મારા પ્રેમમાંથી જ ઉષ્મા અને ચેતન મળી રહે છે.'

એ કાગળ એક હાથમાં પકડી રાખીને મોહન ક્યાંય સુધી વિચારમગ્ન દશામાં પોતાના ટેબલ આગળ ઊભો રહ્યો અને પછી બેઠો ત્યારે તે નિરાશ થઈ ગયો હતો.

## પ્રકરણ ૧૯ મું                    રંગમાં ભંગ

સુશીલાએ પોતાના જન્મદિવસે મિત્રો માટે જ્યાફ્ત ગોઠવી હતી. જેમાં સુભગાને તેમ જ મોહનને જવાનું હતું.

સુશીલાને ત્યાં રાત્રે નવવાગે પહોંચવાનું હતું ત્યારે સુભગાએ મોહનને સાડા ૭ વાગે તૈયાર થવાનું કહેવા માંડયું.

સાત વાગ્યા પહેલાં મોહન તૈયાર થઈ ગયો છતાં સુભગાએ તે પહેલાં અનેક વખત તેને સૂચનાઓ આપી હતી.

'હજામત કરી નાંખો, નખ બરાબર કાપજો, આજે જેવાં તેવાં કપડાં ન પહેરતાં, પેલો લંડનથી લાવ્યા છો તે જ સુટ પહેરજો, તેમાં તમને કાળી ટાઈ વધુ સારી દેખાય છે, માટે જો જો પાછા લાલ ટાઈનું ચીથરૂં બાંધતા, બાલ બરાબર હોળજો, રૂમાલમાં સેન્ટ નાખી લેજો!'

'વારુ, વારુ' કરતાં મોહન એ બધી ચિઢ ઉપજાવે તેવી સતામણી યે સાંખી ગયો હતો. અને સાત વાગે તૈયાર થઈને તે

ખુરશીમાં બેઠો, ત્યારે સુભગાએ વસ્ત્ર પરિધાનનો આરંભ કર્યો.

અને પછી તો મોહન માટે નવી કસોટી શરુ થઈ: 'મોહન, વહાલા, જરા મને પેલું બ્રશ આપતો? અરે પેલી નવા પાઉડરની ડબી તો કબાટમાં જ રહી ગઈ! આ બ્લાઉઝનાં બટન તો પાછળથી બિડવાનાં હોવાથી તારે મને એમાં મદદ કરવી પડશે!' એવી એક પછી એક નવી આજ્ઞાઓ સુભગા આપતી ગઈ, અને સુભગા કપડાં પહેરી તૈયાર થાય તેટલા સમયમાં પુસ્તકનાં થોડાંક પાનાં વાંચી નંખાય તો ઠીક એ વિચારથી તે પુસ્તક લઈને બેઠો તો સુભગાના હુકમોનું પાલન કરવા તેને વારંવાર ઊઠવું પડયું.

વાંચન માટે તેને એટલી એ નિરાંત ન મળી શકી તેથી તે મનમાં ને મનમાં ચિડાતો હતો. પરંતુ જ્યારે જયાફતમાં જવાનું હોય ત્યારે સુભગાને કંઈ પણ કહીને નારાજ નહિ કરવી એ વિચારે જ તે ગમ ખાઈ ગયો.

સુભગાએ કેશકલાપ ગોઠવી વેણી બાંધવામાં, વસ્ત્રો પહેરી, પીન, નેકલેસ, બંગડી, વીંટી વગેરે આભૂષણો સજવામાં તેમ જ પાઉડર વગેરેની ટાપટીપ પાછળ બારસો એક કલાક તો ખેંચી કાઢયો.

છતાં હજુ બહાર નીકળવાની તૈયારી થતી નહોતી. તે પરથી મોહન સમજી ગયો કે તેને મારી પાસેથી એનાં કપડાં લત્તાં અને દેખાવ માટે પ્રશંસાના શબ્દો સાંભળવા છે.

કિશોર સુભગાની એટલી ખુશામત કરતો હતો કે તેના પ્રત્યેક શબ્દની, કાર્યની અને નવાં કપડાંની પ્રશંસા કર્યા વિના રહેતો નહિ. મોહનને એવા બાહ્ય દેખાવની ટેવ નહોતી, પ્રશંસાનાં આડંબરનો એને અભ્યાસ નહોતો, તે એને ગમતું યે નહિ. ઉલટું તે તો એવી વાતો પાછળ વખત બગાડવો તે પારકા શ્રમપર તાગડધીન્ના કરનાર

પરોપજીવી શ્રીમંત આળસુઓનાં વર્ગિય નાટકો છે એમ માનતો.

પરંતુ સુભગાની ટેવ તેથી જુદી જ હતી. તે તો જે વસ્ત્રો કે આભૂષણુ પહેરતી તે બીજાઓને દેખાડવા માટે જ. અને તેથી તેની જેટલી પ્રશંસા થાય તે સાંભળવી એ તેના જીવનની એક મોજ હતી.

આવી સ્થિતિમાં બન્ને જણુ થોડી ક વિપળો ઊભાં રહ્યાં અને કંટાળેલા મોહને ડગલો ચઢાવીને ચાલવા માંડયું.

એટલે સુભગાએ છણકો કરીને કહ્યું : 'શિક્ષિત પુરુષોએ શિક્ષિત પત્ની તરફ અને શિક્ષિત સમાજ તરફ અમુક વિવેક તો બતાવવો જોઈએ.'

અત્યાર સુધી મોહન સુભગાની તમામ સૂચનાઓ અને ટીકાઓ સાંખી ગયો હતો, પરંતુ તેને બધી જ બાબતમાં તેની આ પ્રકારની ટીકાખોરી તાતા તીરની માફક ખૂંચવા લાગી હતી. તેણે કંટાળીને કહ્યું : 'વિવેકી વર્તન માટેનો તારો ઉપદેશ હું બીજી વખત સાંભળીશ. હવે તારે 'પાર્ટી' માં જવું છે કે નહિ ? મને તો સાત વાગ્યાથી તૈયાર કરી રાખ્યો.'

સુભગાને તે જ વખતે કંઈક યાદ આવ્યું હોય તેમ હસતાં હસતાં તેણે છેક કમ્પાઉંડ સુધી ગયા પછી મોહનને કહ્યું : 'અરે, મારે ગીતાને થોડીક સૂચનાઓ આપવાની છે તે તો રહી ગઈ. હું હમણાં જ આવી પહોંચું છું.' કહીને સુભગા દોડતી અંદર ગઈ, અને નોકરને ક્યાં ય સુધી નાની મોટી સૂચનાઓ આપી.

આમ પોતાને રસ્તામાં ઊભો રાખીને સુભગા આમ છેલ્લી ઘડીએ નવાં નવાં કામ યાદ કરે તે વિચારથી મોહનને વધુ ચીડ ચઢી. 'જો તેણે આ બધું યાદ રાખીને પહેલેથી કહ્યું હોત અને મને નાહકની દોડાદોડ કરાવી ન હોત, તો આટલો વખત નકામો ગયો,

તેટલામાં તો હું પાંચ દસ પાનાં વાંચી શકયો હોત.' પરંતુ છેવટે જ્યારે સુભગા આવી ત્યારે મોહન શાંત જ રહ્યો.

સુશીલાને ત્યાં તે દિવસે વિવિધ જાતના માણસોનું મંડળ જામ્યું હતું. તેમાં કેટલાક મધ્યમ વર્ગના કારકુન, એકાદ બે રંગભૂમિના નટ, એકાદ ચિત્રકાર અને તેની કેટલીક બહેનપણીઓ હતી.

આવી જાતના માણસો સાથે અગાઉ મોહનને કદી જ ઓળખાણ નહોતું, પરંતુ સુભગા સાથે લગ્ન થયા પછી તેને જે નવા જ સમાજ સાથે પરિચયમાં આવવું પડતું હતું, તેથી તે કંટાળતો હતો; પરંતુ સુભગાની ખાતર તેને એ કંટાળો પણ સાંખી લેવો પડતો હતો.

પુરુષોને સ્ત્રીઓની આગળ કેટલું નમતું મૂકવું પડે છે અને તેમની ખાતર તેમને કેટલી અનિચ્છનીય લાગે તેવી કસોટીમાં ઉતરવું પડે છે, તેનો જો સ્ત્રીઓ સહૃદયતાથી વિચાર કરી શકતી હોત તો ખરેખર તેમના દિલમાં પુરુષો તરફ દયાની નહિ તો સમભાવની લાગણી તો જરૂર ઉત્પન્ન થયા વિના ન જ રહેત.

મોહન અને સુભગાને આવેલાં જોતાં જ સુશીલા બારણા સુધી દોડી આવી અને મોહનને આવકાર આપી, સુભગાને તો તે ભેટી જ પડી.

અને પછી પોતાની મીજમાન મંડળી સાથે એ નવદંપતીનો પરિચય કરાવતાં તેણે હસતાં હસતાં કહ્યું : ' મિત્રો, આ મારી મિત્ર સુભગા અને તેના પતિ મોહનલાલ. એ દંપતી યુગલને વર્તમાન યુગનાં લયલામજનું કહી શકાય તેમ છે, કેમ કે તેમને એક બીજા વિના ભાગ્યે એક કલાક પણ ચાલતું હશે અને જો મોહનલાલ એક કલાક પણ મોડા થાય તો......'

'...સુભગા આખું ગામ ગાંડુ કરી વળે છે.' સુભગાએ હસતાં હસતાં સુશીલાની વચ્ચે જ બોલી નાખ્યું.

અને ત્યાં એકઠાં મળેલાં સંસ્કારી મહેમાનો ખડખડાટ હસી પડચાં.

અને પછી સહુ વાતે વળગ્યાં.

કોઈ રાજકારણની ચર્ચા કરતું હતું, કોઈ સામાજિક વાતો કરતું હતું, કોઈ નવી જાતની સાડીઓની જાહેરાત કરતું હતું, તો કોઈ છેલ્લામાં છેલ્લી ફીલ્મની ચર્ચા કરતું. તેમ જ નવાં આવનારાં મહેમાનોને વચ્ચે વચ્ચે બધા આવકાર આપતા.

મોહનને આ બધા તોફાની વાજામાં ભળી જતાં ફાવ્યું નહિ, એટલે ફરતો ફરતો બે જુવાન છોકરીઓ એક તરફ ડ્રાફ્ટ રમી રહી હતી તે બાજુએ જઈને ઊભો રહ્યો.

તે બન્ને જણીઓ પોતાની રમતમાં મશગૂલ હતી એટલે મોહનને તેમની બાજુમાં ઊભા રહેવાનું ઠીક લાગ્યું. કેમ કે સુશીલાએ તેનો પરિચય કરાવ્યા પછી બીજાં બધાં મહેમાનો તેની તરફ તે કોઈક અજાયબ ઘરનો કલાનો નમૂનો કે પ્રાણી સંગ્રહમાંનું એકાદ વિચિત્ર પ્રાણી હોય તેમ ટીકી ટીકીને જોતાં હતાં, તેથી મોહનને ખૂબ જ સંકોચ લાગતો હતો.

મોહનને બાજુમાં ઊભો રહેલો જોઈને પેલી બે યુવતીઓમાંથી સુવર્ણા જે જરા વધુ આગળ પડતી અને બોબ્ડ કરાવેલા બાલ ખુલ્લા રાખી ઇલાની કુકરીઓ ઉપરાઉપરી ખાઈ જતી હતી તેણે તેને કહ્યું: 'બેસો મી. મોહનલાલ, તમને કંઈ વાંધો ન હોય તો?...'

'મને તો કંઈ વાંધો નથી.' એમ કહીને મોહન ત્યાં બેઠો. તેટલામાં સુભગા તેને શોધતી શોધતી ત્યાં આવી પહોંચી, પણ મોહને તેની સામે જોયું સુદ્ધાં નહિ.

સુભગાને પોતાના મિત્રો વચ્ચે પ્રેમનું પ્રદર્શન કરવાની ટેવ હતી અને સુશીલાએ તેને લયલા સાથે સરખાવી તેથી તો તે ખૂબ ગેલમાં આવી ગઈ હતી અને પોતે ખરેખરી લયલા જ છે તેવી છાપ પોતાના મિત્રો પર પાડવા ઇચ્છતી હતી. પણ તેનો મજનું એવી જાતના બાહ્યાચારથી ત્રાસી ગયો હતો.

એટલામાં જમવાના પાટલા ગોઠવાયા અને સુશીલાએ પોતાની બાજુના જ બે પાટલા સુભગા અને મોહન માટે છે એમ કહ્યું, તેટલા વખતમાં તો મોહન સુવર્ણા અને ઇલાની વચ્ચે ગોઠવાઈ ગયો હતો. તેથી તો સુભગાને ઘણું જ લાગી આવ્યું.

તેણે માની લીધું કે 'આજે મોહન હેતુપૂર્વક જ મારું બધાં વચ્ચે અપમાન કરવા માગે છે.' પરંતુ પોતાના મનોભાવ દબાવી રાખી તેણે હસતાં હસતાં કહ્યું : 'મોહનને ત્યાં મઝા આવતી હોય તો ભલે તે ત્યાં જ બેઠા.'

અને પછી તેણે જાણે મોહનના એ વેરનો બદલો લેતી હોય તેમ મોટેથી કિશોરને કહ્યું : 'કિશોર, તું અહીં મારી બાજુમાં બેસ.'

કિશોર તો તે માટે તૈયાર જ હતો. એને તો એ રીતે બહુ માન મળ્યું તેથી સ્વર્ગ મળ્યા જેટલો આનંદ થયો. પણ મોહનના વર્તનથી સુભગાને તો કોઈએ હૈયામાં છૂરી હુલાવી દીધી હોય તેવું લાગ્યું હતું.

જમતી વખતે મોહન ખાસ કરીને સુવર્ણા અને ઇલાની સાથે જ વાતો કરતો હતો. અને તીરછી નજરથી સુભગા તેની સામે જોતી, હૈયામાં બળી ઊઠતી હતી, છતાં જાણે કશું જ બન્યું નથી તેવા ભાવથી તે સુશીલા અને કિશોરની સાથે વાતો કરતી હતી.

કિશોરને તો પાળેલા શ્વાનને માલિકના પગ આગળ બેસવાનું મળતાં જેટલો ઉમંગ થાય, તેટલો ઉમંગ અત્યારે થતો હતો, અને જમતાં જમતાં હેતુપૂર્વક પોતાનો ખભો કે કોણી સુભગાના શરીરને અટકાડી દેતો હતો.

કિશોરનો આ અભિનય સુભગાને જરાયે પસંદ નહોતો, છતાં પોતાના જૂના મિત્રની પાસે બેસવાથી તેને આનંદ થયો હતો તેવી છાપ તે મોહન પર પાડવા માગતી હતી, એટલે અનિચ્છાએ છતાં મમત્વની ખાતર તે બધું સહી લેતી હતી.

જમતાં જમતાં કોઈએ સુશીલાને અભિનંદન આપ્યા અને પ્રત્યેક વર્ષગાંઠને દિવસે તે મિત્રોને આ રીતે મીજબાની આપે એવી આશા વ્યક્ત કરી.

તે પછી તો બધા એ જ વિષયમાં પોતપોતાને જે કંઈ કહેવાનું હતું તે કહેવા લાગ્યા.

જમી રહ્યા પછી બધા પાન સોપારી લેવા દીવાનખાનામાં ગોઠવાયા અને પુરુષો સીગારેટના ધૂમાડા કાઢવા લાગ્યા ત્યારે પણ મોહને સુભગા તરફ ખાસ ધ્યાન આપ્યું નહિ.

એથી સુભગાને ખૂબ જ લાગી આવ્યું અને ત્યાં વધુ વખત બેસવાથી તે પોતાના મન પર અંકુશ રાખી નહિ શકે એમ જાણી તેણે 'તબિયત બરાબર નથી' એ નીમિત્ત કાઢીને મહેમાનોની અને સુશીલાની રજા માગી.

મોહન તેની સાથે જ ઘેર જવા નીકળ્યો, છતાં પોતાને સુભગાની આજ્ઞા પ્રમાણે વર્તવું પડે છે એવી છાપ તેના મન પર પડ્યા વિના ન રહી. આમ સુશીલાના જન્મદિવસની મીજબાની તેમને માટે તો આનંદને બદલે દુઃખનું જ કારણ બની.

## પ્રકરણ ૨૦ મું
## ધર્ષણ

મોટરમાં સુભગા મ્હોં ચઢાવીને મૂંગી જ બેસી રહી. મોહનને સુભગાની આજ્ઞા પ્રમાણે આવજાવ કરવી પડતી હોવાને લીધે ગુસ્સો ચઢ્યો હતો, એટલે ખરી રીતે તો તેને જ સુભગા સાથે નહિ બોલવાને કારણુ મળ્યું હતું તેમ એ માનતો હતો. પણ અહીં તો સુભગા જ બોલતી નહોતી.

એટલે મોહને પોતાના રીસામણાની વાત જવા દઈને એને પૂછ્યું : 'કેમ, શું છે ?' અને સાથે સાથે તેણે સુભગાની હડપચી પકડીને એના મુખને પોતાની દીશામાં ફેરવવાનો પ્રયાસ કર્યો.

પરંતુ સુભગાએ તો તેમ છતાં વિશેષ બળ અને જીદપૂર્વક પોતાનું મોઢું બીજી દીશામાં ફેરવી નાખ્યું. સાથે સાથે કટાક્ષ ભર્યું કડવું હાસ્ય હસતાં હસતાં તેણે કહ્યું : 'હું શા માટે બોલતી નથી તેની શું આપને ખબર જ નથી ?'

'ના. હું કંઈ જાણતો જ નથી.'

સુભગાએ કશો જ જવાબ આપ્યો નહિ. તે થોડીક પળો સુધી મૂંગી જ રહી, અને પછી ગુસ્સાનો ઊભરો ઠાલવતી હોય તેવી રીતે તે બોલી : ' આજ સુધી કોઈ પણ પુરુષે કદી પણ મારું અપમાન કર્યું નથી ! '

' એટલે ? તારું અપમાન, અને તે મેં કર્યું ? કેવી રીતે ? ' મોહન ચમકી ગયો હોય તેવે ભાવે બોલતો હતો.

' સુશીલાને ત્યાં હું કેમ જાણે અણમાનીતી અથવા તો ત્યક્તા હોઉં તેવી રીતે જ આપ મારી સાથે વર્ત્યા છો. મારો તો જાણે કશો જ હિસાબ જ નહિ. '

અને ફરીથી તે કડવાશ ભર્યું હાસ્ય કરીને બોલી : ' હું તો આખી દુનિયાને કહેતી ફરું કે મારો મોહન મારા સિવાય રહી નથી શકતો અને હું એના સિવાય એક ઘડી પણ રહી શકતી નથી. પણ અહીં તો જેવી બે જુવાન છોકરીઓ જોઈ કે ભાઈસાહેબ એમનામાં જ લટ્ટુ બની ગયા...પછી તો સુભગાની પરવા જ શાની હોય... જમવા માટે પાટલા પણ પોતાની એ માનીતી રાણીઓની સાથે જ ! ' સુભગા એટલી ચીડાઈ ગઈ હતી કે તે જાણી જોઈને મોહનને ઉશ્કેરવા માટે જ કડક શબ્દો પસંદ કરતી હતી.

' તેં મને એક દિવસ કહ્યું હતું કે તારાથી કોઈ પણ પ્રકારની અસભ્યતા સાંખી શકાતી નથી તેમાં આવા વાક્યો કાઢતી હોઈશ ? ' મોહન પણ સુભગા પર શબ્દોથી વેરનો બદલો લેવાનો નિર્ણય કરી બેઠો હતો.

' તમે મને એટલી ચીડવી છે કે સભ્ય અને અસભ્ય શબ્દોની પસંદગી કરવા જેટલી શાંતિ અત્યારે મારા મનને નથી. '

'અને છતાં આપ મને પારાવાર ચાહો છો એવા શબ્દો મને નિરંતર સંભળાવ્યા કરો છો એમને?......' અને પછી તો તે મનમાં જ બબડ્યો: 'એ બધી પ્રેમ બ્રેમની વાતો જૂઠ્ઠી. ખરી રીતે તો એ મને ધિક્કારી જ રહી છે.'

મોહનના દિલમાં સુભગા તરફ વેરની જ લાગણી ઊછળી રહી હતી.

'શું ત્યારે હું ઢોંગ કરું છું?' સુભગા ફફડી ઊઠી.

'આપ જરા ધીમેથી બોલો કે જેથી ડ્રાઈવર આપણા ભવાડા જાણી ન જાય.' બહારથી શાંત અને ખામોશ રાખતો જણાતો મોહન હૈયામાં તો બળી જળી રહ્યો હતો. એના માથામાં હથોડા પડી રહ્યા હતા. હૈયામાં ધમણો ચાલી રહી હતી અને દિલમાં બોઈલર સળગતું હતું.

'ઓહો!' સુભગા એકદમ ઊછળી પડી.

'તમને ડ્રાઈવરની શરમ આવે છે, પણ મારા ભર્યા મિત્રમંડળની વચ્ચે મારું અપમાન કરતાં તમને જરાયે શરમ ન આવી? એ મંડળમાં કેટલાંક માણસો એવાં હતાં કે જેમની આગળ મારી એ દશા થાય તે કરતાં હું મૃત્યુને વધુ પસંદ કરું. તમારે માટે હું આટઆટલું કરું છતાં, જો તમને મારામાં જરા જેટલો યે રસ રહ્યો ન હોય, તો માત્ર મારી આબરુ ખાતર કેવળ બાહ્ય દેખાવ પૂરતા પણ થોડો વખત મારી સાથે બેસવું હતું ને? જે લોકો મારા મ્હોમાંથી નીકળતો એક શબ્દ સાંભળવા માટે પણ મરી ફીટવા તૈયાર થાય તેમ હોવા છતાં, જેમની સામે મેં ઝાંખીને જોયું પણ નથી, તે લોકો સમક્ષ મારું આ જાતનું અપમાન થવાથી મારું તો પાણી ઊતરી જ ગયું...

અને એ લોકોએ મને જે શબ્દો સંભળાવ્યા તે તો......'

સુભગાએ ગુસ્સાથી હોઠ પર દાંત ભીંસ્યા.

'તને એવા શબ્દો કોણે સંભળાવ્યા? ત્યાં તારી એવી દયા કોણે ખાધી?'

'એ જાણવાની તમારે કંઈ જરૂર નથી.'

વળી બન્ને મૂંગા રહ્યાં. પળવાર મોટરમાં શાંતિ ફેલાઈ.

પણ વળી સુભગાથી બોલ્યા સિવાય રહેવાયું નહિ. 'અને આ બધું લગ્નજીવનના આરંભના જ મહિનાઓમાં થવા માંડયું છે, તો પછી પાછળથી તો કોણ જાણે શુંયે થશે? હું તો એમને માટે મરી પડું, એમની હાજરી વિના મને કંઈ કંઈ થઈ જાય...' એ વખતે વળી કડવાશ ભર્યું હાસ્ય કરીને તે કોઈ ત્રીજા જ માણસ સાથે વાત કરી રહી હોય તેમ બોલવા લાગી. 'અને એમને તો મારી લાગણીઓની, મારા પ્રેમની, કે મારી કશી પરવાયે ન મળે! તે તો જે કોઈ બીજી બાયડી પહેલી મળી તેની સાથે લટ્ટુ બની જાય, એની વાતોમાં મશગૂલ થઈ જાય, બધાંની વચ્ચે મને જ શરમજનક દશામાં મૂકે, અને વળી પાછળથી નિર્દોષ બની અજાણ્યા માનવીની માફક પૂછે, 'તને શું થયું છે?...તું કેમ બોલતી નથી...'

સુભગાનો પિત્તો જવાબ આપવાથી વધુ ઊકળે છે એમ જોઈને મોહને કશો જવાબ જ નહિ આપવાનો નિર્ણય કર્યો, અને દોડતી મોટરનો આંચકો લાગે ત્યારે તેના અંગ સાથે પોતાના શરીરનો સ્પર્શ ન થાય તે માટે તે જરા ખસીને બેઠો.

આમ બહારથી મોહન નિષ્ક્રિય અને શાંત દેખાતો હતો, પરંતુ

તેનું મન આ વિચિત્ર સ્ત્રીની લાક્ષણિકતા શોધી કાઢવાના કામમાં રોકાઈ ગયું હતું. એ બધા વિચારોના આક્રમણમાં સુભગાએ પોતાને લેખ લખવાની તક આપવા માટે ઠંડીમાં રસ્તામાં રખડવા વિષે જે ચિઠ્ઠી લખી હતી તેનું એને સ્મરણ થયું. 'શા માટે એ પોતાની કોઈ બહેનપણીને ત્યાં ન જતાં રસ્તામાં રખડે? માત્ર મારી લાગણીઓ સાથે ખેલ ખેલવાનો જ એ અખતરો હતો, એમ કરીને તે મારે સારુ કેટલો બધો ભોગ આપે છે તેનો દેખાવ કરવા માગે છે. આવી સ્ત્રીઓનો પ્રેમ પણ સ્વાર્થી હોય છે. તેઓ આવા દેખાવથી પુરુષોની લાગણીઓનું શોષણ કરે છે...'

સુભગા એ વખતે પણ પોતાની જ ધૂનમાં હતી. મોહન તેની બાજુમાંથી થોડોક ખસી ગયો હતો તેનો પણ એને ખ્યાલ રહ્યો નહોતો. તેનું ભાષણ હજુ યે ચાલી રહ્યું હતું.

'થોડા દિવસ પહેલાં એક નાટક તો ભજવાઈ ગયું, છતાં મેં માન્યું કે હોય, હવે ફરીથી એવું નહિ થાય...'

'શાનું નાટક? શાની તકરાર?' પોતે નહિ બોલવાનો નિર્ણય કર્યો હતો તે ભૂલીને મોહને પૂછ્યું.

પરંતુ સુભગાએ જવાબ આપ્યો નહિ.

એક દિવસે મોહને તેને કહ્યું હતું કે: 'તું ઘેર નહોતી એથી મને લખવાની તક મળી.' એથી સુભગા ગુસ્સે થઈ ગઈ હતી, અને તેને પટાવતાં મોહનને કેટલી યે માથાકુટ કરવી પડી હતી, તે પ્રસંગનું એને તો સ્મરણ પણ રહ્યું નહોતું, પણ સુભગા અત્યારે તેનો જ ઉલ્લેખ કરી રહી હતી.

મોહનને એ વખતે સુભગા તરફ ધીક્કાર છૂટયો. તેના મનમાં કંઈ કંઈ વિચારો થઈ ગયા. 'આ સ્ત્રી મોહક લાગણીવેડાના ઊભરા

બતાવી રહી હતી કે જેની ભૌતિક નજરે એક કોડીની યે કિંમત નહોતી; પરંતુ તેને લીધે એણે મને કેદી જ બનાવી લીધો હતો. અને આવડો મોટો હું જાણે નાનો બાળક હોઉં તેમ એને કહ્યા સિવાય અને પાછા આવવાના સમયની એને જાણ કર્યા સિવાય મારાથી ક્યાં ય જવાય નહિ. અને પાછા આવ્યા પછી પણ શકદાર ઇસમની માફક હું ક્યાં ગયો હતો, કોને મળ્યો હતો, કોની કોની સાથે શું શું વાત કરી હતી તે બધું નિવેદન કરવું પડે, તે ન હોય તો ફરજિયાત ચિઠ્ઠી લખવી પડે અને વળી દર વખતે મારે તેની તરફના મારા પ્રેમનું પ્રદર્શન કરવું પડે.'

આ વિચારો થતાં જ એકાએક તેના મનની ખાત્રી થઈ ગઈ. ખરી રીતે તો આ સ્ત્રી તરફ મને કદી પ્રેમ થયો જ નથી. માત્ર મારા જેવા એક ખેડૂતના દીકરા સાથે આવી સુંદર, નાજુક, સંસ્કારી સ્ત્રી પ્રેમ કરે અને ભલભલા માણસો તેના મુખમાંથી નીકળતો એક શબ્દ સાંભળવા માટે તલસી મરે છતાં તેમની તરફ તે ઝાંખીને જુએ પણ નહિ, એથી માત્ર હું ફૂલાતો હતો, અને જે વાતનો મેં જિંદગીમાં વિચાર સુદ્ધાં કર્યો નહોતો તે બધું એના સંસર્ગમાં રહીને હું શિખ્યો અને આવી સ્ત્રી સાથેના સંબંધને જીવનની સર્વોત્તમ મહેચ્છાની પૂર્ણાહુતી તરીકે માનતો થયો...'

અત્યારે તો તે બધા માટે મોહનને ખૂદ પોતાની પર જ તિરસ્કાર થયો.

અને વળી સુભગાના શબ્દોનું સ્મરણ થતાં જ તે ફરીથી પૂછવા લાગ્યો : 'શાનું નાટક? શાની તકરાર? કહે તો ખરી?'

પરંતુ સુભગા તેના એ શબ્દો સાંભળતી જ ન હોય તેમ એકલી એકલી મોહન સાંભળે તેટલા મોટા અવાજે બોલ્યે જ જતી હતી.

'મારું આવું અપમાન થયા પછી હવે હું સુશીલાને ફરીથી મળી પણ કેમ શકીશ......ત્યાં કંઈ એકલી સુશીલા જ નહોતી...એ બધાં મિત્રો મારી કેવી હાંસી કરતાં હશે?...મારાથી હવે તેમને મોઢું પણ શી રીતે બતાવી શકાશે? ...હું તો બહાર તમારા સ્નેહનાં વખાણ કરી કરીને થાકું, અને અહીં તો સ્ત્રીની પગના ખાસડા જેટલી પણ પરવા ન મળે?...આથી વધુ ભયંકર અપમાન બીજું શું હોઈ શકે?'

સુભગાની આંખ આગળ ફરી ફરીથી સુશીલાના ઘેર બનેલી ઘટનાનું દ્રશ્ય રજૂ થતું હતું. તેનાથી એ ભૂલી શકાતું જ નહોતું.

'અને એ છોકરીઓ...' તે ફરીથી બડબડી 'કેટલી નફ્ફટ અને નિર્લજ્જ...'

'બસ, હવે હદ થઈ. બીજા કોઈના સંબંધમાં બોલવાને પણ હદ હોય છે.' મોહને વિરોધ ઊઠાવ્યો. 'જો આવા જ ભવાડા ચાલવાના હોય તો તે મને નહિ પાલવે. હું પણ સામે એવા જ શબ્દો વાપરી શકીશ...'

એ સાંભળતાં જ સુભગા ઝનૂનથી મોહન સામે માથું ફેરવીને બોલી: 'આ બધું શું મારે માટે બોલો છો?'

'તારે માટે નહિ, પણ...'

એટલામાં તો આગળ ગાડીઓ ઊભેલી હોવાથી મોટર ધીરી પડી અને એક પણ શબ્દ બોલ્યા વિના સુભગા બારણું ઉઘાડી રસ્તામાં ઊતરી પડી અને ચાલવા લાગી.

'જહાન્નમમાં જા જોઈએ તો!!' મોહન બબડયો અને મોટરમાં જ બેસી રહ્યો.

## પ્રકરણ ૨૧ મું                    ગડગડાટ

**મો**હન પહેલાં તો મોટરમાં બેસી રહ્યો. એને સુભગા તરફ વધુ ક્રોધ થયો. આવી સ્ત્રીના પંજામાં ફસાવા માટે તેણે પોતાની જાતને ઠપકો પણ આપ્યો અને બિચારી ગામડિયણ ચંચળ રસ્તા વચ્ચે કદિ પણ આ ભણેલી બાયડી જેવાં તોફાન ન કરે એવું પણ તેને લાગ્યું.

એટલામાં થંભી ગયેલો વાહન વહેવાર શરુ થયો અને મોહનની વિચારમાળાને જૂદો વેગ મળ્યો : 'કદાચ સુભગા ગુસ્સાની મારી ગમે ત્યાં ચાલી જશે તો...અથવા તો તે જઈને દરિયામાં પડશે તો ?'

તુરત જ મોહનનું માનસ બદલાઈ ગયું. તેણે ટેક્ષી થોભાવવા કહ્યું અને ડ્રાઈવરને ભાડું ચૂકવી, એ પણ સુભગા ગઈ હતી તે રસ્તે ચાલવા લાગ્યો.

રાતને વખતે તેને આમ દોડવું પડ્યું તેથી વળી એને સુભગા તરફ તિરસ્કાર આવ્યો. તેણે એની પાછળ દાંત કચકચાવ્યા. સુભગા

કંઈ બહુ દૂર ગઈ નહોતી. જતાં જતાં તે મોહન પાછળ આવે છે કે નહિ તે જોવા ખાતર વળી વળીને પીઠવાળી જોઈ લેતી.

અને જ્યારે તેણે મોહનને પોતાની પાછળ આવતાં જોયો એટલે તેનામાં નવી હામ આવી, અને સ્ત્રી સુલભ રીતે તે જાણી જોઈને વધુ ઝડપથી ચાલવા લાગી.

એથી મોહન ઝડપથી ચાલતો હોવા છતાં થોડાક વખત તો સુભગાએ તેને પહોંચવા ન દીધો. છતાં આખરે મોહને પોતાનો વેગ વધાર્યો અને તેની પાસે તે પહોંચી ગયો.

એણે એકદમ સુભગાનો હાથ પકડી ઝડપી લીધો અને પોતાના પંજાની પકડ મજબૂત બનાવતાં તેણે કહ્યું : 'આવા ભવાડા કયાં સુધી કરવા છે ? ચાલ, ઘેર ચાલ !'

પણ શિક્ષિત અને સંસ્કારી ગણાતી સુભગા આજે વિફરી હતી. તેણે પોતાનો હાથ મચડીને તેને મોહનના હાથમાંથી છોડાવી નાખ્યો, અને રસ્તા વચ્ચે જ બરાડો પાડી ઊઠી : 'મને મારે રસ્તે જવા દે !'

સ્ત્રી વિફરે ત્યારે તે સાનભાન ભૂલી જાય છે, અને કોઈની પરવા રાખતી નથી. વિફરેલી સ્ત્રી અને ઘવાયલી વાઘણ બન્ને સરખા હોય છે. તે વખતે તે પોતાની વચ્ચે આવનારની સામે આક્રમણ કરતાં બીજો કશો જ વિચાર કરતી નથી.

સુભગાએ બરાડો માર્યો એટલે રસ્તે જનારા અનેક માણસોનું ધ્યાન તેની તરફ ખેંચાયું. અને ઘણા તો જરા દૂર દૂર આ તમાસો જોવા ઊભા રહ્યા.

તમાસાને તેડાની જરૂર હોતી નથી. અને માનવ જાતિની કુતૂહલતા બીજા કોઈનો તમાસો જોતી વખતે હદપાર વધી જાય છે.

તેમાંય એ તમાસાનું મધ્યબિંદુ જ્યારે કોઈ સ્ત્રી જાતિ બની હોય ત્યારે તો કુતૂહલખોરોને વિશેષ આનંદ પડે છે.

મુંબઈ જેવા લાખો માનવીઓવાળા શહેરમાં આવે પ્રસંગે સહજમાં જ પાંચ પચાશ નવરા તેમ જ કામગરાઓ એકઠા ન થઈ જાય તો મુંબઈની મહત્તા જ ઘટી જાયને ?

મોહને પોતાની તરફ આવી અજાણી આંખોના આક્રમણ થતાં જોયા અને તે મનમાં વિશેષ ઉશ્કેરાયો છતાં બહારથી બરફ જેવો બનીને તેણે કહ્યું : 'સુભગા, ચાલ હવે ઘેર ચાલ. રસ્તા વચ્ચે આવા દેખાવ કરવા તને છાજતા નથી.'

પણ જેમ મોહન વધુ ઠંડો પડ્યો તેમ સુભગા વધુ ઉશ્કેરાતી ગઈ. એના આ તોફાને જે તમાશાનું રૂપ પકડ્યું હતું, તેની તે મુખ્ય નાયિકા હોવા છતાં, એથી પોતાની નહિ પણ માત્ર મોહનની જ હાંસી થાય છે એમ તે માનતી હતી, અને તેથી મોહન પરનું પોતાનું વેર વળે છે એવું તેણે ધારી લીધું હતું. એટલે મોહનની સમજાવટને નહિ સ્વીકારતાં ફરીથી પણ તે મોટા અવાજે બોલવા લાગી. 'ભલે રસ્તા વચ્ચે દેખાવ થતો હોય, મને હવે તેની જરા યે પરવા નથી.'

એ શબ્દોની સાથે સાથે જ સુભગાની આંખોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં.

સ્ત્રીઓ શિક્ષિત હોય કે અશિક્ષિત, ગ્રામીણ હોય કે નાગરિક; પરંતુ લાગણી અને સ્વભાવે તેમનામાં ઘણી સમાનતા હોય છે, ખાસ કરીને આંસુની બાબતમાં. આંસુ એ સ્ત્રી જાતીની ઢાલ મનાય છે અને તેથી તેમણે ભલભલા પુરુષોને પાણી જેવા કરી નાખી મહાત [illegible].

સુભગાનાં આંસુ જોઈને મોહન પણ વધુ ઢીલો પડી ગયો. તેને લાગ્યું કે અત્યારની સ્થિતિમાં તે જરૂર વગર વિચાર્યું પગલું ભર્યા વિના નહિ રહે. કાંતો તે એકાદ ટ્રામ કે મોટર સામે કૂદી પડશે કે દરિયાનાં પાણીમાં ભૂસ્કો મારશે. માટે એને એકલી મૂકવી નહિ.

'જો તને કશાની પરવા નથી તો મારે પણ તેની પરવા નથી, પણ એ બધો હિસાબ આપણે ઘેર ચૂકવી લઈશું...' કહેતાં મોહને ફરીથી મજબૂત રીતે સુભગાનું કાંડું પકડયું.

પરંતુ સુભગા ત્યાંથી ખસવા તૈયાર નહોતી.

'ચાલ! એકદમ મૂંગી મૂંગી ઘેર આવે છે કે નહિ?'

મોહને આબાદ ગામડિયા ખેડૂતની જ અદાથી તેને હુકમ કર્યો. એ વખતે તેને તો બે ચાર તમાચા ચોડી દેવાની જ વૃત્તિ થઈ આવી હતી. અત્યારે એ બાર એટ–લો પટેલ જુવાનના દિલમાં પોતાના જન્મ સ્થાનના જૂના વાતાવરણના જ ભાવ જાગ્યા હતા.

સુભગાએ મોહનની આંખમાં જાગેલા એ ખેડૂતિયા ભાવો સળગતા જોયા અને તુરત જ તે મૂંગી બની ગઈ. જેમ એકાદ સરકસમાં, વીફરેલી વાઘણ એના શિક્ષાગુરુના હાથનો ચાબૂક અને વીજળીક સોટી જોતાં શાંત બનીને પાંજરામાં પેસી જાય છે. તેમ સુભગાએ પણ સીધા સીધા ચાલવા જ માંડયું.

ત્યાંથી એમનુ મકાન બહુ દૂર નહોતું એટલે બન્ને એક અક્ષર પણ બોલ્યા સિવાય ઘર તરફ ચાલવા લાગ્યાં.

બન્ને મૂંગા હતાં, છતાં પરસ્પર માટે ક્રોધ અને ધી[illegible]થી

બન્નેનાં હૈયાં જ્વાલામુખીની માફક અંદર અંદર સળગી રહ્યાં હતાં.

ઘેર પહોંચતાં જ ગુસ્સાથી સમસમી રહેલા મોહને એક ખુરશી પર ટોપી ફેંકી, બીજા પર ડગલો ફેંક્યો અને પલંગમાં જઈને પછડાયો.

બન્નેમાંથી કોઈ બોલતું નહોતું. મધરાત્રીની શાંતિ કરતાં પણ એ મૌન વધુ બીષણ લાગતું હતું.

મોહને પડખું ફેરવ્યું. સુભગા કયાં છે કે શું કરે છે તેની પણ તેણે દરકાર કરી નહિ પણ થોડાક વખત પછી ધીમેથી બારણું ઉઘાડવાનો અવાજ એણે સાંભળ્યો એટલે મોહનથી પડી રહેવાયું નહિ. એને લાગ્યું કે ગુસ્સાની મારી સુભગા કયાંક આત્મહત્યા કરી બેસશે તો ?

એ ભયને લીધે તે ઊઠીને બહાર આવ્યો અને દાદર તરફ જતી સુભગાને બોલાવી, ઊભી રાખી અંદર લઈ આવ્યો.

છૂપા જ્વાલામુખીની જેમ તેના હૈયામાં એ શિક્ષિત સમુદાયની સ્ત્રી તરફ ગુસ્સો સમસમી રહ્યો હતો. એક તો તે બધાંની વચ્ચે મારું અપમાન કરે અને ઉપરથી પાછી રીસાય? અને પાછા મારે જ તેને મનાવવા જવું પડે !

તે બારણાં બંધ કરીને ફરીથી સૂઈ ગયો.

થોડો વખત વળી ગમગીની ભરી શાંતિ પથરાઈ રહી પણ પાછળથી સુભગા કપડાં બદલી રહી હોય તેવું અવાજ પરથી મોહનને સમજાયું...વળી પાછી એટલી જ ગંભીર અને વિષાદમય શાંતિ છવાઈ.

મોહન સૂઈ રહ્યો હતો પણ તેને ઊંઘ આવે તેમ નહોતું. સૂતાં સૂતાં તે વિચારી રહ્યો હતો. આજે આખી રાત એનો ઊંઘવાનો વિચાર હોય તેવું લાગતું નથી, કદાચ આ નાટક આખીય રાત ચાલશે.

બહાર થીજવી નાખે તેવી કડકડતી ઠંડી પડતી હતી. બારી બારણાં બંધ કર્યા વિના ઘરમાં પણ રહી શકાય તેમ નહોતું, છતાં મોહનના સૂવાના ખંડમાં ઠંડીનું મોજું ચાલ્યું આવતું હતું તેથી મોહને આમતેમ જોયું.

ત્યારે તો માત્ર શરીર ઉપર એક ઝીણી સાડી જ રાખીને સુભગા ઉઘાડી બારીની પાસે બહાર માથું કાઢીને, જાણી જોઈ ને ન્યુમોનીઆનો ભય વહોરી લેતી હોય તેમ ઠંડી કાતીલ હવા શ્વાસવાટે ફેફસામાં ભરી રહી હતી.

મોહને એ જોયું અને વધુ કંટાળ્યો. તેને ભણેલી સ્ત્રી સાથે પરણવા માટે પોતાની ઉપર વિશેષ તિરસ્કાર થયો. 'આ સ્ત્રી મને ડરાવવા માટે જ આ બધું કરી રહી છે.' તે મનમાં બબડયો.

એક તરફથી ગુસ્સાની આગ સળગી રહી હતી, બીજી તરફથી તે આગને કાબૂમાં રાખી રીસાયલી, મરવાનો દેખાવ કરી રહેલી પત્નીને મનાવવાની તૈયારી કરવી પડતી હતી. મોહન જેવા ગામડાના ખેડૂત પુત્રને એ તલવારના ઘા કરતાં પણ વધુ આકરું લાગતું હતું.

છતાં તે મન પર અંકુશ મૂકીને સુભગાની પાસે ગયો. તેનો હાથ પકડીને જોરથી અંદર ખેંચી, બારી બંધ કરી દીધી. અને પછી તેણે કહ્યું : 'આ નાટક ક્યાં સુધી ચાલુ રાખવું છે?'

પત્થરની પ્રતિમા હોય તેમ સુભગા બોલ્યા કે ચાલ્યા વિના પોતાની સામે સ્થિર નજરે જોઈ જ રહી હતી.

એક વિપળ, બે વિપળ અને અષાઢના તોફાની મેઘના મોટાં ફોરાંની માફક એકએક છૂટાં વીણી લેવાય તેમ આંસુ ખરવા લાગ્યાં.

મોહનને લાગ્યું કે 'આ કરુણ નાટકનો અંત આવે તેમ નથી. આ ઝઘડો એમ ને એમ લંબાવવો ન હોય તો મારે જ એની આગળ કહેવું પડશે કે ચાલ બાપુ બધી જ ભૂલો મારી હતી. હવે મને માફ કર તો જ એ શાંત થશે.

પણ મોહનનો માની સ્વભાવ એને એ શબ્દો બોલવા દઈ શકે તેમ નહોતો. તે નિખાલસપણે માનતો હતો કે આજની તકરારમાં વાંક તેનો નહિ પણ સુભગાનો જ હતો. તેમ છતાં એને જ પાછા કરગરવા જવું તે તો એને પોતાની મર્દાઈ પર ઘા કરવા જેવું કારમું લાગ્યું.

'નહિ, નહિ, એને ફાવે તેમ કરી લે. મારાથી ખોટી રીતે એને મનાવાશે નહિ! શું વિના વાંકે હું એની માફી માગું, એને સમજાવું, મનાવું? એથી તો તે વધારે ચઢી વાગશે. હું એનો પતિ છું. પતિ છું માટે મારે એને દબાવવી નથી. એની સ્વતંત્રતા પર મારે તરાપ મારવી નથી. પણ મારે ય સ્વતંત્રતા છે ને? એના પર એ તરાપ મારે? ના! ના, મારાથી એ સહન નહિ થાય, પુરુષ થઈને એક સ્ત્રીને હું એટલો નમી નહિ પડું!'

તે જેમ જેમ આવો વિચાર કરતો ગયો, તેમ તેમ એની હઠ વધતી ગઈ.

'આના કરતાં તો આ ઘર જ છોડીને ચાલ્યા જવું તે શું ખોટું? આવી સ્ત્રી સાથે લગ્ન કરવાં તે કરતાં જાતે જ આત્મહત્યા કરવી વધુ સારી, એથી આટલી મનોવ્યથા તો વેઠવી ન પડે.'

એની વિચારણા અત્યારે 'બ્રેક' વિનાની દોડતી મોટર જેવી બની ગઈ હતી.

સુભગા તો હજુ એજ સ્થિતિમાં ઊભી હતી. તેણે ફરીથી સુભગા તરફ જોયું. અખૂટ ઝરામાંથી ટપકતાં હોય તેમ એની આંખોમાંથી હજુ ય અશ્રુ ટપકતે જ જતા હતા.

'આ તો કેમે કરતી છાની રહેવાની નથી.' મોહને વિચાર્યું. આ મૂંગુ નાટક જેટલું વિશેષ લંબાશે તેટલી પરિસ્થિતિ વધુ નાજુક અને અસહ્ય બનશે.'

મોહન સુભગાના સંબંધમાં વિચાર કરવા માગતો જ નહોતો. તેમ તેમ એના એ જ વિચારો ફરી ફરીને આવ્યા જ કરતા. વિચારો તોફાની મર્કટ જેવા હોય છે. એને જ્યારે ના પાડો ત્યારે જ તે વધુ તોફાને ચઢવાના.

પણ મોહન વધુ વખત એ ખેતમા બતાવી શકયો નહિ. સુભગાના આંસુએ છેવટે તેને પીગાળ્યો. એનું બધું જ અભિમાન, એની તમામ હઠ ઓગળી ગઈ. એના દિલમાં સુભગા માટે દયાની લાગણી જન્મી. 'હું એને સમજાવીને શાંત નહિ પાડું તો કોણ જાણે કયાં સુધી આ બધું ચાલ્યાં કરશે.'

છતાં એનાથી કૃષ્ણ રીસાયલી રાધાને મનાવતાં તેવાં મનામણાં કરી શકાય તેમ નહોતું.

'હવે બહુ થયું...હવે સૂઈ જા...!' જેમ તેમ કરીને તેણે કહ્યું. એટલા શબ્દો બોલતાં પણ એને પોતાની મર્દાઈ ઘવાતી હોય તેમ લાગ્યું.

અને તેણે એક ઓશીકું લાવી, સોફા પર નાખીને સુભગાને પલંગ સુધી મૂકી આવી સોફા પર શરીર લંબાવ્યું.

સુભગા પલંગની એક ઈસ પર નિર્જીવ પૂતળાની માફક બેઠી હતી. જાણે એ સાન – ભાન ભૂલી ગઈ હોય તેમ એની ઉઘાડી આંખ હેતુ વિનાના દીવાના માણસની માફક સામી દીશાએ સ્થિર થઈ ગઈ હતી.

મોહનના દિલને પણ જે વ્યથા થતી હતી તે સુભગાની વ્યથા કરતાં ઓછી નહોતી. પણ તે પુરુષ હોવાથી સ્ત્રીની માફક દેખાવ કરી શકતો નહોતો અને સુભગાનો વાંક હોવા છતાં તે આટલી હદ સુધી ઝઘડો લંબાવી રહી હતી, તેથી એની તરફનો ગુસ્સો મોહન પાસેથી વધુ નમ્રતા કે કોમળતાના આવિર્ભાવને જ સર્વથા અશક્ય બનાવી રહ્યો હતો.

બહાર ઠંડી સુસવાટાં મારી રહી હતી. સોફા પર સૂતેલા મોહને કશું જ ઓઢવાનું લીધું નહોતું તેથી એનાં હાડકાંની આરપાર સૂળની માફક ઠંડીની લહરનાં ભાલાં નીકળી જતાં હતાં.

પરંતુ સુભગાની ખાતર તે એ વેદના વેઠી રહ્યો હતો. મૌન રીતે છતાં સમવેદનાની ભાવનાથી.

તે જાગતો ક્યાં સુધી પડી રહ્યો તેની એને ખબર ન રહી. તે ક્યારે ઊંઘી ગયો તેનું યે એને સ્મરણ ન રહ્યું.

પરંતુ કંઈક અવાજ થતો સાંભળી વળી મોહનની આંખ ઉઘડી ગઈ. તે જાગ્યો છતાં ઊંઘેલો જ હોવાનો દેખાવ કરીને પડી રહ્યો. તેણે જ્યારે આંખ ઉઘાડી ત્યારે મોહન ઊંઘી ગયો છે એમ માનીને હાથમાં ધાબળી લઈને આવેલી સુભગા તેની બાજુમાં જ ઊભી હતી તે એણે જોયું. સુભગા કેટલી બધી મિનિટો સુધી નિંદ્રાધીન માનેલા મોહન તરફ ધારીધારીને જોઈ રહી. અને પછી તેણે ધીરેથી મમતાથી એના શરીર પર ગરમ કામળી ઓઢાડી.

## પ્રકરણ ૨૨ મું નજીક છતાં દૂર

**ધારાસભાની** ચૂંટણી નજીક આવી રહી હતી અને તે માટે સમાજવાદી પક્ષ તરફથી પ્રચારકામની સભાઓ શરૂ થઈ હતી.

મોહનને તે કામ માટે બે દિવસ માટે બહાર જવાનું હતું. ઘરમાં તકરાર થઈ તેને બીજે જ દિવસે આમ જવાનું થયું તેથી મોહન પણ રાજી થયો.

મોહને જ્યારે સુભગાને આ નાનકડી મુસાફરીની વાત કરી ત્યારે સુભગાએ જવાબમાં એક અક્ષર સુદ્ધાં ઉચ્ચાર્યો નહિ. પરંતુ મોહન બોલતો હતો તે જ વખતે તે તેની પાસેથી ખસીને બારી પાસે જઈને ઊભી રહી.

મોહને પણ સુભગાની પરવા કર્યા વિના ઘરમાંથી વિદાય લીધી.

મોહનને સુભગા પર ગુસ્સો ચઢ્યો હતો, તે એનાથી કંટાળ્યો હતો અને છેલ્લા ઝઘડા પછી તો તેણે સુભગાની સાથેનો સંબંધ જ તોડી નાંખવાનો નિર્ણય કર્યો હતો.

અલબત, એ નિર્ણય ગુસ્સાના આવેશનું જ પરિણામ હતું, છતાં ચૂંટણીના પ્રચારકાર્ય માટે જતી વખતે પણ તેણે પોતાના મન સાથે એવો જ નિર્ણય કર્યો હતો કે 'હું પાછો આવીશ ત્યારે પણ મારો એ જ નિર્ણય કાયમ હશે.'

છતાં વાતાવરણ પલટાતાં જ મોહનનો એ નિશ્ચય ડગવા માંડ્યો. તે જ્યારે ઘેર પાછો આવવા નીકળ્યો ત્યારે એના દિલમાં સુભગાના સંબંધમાં કોમળ લાગણીઓ જન્મી હતી. તેને ખાત્રી હતી કે 'સુભગા મારા વિના અટૂલી જેવી બની ગઈ હશે. તે આખી રાત ઊંઘી પણ નહિ હોય......અને મેં પણ અન્યાય તો કર્યો જ છે. એ બિચારી મારી પાછળ પ્રાણ પાથરી રહી છે, ત્યારે મેં જ એનાં મિત્રોની હાજરીમાં એને માઠું લાગે તેવું વર્તન ચલાવ્યું.'

અને તેથી મોહને પોતાની ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવાનો વિચાર પણ કર્યો. 'હું જ્યારે ઘેર જઈશ ત્યારે ચઢેલું મોઢું નહિ રાખતાં સુભગા સાથે હસી ખુશીથી વાત કરીશ, એની સાથે બે દિવસ પહેલાં ચલાવેલા વર્તન માટે હું દિલગીરી બતાવીશ, એથી એને તો ફરીથી સંસારમાં સ્વર્ગ ઉતર્યા જેવું લાગશે, અને હર્ષાશ્રુથી ચમકતી આંખો સાથે તે મને ભેટી જ પડશે.

આવા આવા વિચારો કરતો મોહન ઘેર આવ્યો. પણ ઘરમાં સુભગા જ નહોતી. તપાસ કરતાં મોહન જાણી શક્યો કે તે સવારથી બહાર ગઈ છે અને અત્યારે રાતના દસ વાગી ગયા હોવા છતાં પાછી વળી નથી.

એથી મોહને ઘેર આવતી વખતે સમાધાની માટે કરેલા વિચારો સૂર્ય પ્રકાશમાં અદૃશ્ય થતા અંધારાની માફક અદૃશ્ય થઈ ગયા. અને એને સુભગાની ઉપર ચિડ ચઢી.

છેક મધરાતે સુભગા ઘેર આવી. અને મોહન ઘરમાં છે એ જાણ્યા છતાં તે એને મળી નહિ. તે તો પોતાના ખંડમાં જઈ ધીમે ધીમે કપડાં બદલવા લાગી. એ જોઈ મોહનના દિલમાં તેના સંબંધમાં જે કોમળતા જન્મી હતી તે કોમળ લાગણીઓનું સ્થાન વેરના વિચારોએ લીધું. 'હજુ પણ એને જ ટંટો ચાલુ રાખવો છે... ભલે તો તેમ જ થાઓ.' તે ફૂંફાડા મારતો મનમાં ને મનમાં બબડવા લાગ્યો.

ધીરે રહીને સુભગા મોહનના ખંડમાં આવી, અને મોઢા પર લાગણીનો કોઈ પણ ભાવ બતાવ્યા સિવાય તેણે બરફ જેવા ઠંડા ભાવે પૂછ્યું: 'તમે તો વહેલા ઘેર આવી ગયા લાગો છો.'

મોહને પણ તેટલી જ ઠંડાઈથી કહ્યું: 'હા.'

મોહને તો માન્યું હતું કે, સુભગા એમ કહેશે કે: 'મને તારા વિના જરા પણ ફાવ્યું નહિ.' અને પછી તે એમની વચ્ચે થયેલી તકરારની વાત કાઢશે, એનાથી તે વખતે રડી દેવાશે, એટલે હું એને મનાવીશ, સમજાવીશ, એનાં આંસુ લૂછી એની આંખો ચૂમીશ, એને હૈયાના ઝુલે ઝૂલાવીને કહીશ કે 'સુભગા, વહાલી, જે બન્યું તે ભૂલી જા. એમાં તારો નહિ પણ મારો જ વાંક હતો. પણ હવે આપણે ફરીથી એવું કદી યે નહિ કરીએ.' પછી સુભગા પહેલાંના જેવી જ હસતી, રમતી આનંદની પૂતળી બની જશે.

પરંતુ સુભગા તો પર્વતશી અડોલ અને બરફશી ઠંડીગાર હતી. મોહનની ગેરહાજરીથી એને જરા પણ દુઃખ થયું હોય તેવો એક પણ ભાવ એના વદન પર જણાતો નહોતો. તેણે મોહનની સામે મીટ માંડીને જોયું પણ નહિ.

'મને ઊંઘ આવે છે.' કહીને પછી તો તે તુરત જ પોતાના સૂવાના ઓરડા તરફ ચાલી ગઈ.

એથી મોહનને વધુ ચિડ ચઢી, અને સુભગાને મનાવવાના અને સમજાવવાના તેણે જે જે વિચારો રચી રાખ્યા હતા તેને તેણે પોતાના મનમાંથી સાપ કાંચળી ખંખેરી નાખે તેમ ખંખેરી નાખ્યા. એ પણ તેની અવગણના કરવાની જ હઠે ચઢ્યો. 'જો એને પોતાની જીદ છોડવી નથી, તો પછી હું શા માટે તેને નમતો જાઉં?' તેણે નિર્ણય કર્યો. 'મારે તો જોઈતું હતું તે આપોઆપ મળી રહ્યું છે. હવે મારાથી શાંતિથી લેખ લખી શકાશે, તે માટે વિચાર કરી શકાશે.'

અને તે ટેબલ આગળ જઈ લેખન સામગ્રી તૈયાર કરી લખવા બેઠો. પરંતુ મનની શાંતિ વિના વિચારોનો મેળ મળે નહિ અને હૈયામાં ગમે તેટલા ભાવ ભર્યા હોય છતાં તે અક્ષરદેહ ધારી શકે નહિ.

મોહને લખવા તરફ ધ્યાન આપવાનો પ્રયાસ કર્યો પણ એનું ચિત્ત વળી વળીને સુભગા શયનખંડમાં શું કરતી હશે તે જાણવા તરફ દોડવા લાગ્યું. જેમ જેમ તે એ કુતૂહલતાને રોકવાનો આગ્રહ કરતો, તેમ તેમ તે બેવડું બળ કરતી.

'અંદરથી કશો ય અવાજ કેમ આવતો નથી?' તેના વિચારે વાચાનું સ્વરૂપ પકડ્યું. 'શા માટે સુભગા આટલી જીદ કરે છે? તે શા માટે સમાધાન કરવા તત્પર થતી નથી? જરુર એને મારી પરવા જ નથી. જો તેમ ન હોત તો તે આટલી લાગણીવિહીન ન જ હોત.

વિચારોની આ પરંપરા ફ્લાઈંગ રાણીની ઝડપે દોડી રહી હતી અને તે જે લેખ લખવા માગતો હતો તેને લગતા વિચારો છેક જ વેરવિખેર બની ગયા હતા.

છેવટે તે કંટાળ્યો અને ખુરશી પરથી ઊઠી આમતેમ આંટા મારવા લાગ્યો. બહારથી તે શાંત દેખાતો હતો છતાં ઉશ્કેરાટથી તેનું અંતર સમસમી રહ્યું હતું.

સુભગાનો પડખું બદલવાનો ય અવાજ સંભળાયો નહિ એટલે તેને ચિંતા થવા લાગી. તેણે ઝહેર–બહેર તો લીધું નહિ હોય ને? ભણેલી સ્ત્રીઓ અભણ બાયડીઓ કરતાં બહુ જ ઊર્મિલ, હઠીલી અને સ્વમાની હોય છે...એવો વિચાર કરતો કરતો મોહન કશાક કામનું નિમિત્ત શોધીને સુભગાવાળા ખંડમાં ગયો.

સુભગા જડ માનવીની માફક કબાટની આગળ સ્થિર ભાવે ઊભી જ હતી. તેણે મોહનને અંદર આવતાં જોયો, અને તુરત જ કંઈક કપડાં શોધતી હોય તેમ કબાટનાં ખાનાં ફેંદવા લાગી.

મોહન છેક તેની બાજુમાં જઈને ઊભો રહ્યો, પણ બોલ્યો નહિ. સુભગાની નાજુક દેહલતા, એનો મનોહર ચહેરો, એની લાંબી કેશાવલી જોતો તે મનમાં ને મનમાં વિચારવા લાગ્યો: 'માત્ર બે જ દિવસ પહેલાં એ બધું મારું હતું. સુભગા આટલી સ્વમાની છતાં મારી દાસી સુદ્ધાં બનવામાં મગરુરી માનતી હતી...પણ અત્યારે આટલી નજીક છતાં તે મારાથી હજારો ગાઉ દૂર છે. આજે તે મારી નથી. કદાચ હું એને સ્પર્શ પણ કરું તો તે બૂમ પાડી ઊઠે......'

સુભગાએ તે દિવસે ભપકાદાર વસ્ત્રો સજ્યાં હતાં. મોહને પહેલી જ વખત એ જોયું અને તે વધુ ચિડાયો: 'અમારી વચ્ચે તકરાર થઈ છે તેની યે એને કશી જ પરવા નથી. એમ ન હોત તો આજે તેણે આટલો ભપકો માર્યો ન હોત અને આટલો ઠઠેરો કર્યો ન હોત......'

કેટલો બધો વખત બન્ને જણાં બાજુ બાજુમાં બોલ્યા ચાલ્યા વિના જ ઊભાં રહ્યાં.

પણ પછી મોહનને કદી જોયો પણ ન હોય અને તેને ઓળખતી જ ન હોય તેટલી બેતમાથી, તેટલી તટસ્થતાથી, તેટલી કાતિલ ઠંડી રીતે તેણે એની સામે જોઈને પૂછ્યું : 'આપને કંઈ જોઈએ છે ?'

'મારાં કફનાં બટન જોઈએ છે.' માત્ર બોલવાની ખાતર મોહને બોલી નાખ્યું. પરંતુ તેના બદન પરના ભાવ કહી આપતા હતા કે તેને એ વખતે બટનની કશી જ જરૂર નહોતી.

'અંદરના ખાનામાં લાલ ડબ્બીમાં છે.' કહીને વળી પાછી સુભગા કપડાં શોધવા લાગી.

મોહન બહાર ચાલ્યો ગયો.

તે રાત્રે પણ તેઓ જુદા જુદા ખંડમાં સૂઈ ગયાં.

ત્રીજા દિવસનું વાતાવરણ વધુ ગૂંગળાવી નાખનારું હતું, નહિ તકરાર, નહિ બોલચાલ, નહિ છેડછાડ, નહિ હઠનો ત્યાગ એ સ્થિતિ સહુ કરતાં વિશેષ ગૂંગળાવી નાખનારી હોય છે. ઘરમાં બન્ને માણસો હોય, તે વખત બોલવાની ઇચ્છા હોય છતાં બોલાતું ન હોય, તે વખતનું મૌન પ્રલયકાળ પછીના મૌન જેટલું ભીષણ બને છે.

સાંજ પણ સવારના જેટલી જ ગૂંગળાવનારી હતી. મોહન ઑફિસમાંથી આવીને ઘરમાં બેઠો હતો, પરંતુ કોઈ કોઈને બોલતું નહોતું. આ ઝઘડો જેટલા કલાક વધુ લંબાતો હતો તેટલું તે બન્નેની વચ્ચેનું અંતર વધતું જતું હતું.

એટલામાં કિશોર આવ્યો. તેને જોતાં જ બહુરૂપી મુખવટો બદલી નાખે તેટલી જ ઝડપથી સુભગાના વદન પરના વિષાદના ભાવ બદલાઈ ગયા અને ત્યાં સ્મિતની ઉષા ચમકવા લાગી.

'કિશોર ચહા પીશને?' સુભગાએ એ ત્રણ જ શબ્દોમાં કોમળતા, મમતા અને લાગણી એવી અદાથી બતાવ્યા કે મોહનના રોમેરોમમાં તે વીંછીના ડંખનાં તીર બનીને ભોંકાયાં.

'આટલી પ્રેમાળ અને કોમળ સ્ત્રી આટલી કઠોર કેમ બની શકતી હશે?' એ વિચારનો ઉત્તર મોહનને સૂઝયો નહિ. તે મનમાં ને મનમાં જૂની કાવ્ય પંક્તિ બબડવા લાગ્યો:

'વજ્રથી યે કઠણુ અને
 પુષ્પથી યે કોમળાં,
કો જાણે સ્ત્રીઓ કેરાં
 એવાં એ દિલને ખરાં?'

ફરી ફરીથી તે બેધ્યાનપણે 'એવા એ દિલને ખરા?' એ ટુંક કેટલી યે વખત બોલી ગયો.

બીજી તરફ સુભગા અને કિશોર સામસામાં બેસીને વાતો કરી રહ્યાં હતાં. તેમને મોહનની હાજરીની દરકાર સુદ્ધાં ન હતી.

એમના એ જાતના વર્તાવથી મોહનનું જીગર ભડકે બળવા લાગ્યું.

એ બૅરીસ્ટર હતો, શિક્ષિત હતો, સમાજવાદી હતો, પોતાની સ્વતંત્રતા જેટલી જ સ્ત્રીઓની સ્વતંત્રતાને સન્માનતો એટલે તેણે સુભગાને એ રીતે તેના પુરુષ-મિત્ર સાથે વાત કરતાં રોકી નહિ, પણ જાતે જ ઊઠીને બીજા ખંડમાં ચાલ્યો ગયો. જતાં જતાં તેણે તીરછી નજરે પાછળ જોયું. સુભગા તે વખતે મોહનની પાછળ

જોઈ રહી હતી. એની એ દૃષ્ટિમાં મોહને પોતાની તરફની મમતાના ભાવ જોયા અને તે વધુ મૂંઝાયો. 'આ સ્ત્રીને સમજવી કેટલી મુશ્કેલ છે?'

મોહન ગયો અને સુભગાની કિશોર સાથેની વાત પણ લુખ્ખી પડી ગઈ.

મોહને અંદરના ખંડનું બારણું બંધ કરતાં કરતાં માત્ર બાહ્ય વિવેકની ખાતર કહ્યું: 'મને માફ કરજો, મારે થોડુંક લખવાનું છે.'

અંદર ગયા પછી તે સુભગાના વર્તનનું પૃથક્કરણ કરી રહ્યો હતો: 'એક બાજુથી મારી તરફની આટલી બેદરકારી અને વળી મારી તરફ જોવામાં આટલી સહૃદયતા? કોણ જાણે આ સ્ત્રીમાં શું શું ગૂઢ ભર્યું છે?'

આમ એક બે મિનિટ નહિ વિતી હોય, તેટલામાં કુતૂહલ વૃત્તિથી તેણે જરા યે અવાજ ન થાય તે રીતે બારણું થોડુંક ઉઘાડયું.

તે વખતે કિશોર કે સુભગા બેમાંથી કોઈ બોલતું નહોતું. એકાદ માણસને ચિડવવા માટે જ બે માણસો વાત કરતાં હોય અને તે ત્યાંથી ચાલી જાય એટલે પેલા બે જણાંની વાતો કરવાની વૃત્તિ ઓસરી જાય એવો જ મામલો અહીં બન્યો હતો.

પોતે શું કરી રહ્યો છે, શા માટે આમ કરે છે તેની કશી યે સમજ ન હોય તે રીતે મોહને બહુ અવાજ થાય તે રીતે ખુરશીને ટેબલ આગળ ખસેડી, અને છતાં ઊભા ઊભા જ તે ટેબલ પરના કાગળો બહાર સુધી અવાજ સંભળાય તેમ આમ તેમ ફેરવવા માંડયા. એણે બધો દેખાવતો લખવા બેસવાનો કર્યો હતો, છતાં તેનાથી

ખુરશી પર જ બેસાયું નહિ. તેનું શરીર ખુરશી પાસે ઊભું હતું, પણ ચિત્ત તો આગલા ખંડમાં થતો વાર્તાલાપ સાંભળવા તરફ રોકાયું હતું.

કોઈક ત્રીજા જ ઈન્સાન માટે વાતો કરતાં હોય તે રીતે આગલા ખંડમાં કિશોર અને સુભગા હવે વાતો કરતાં હતાં. મોહન, કાન માંડીને તે વાતો સાંભળી રહ્યો હતો. અલબત્ત, એ બધી વાતો તે સાંભળી શક્યો નહિ પણ તૂટક તૂટક શબ્દો એના કાને અથડાયા.

સુભગા હવે બોલતી નહોતી, બોલતો હતો માત્ર કિશોર, તે પણ ધીમા અવાજે: 'એટલો વિચાર તો કર...સાત સાત વર્ષો...હજુ તારી ખાત્રી થતી નથી...બીજું કશું જોઈતું નથી...દુઃખમાં તારી સાનિધ્યમાં જ રહીને...મદદગાર બનવા માગું છું...જે કાળજી ન કરે તે બધું મેળવે...આટઆટલી કાળજી છતાં મને તું સમજવા પણ તૈયાર...કાલની રાત મારા જીવનની ધન્ય ઘડી હતી...તને તો તેનું કશું યે નથી......

'ના...' સુભગાનો અતિ ધીમો અવાજ સંભળાયો. મોહને શ્વાસ લેવો પણ બંધ કર્યો. 'હવે આ બધું છોડી દે...હું તારે પગે પડું છું...કિશોર...તેં મને...વચન આપ્યું...'

'જલવિહોણા રણમાં તરસે મરતા માણસને જળનું એક બિંદુ મળે અને તે પોતાની તૃષા છીપાવવા વધુ બિંદુઓની ઈચ્છા રાખે તેમાં તેનો શું વાંક?' કિશોર જરાક મોટા અવાજે બોલી ગયો. પણ પોતાની એ ભૂલ સમજાઈ હોય તેમ તુરત જ તેણે પોતાના અવાજને એટલો બધો ધીમો કરી નાખ્યો કે પ્રયત્ન કરવા છતાં પણ મોહન તેમાંનો એક અક્ષર સુદ્ધાં સાંભળી શક્યો નહિ.

ત્યાં તો સુભગાનો ધીમો છતાં ભય મિશ્રિત અવાજ સંભળાયો. 'ના ના કદી નહિ...એ અવાજ હવે વધુ મક્કમ બન્યો, એ કદી યે બનવાનું નથી.'

'એ સુભગાનાં જ પગલાનો અવાજ છે, મોહન બબડયો તે વખતે સુભગા સોફા પરથી ઊઠીને આમ તેમ ફરતી હતી. તેણે બીજા ખંડમાં સાંભળી શકાય તેવા અવાજે કહ્યું: 'મારે એક મિત્રની સાથે નાટકમાં જવાનું છે!'

એની પાછળ કિશોરના પણ મોટેથી બોલાતા શબ્દો સંભળાયા: 'શનિવારના ખેલની ટિકિટો મેં અત્યાર પહેલાં રીઝર્વ કરાવી છે.

તે જ વખતે સુશીલા પોતાની એક ખૂબસુરત બહેનપણી સાથે ત્યાં આવી ચઢી.

'આ બાજુથી જતી હતી એટલે તને બે મિનિટ મળી લઉં એમ થયું...' તેણે બારણામાં પ્રવેશતાં જ સુભગાને કહ્યું.

'બહુ સારું કર્યું, કહીને સુભગાએ તેને બે હાથ પકડીને સોફા પર બેસાડી અને તે પણ એની બાજુમાં બેઠી.

પછી તો એમની વચ્ચે મોટેથી વાતો થવા લાગી. મોહનની છૂપી વાતો સાંભળવાની આતુરતા તેટલે અંશે ઓછી થઈ ગઈ.

ત્યાં તો બહારથી ચહાના પ્યાલા રકેબીઓનો ખડખડાટ સંભળાયો. પોતાના જ મકાનમાં પોતે એક ઓરડામાં ચોરની માફક કેદ પૂરાઈને બેઠો હોય અને બાજુમાં જ ગૃહિણી મહેમાનો સાથે ચહાની મિજબાની ઉડાવી રહી હોય તે કયા પુરુષથી સહન થાય?

મોહન ચહાની તૈયારી થતી સાંભળીને ધૂંધવાઈ રહ્યો હતો. તેટલામાં વચલો દરવાજો ઉઘડયો, તેમાંથી સુભગાનું સ્મિત ભર્યું

મુખડું દેખાયું અને સાથે સાથે જ તેનો મીઠો ટહુકાર પણ સંભળાયો : ' ચાલો, ચહા પીવા. '

અને રખેને ચિડાયલો મોહન કંઈક બોલી નાખે, એ ભયથી સુભગા એટલું આમંત્રણ આપીને તુરત જ બીજા ખંડમાં ચાલી ગઈ.

મોહન પણ સમજી ગયો કે, મુખ પરનું આસ્મિત, અવાજમાંની આ મીઠાશ અને જાણે કશું યે બન્યું ન હોય તેવો સુભગાનો આ બાહ્ય સ્વાંગ માત્ર મહેમાનોની હાજરી પૂરતા નાટકનો આડંબર જ હતો.

મોહને પણ એવું જ નાટક ચાલુ રાખ્યું. તે બહાર આવ્યો, અને મહેમાનોને વંદન કરી ટેબલ આગળ બેઠો.

જીવનમાં માનવીઓને ઇચ્છાએ કે અનિચ્છાએ અનેક વખત રંગભૂમિનાં નટ – નટીના પાઠ ભજવવા પડે છે.

છતાં મોહનથી મહેમાનો સાથે આનંદથી વાતચીત કરી શકાઈ નહિ. તે તરફ જરા યે ધ્યાન આપ્યા વિના સુભગા, કિશોર અને સુશીલાએ તો ચહા પીતાં પીતાં ખૂબ જ ગમ્મત કરી.

મોહન કોઈક ત્રાહીત માણસની માફક આ બધું જોઈ રહ્યો હતો.

કિશોર બધાં સાથે વાતોમાં ભળતો હતો, પણ જ્યારે તે વાત કરતો ન હોય ત્યારે સુશીલાને પેલી ફૂટડી મિત્ર તરફ તે ધારી ધારીને જોતો હતો.

મોહનનું ધ્યાન તે તરફ હતું. એટલું જ નહિ પણ કિશોરની કાતિલ નજરનો શિકાર બનનારી પણ એક બે વખત તે જોઈ ગઈ હતી, અને અજાણ્યાં માણસોમાં હોવાથી તે શરમાતી પણ હતી. સુભગાની બારીક દૃષ્ટિથી આ છૂપું રહી શક્યું નહોતું.

છેવટે સુશીલા, એની મિત્ર અને કિશોર સહુ ઊઠ્યાં અને તેમણે યજમાનોને વંદન કર્યાં ત્યારે સુભગાએ ઈશારતથી કિશોરને થોભી જવાનું સૂચન કર્યું.

સુશીલા અને તેના મિત્રના ગયા પછી સુભગાએ કિશોરને ગેલેરીમાં લઈ જઈને કહ્યું : 'તું તો કહેતો હતો કે મારા સિવાય બીજી કોઈ પણ સ્ત્રીમાં તને રસ નથી, અને પેલીની સામે તું કેવી રીતે જોતો હતો?'

કિશોરે પોતાનો બચાવ કર્યો.

પણ સુભગા તેથી છેતરાય તેમ ન હતી. તેણે કહ્યું : 'તને માઠું લગાડતાં મને બહુ જ દુઃખ થાય છે, પણ તારા આવા વર્તનથી મારા દિલને કેટલું બધું દુઃખ થાય છે......'

'તને દુઃખ થાય છે?...' કિશોરના એ કટાક્ષભર્યા શબ્દો મોહન પણ સાંભળી શક્યો, પરંતુ તેટલામાં તો કિશોર દાદરો ઊતરી ગયો.

અને સુભગા જ્યારે અંદર આવી ત્યારે એના વદન પરથી આનંદ અને ઉત્સાહના ભાવો અદ્રશ્ય થઈ ગયા હતા. તે પાછી પહેલાંના જેટલી જ એતમા અને લાગણીવિહીન ઠંડી બની ગઈ હતી.

અંદર આવતાં વેંત જ તેણે ત્રીજા માણસની સાથે વાત કરતી હોય તે રીતે કહ્યું : 'હું બહુ જ કંટાળી ગઈ છું. હું હવે સૂઈ જાઉં છું.'

## પ્રકરણ ૨૩ મું — વિચારવાયુ

સુભગા જીદ છોડતી નહોતી, મોહનની હઠ પણ તેમ તેમ વધતી જતી હતી. એથી બન્ને વચ્ચેનું અંતર તેઓ નજીક હોવા છતાં દિવસે દિવસે વિશેષ અને વિશેષ વધતું જતું હતું. તેઓ અને ત્યાં સુધી એક બીજાની સાથે વાત જ કરતાં નહિ. વાત કરવી જ પડે તો આડું જોઈને જ ન છૂટકે બોલી નાખતાં.

એક દિવસ મોહને સુભગાને બારી આગળ ઊભેલી જોઈ અને તેણે કંઈક પૂછ્યું.

સુભગાએ બારીની બહાર જ જોયાં કરતાં ન છૂટકે જવાબ આપ્યો. એ વખતે સુભગાની આંખોમાંથી અશ્રુ વહી રહ્યાં હતાં.

આવી મૂંઝવનારી દશા કોઈને પસંદ નહોતી, છતાં બન્નેમાંથી એક પણ જીદ છોડવા તૈયાર નહોતું; એટલે મોહને ઑફિસે જતી વખતે ક્યારે પાછો આવશે તે કહેવાનું છોડી દીધું અને સુભગાએ પણ તે પૂછવાનું માંડી વાળ્યું. છતાં જ્યારે જ્યારે મોહન બહાર જતો ત્યારે

ત્યારે સુભગા તેની તરફ જોઈ રહેતી. એની દૃષ્ટિમાં ત્યારે ભય અને શંકા તરવરતાં દેખાતાં.

આનું પરિણામ પછી એ આવ્યું કે મોહન જ્યારે જ્યારે રાત્રે મોડો ઘેર આવે, ત્યારે સુભગા સૂઈ ગયેલી જ હોય અને મોહનને રસોડામાં ઢાંકી રાખેલી થાળીમાંથી ભોજન કરી લેવાનું હોય.

સુભગાએ પોતે તો હરવા ફરવાનું માંડી જ વાળ્યું હતું. કિશોર તેને ઘણો આગ્રહ કરતો છતાં તે એને પણ ના જ પાડતી. મોહન અને સુભગા વચ્ચેના આ વિક્ષેપનો લાભ કિશોર લેવા માંગતો હતો. તે બેની વચ્ચે પડેલા અંતરને પોતાનાથી પૂરવા માંગતો હતો. એથી તે લગભગ દરરોજ સુભગાને મળવા આવતો અને તેની સાથે એવું વર્તન બતાવતો કે, સુભગાને પણ ઘણી વખતે એમ થતું કે: 'મોહન માટે હું પ્રાણ-ન્યોછાવર કરવા તૈયાર છું ત્યારે એને મારી દરકાર નથી, ત્યારે કિશોરને હું હડધૂત કરું છું છતાં તે મારે સારૂ પ્રાણ પાથરી રહ્યો છે.'

અને એ વિચારની સાથે સાથે જ ઇચ્છાશક્તિનો વિરોધ કરીને કેટલાક કોમળ ભાવ સુભગાના માથામાં જાગી જતા.

આ જાતના વિચારથી પણ સુભગા કંપી ઊઠતી. એવા વિચારો પોતાને થાય તેને પણ તે પોતાના વિશુદ્ધ ચારિત્ર્યને માટે કલંકરૂપ માનતી અને તેટલે અંશે પોતાની પતિભક્તિમાં ઊણપ જોતી. પરંતુ મોહન જીદ છોડતો નહોતો, પોતે મોહન તરફના મનોભાવનાની જ સૃષ્ટિમાં એટલી મગ્ન રહેતી કે પોતાની હઠ ચાલુ રાખીને પોતાના જ સંસારમાં કંટક વેરી રહી હતી. અને જેને તે પ્રાણ કરતાં ય અધિક પ્રિય ગણતી તે મોહનના દિલને ય દુ:ખી કરી રહી છે એટલો વિચાર સુદ્ધાં એને થતો નહિ. એને મન તો તમામ વાંક મોહનનો જ જણાતો.

આ પરિસ્થિતિમાં ધીરે ધીરે સુભગાને કિશોર તરફ કોમળભાવ બતાવવાની લાગણી થઈ અને એ લાગણી ટેવનું રૂપ પકડતી ગઈ. જો કે એ વસ્તુસ્થિતિ તેને પોતાને જરાય પસંદ નહોતી, છતાં મોહનની જીદને લીધે અને એના સંબંધની પોતાની ઊલટી ગણતરીને લીધે સુભગાએ કિશોર સાથેના આ જાતના સંબંધથી મોહનને વધુ ચિડવવો એ જ વિચાર ગોઠવ્યો હતો.

લગ્નજીવનમાં મતભેદને કે નજીવી તકરારને સ્થાન જ નથી અથવા ન હોવું જોઈએ એમ કહેવું કે માનવું તે તો નર્યો દંભ જ છે. પતિ–પત્ની વચ્ચે મતભેદ પણ પડે અને તકરાર પણ થાય. પરંતુ એ મતભેદ અને એ તકરારો એવાં હોય છે કે બીજે દિવસે જ ભૂલાઇ જાય અને 'હતાં તેવાં પાછાં વરવહુ અમે તો બની ગયાં.' એ ચિત્ર જોવા મળે. પરંતુ સુભગા એમ જ માની બેઠી હતી કે: 'મોહન પોતાની જ ખોટી જીદથી કજીઓ ચાલુ રાખે છે. અને હું એના માર્ગમાં આડખીલીરૂપ હોઉં તેમ તે હવે તો મારી તરફ તિરસ્કાર જ બતાવે છે.'

મોહન માનતો કે: 'સુભગા જ પોતાની જીદ પકડી રાખે છે. તે જ્યારે ને ત્યારે અનેક માણસોની વચ્ચે મારું અપમાન કરે છે અને તેને તે માટે પશ્ચાતાપની સહેજ પણ લાગણી થતી નથી.'

આથી બન્ને ઘરમાં હોય તો પણ પોતપોતાના કામમાં રોકાવાનો દેખાવ કરતાં, એથી બંનેને પુષ્કળ કંટાળો આવતો અને ઘણી વખત તેમને એમ પણ લાગતું હતું કે: 'આ સ્થિતિ લાંબો વખત ચાલી શકે નહિ. કાં તો અમારે એક બીજાની સાથે સમાધાન કરી લેવું જોઈએ, અથવા તો હંમેશને માટે એક બીજાથી છૂટાં થઈ જવું જોઈએ.'

પણ સમાધાન થાય શી રીતે? એની પહેલ કોણ કરે? હવે તો એ પણ બન્ને માટે પ્રતિષ્ઠાનો વિષય બની બેઠો હતો. એટલે મોહન બને ત્યાં સુધી દરરોજ ઘેર જ મોડો આવતો. છતાં જ્યારે જ્યારે એને તડજોડ કરી લેવાનો વિચાર થતો ત્યારે એની સાથે સાથે જ બીજો વિચાર અંદરથી બળ કરીને ફૂટી નીકળતો: 'આ સ્ત્રી સાથે—આટલી હઠીલી, જીદ્દી અને છેક જ માનવતાવિહોણી સ્ત્રી સાથે સમાધાન? એ સમાધાનની વાતનો ય તે તિરસ્કાર નહિ કરે એની શું ખાત્રી?' અને મોહન તરત જ એ વિચાર માંડી વાળતો.

શનિવારે રાત્રે સુભગાએ ન છૂટકે કિશોર અને મિત્રમંડળી સાથે નાટકમાં જવાનું નક્કી કર્યું હતું. તે રાત્રે સુભગાએ કોણ જાણે કેમ પણ સારામાં સારી સાડી અને બ્લાઉઝ કાઢ્યાં. એ જોઈને મોહનના દિલમાં એક પ્રકારની અદેખાઈની લાગણી થઈ આવી.

તેણે ધીમે રહીને પૂછ્યું: 'ક્યાં જાય છે કે શું?' પોતાના લાંબા વાળ હોળતાં હોળતાં સુભગાએ કહ્યું: 'હું આજે કિશોર સાથે નાટક જોવા જવાની છું.'

મોહન કંઈ બોલ્યો નહિ છતાં મનમાં મનમાં તે ચિડાતો અને અદેખાઈથી બળતો હતો.

નાટકના સમય પહેલાં કિશોર સુભગાને તેડવા આવ્યો અને જાણે મોહનનું અસ્તિત્વ જ ન હોય તે રીતે સુભગા તેની સાથે હસતી, ગમ્મત કરતી, વાતો કરવા લાગી. એથી કંટળીને મોહન બહાર જવા માટે કપડાં પહેરવા લાગ્યો.

મોહનની એટલી ખાત્રી હતી કે: 'ભલે સુભગા કિશોર સાથે પરિચય રાખતી હોય, છતાં તેનું ચારિત્ર્ય નિર્મળ છે અને નિર્મળ જ

રહેવાનું; એટલે તે તકરાર વધારવા માટે કિશોરને પોતાને ઘેર આવતાં અટકાવતો ન હતો.

સુભગા દેખીતી રીતે કિશોર સાથે વાતો કરતી હતી પરંતુ તેનું ધ્યાન મોહન તરફ જ હતું. મોહનને કપડાં પહેરીને તૈયાર થએલો જોતાં જ તે એની પાસે ગઈ. 'ફરી પાછા બહાર જાઓ છો?' તેણે પૂછ્યું. એ શબ્દોમાં મીઠાશ કરતાં કર્કશતા વધુ હતી. અને તે શબ્દો બોલતી વખતે સુભગાના મુખ પરના આનંદના ભાવ અદૃશ્ય થઈ ગયા હતા.

મોહનને તે વખતે પારાવાર ગુસ્સો ચડ્યો. પોતાના હૃદયના ધબકારા હમણાં બંધ પડી જશે એવું તેને લાગ્યું. ઘણે દિવસે તેઓ બન્ને આટલાં નજીક અને સામસામાં ઊભા રહીને વાત કરતાં હતાં.

'હા, હું બહાર જાઉં છું.' બહારથી શાંત દેખાવા છતાં તે વખતે મોહનના હૈયામાં જ્વાલામુખી સમસમી રહ્યો હતો.

'અને જો હું તમને ઘેર રહેવાનું કહું તો?'

'શા માટે?'

'અમસ્તી જ.'

ખરી રીતે સુભગાના દિલમાં કિશોર સાથે નાટકમાં જવાની ઇચ્છા નહોતી. તેનો વિચાર કોઈ રીતે મોહનને સમજાવી લેવાનો હતો; પરંતુ શિક્ષણ અને સંસ્કારથી સ્વમાની બનેલી વિવેકાવિવેકના સંયમવિહોણી સુભગાથી એકાએક જીદ છોડી શકાતી નહિ એટલે તે દિલનો ખુલાસો કરતાં અચકાતી હતી.

મોહનને ય એમ થઈ ગયું કે: 'તડજોડ માટે આ વખત ઠીક છે. માટે સુભગાને એમજ કહી દઉં કે: 'મારે બહાર જવું છે. છતાં

જો તું મને ઘેર રહેવાનું જ કહેતી હો, તો હું બહાર ન જતાં તારી ખાતર ઘેર રહીશ.'

પરંતુ સુભગાની વાત કરવાની રીતથી મોહન પણ હઠે ભરાયો. 'એ સ્ત્રી થઈને જો આટલી હઠ પકડી રાખે છે, તો શું હું પુરુષ એક સ્ત્રીથી પણ ગયો?'

એ વિચારના પ્રવાહમાં સમાધાનના વિચાર તણાઈ ગયા, અને તેણે પૂછ્યું : 'શા માટે મારે ઘેર રહેવું જોઈએ ? એનું કંઈ કારણ?'

'ત્યારે' સુભગા શબ્દો ગોઠવી ગોઠવીને બોલતી હોય તેટલી કાળજીપૂર્વક બોલી, 'આપણી વચ્ચેના ખટરાગ પછી મારી આટલી સાદી સીધી નમ્ર માગણીનો પણ તમે સ્વીકાર કરવા તૈયાર નથી એમજ ને?'

સુભગા એટલા શબ્દો બોલતાં બોલતાં હઠીલી સ્ત્રીના મૂર્તિમંત જેવી બની ગઈ.

'પણ મારે શા માટે ઘેર રહેવું તે તો કહે......અને ધાર કે કદાચ હું ઘેર રહું તો......' મોહને કહ્યું.

પણ અત્યારે તો સુભગાના હૈયાને ચોટ વાગી ગઈ હતી. ત્યાંથી એકદમ બહાર નીકળી જતાં જતાં તેણે કહ્યું : 'જાઓ' અને બહાર આવીને તુરત જ કિશોર સાથે ને નીચે ઉતરી ગઈ.

નાટકશાળામાંથી તે આવી તે વખતે મોહન જાગતો બેઠો હતો છતાં તેની સામે પણ ન જોતાં તે સીધી પોતાના ખંડમાં ચાલી ગઈ.'

તેણે કપડાં બદલવાની તૈયારી કરી, પણ સાડી અને બ્લાઉઝ

કાઢીને પલંગ પર નાખ્યાં અને તે અરિસાની સામે પોતાને જોતી ઊભી જ રહી ગઈ. અને બીજી સાડી લેવાનું ધ્યાન કે ભાન ન રહ્યું. એ પોતાના આત્માના ઊંડાણુને અરિસામાં નિહાળી રહી હોય તેટલું ધારી ધારીને પોતાનું પડી ગયેલું મુખ જોતી હતી.

બહાર મોહન સુભગાના વિચારો કરી રહ્યો હતો. 'બધી જ તકરારનો આરંભ એણે જ કર્યો છે અને હજી યે એની એ જ તકરાર ચાલુ રાખતી જાય છે અને વધારે છે.'

એ વિચારથી એને ત્રાસ થયો અને હવે તો જે તે બાબતનો નિવેડો અત્યારે જ કરી જ નાખવો જોઈએ એવો નિર્ણય કરીને તે અંદરના ખંડમાં ગયો.

તે વખતે સુભગા પલંગની ધાર પર બેઠી હતી. તેણે હજુ સાડી પહેરી નહોતી, એટલે અજાણ્યા પુરુષને એકાએક પોતાના શયનખંડમાં આવેલો જોઈને કોઈ સ્ત્રી ગભરાઈ જાય તેટલી તે ગભરાઈ ગઈ અને ખુલ્લા ખભા બે હાથથી ઢાંકી દીધા.

રખેને મોહન પલંગ પર પોતાની સાથે આવીને બેસે અને કદાચ પોતાનાં શરીરને સ્પર્શ કરે, એ વિચારથી ભયભીત ભાવથી તે મોહનની સામે મીટ પણ માંડ્યા વિના જોઈ રહી.

સુભગાનું આ જાતનું વલણ તેમજ વર્તન જોઈને મોહનના દિલને વિશેષ દુઃખ થયું.

'આ ઘરમાં હું છેક જ અજાણ્યો માણસ હોઉં એવો વર્તાવ મારી સાથે કેમ કરે છે?' મોહનને પૂછ્યું.

સુભગા જવાબમાં એક શબ્દ પણ બોલી નહિ. તે તો માત્ર ખુલ્લી આંખે તેની સામે જોઈ જ રહી.

'નાટકમાંથી આટલી મોડી કેમ આવી ? હું તો તારી રાહ જોઈ જોઈને થાકી ગયો.'

'તમે મારી રાહ જોઈ ?...તમે ઘેર હતા '...ભાન વિનાનું માણુસ લવારો કરતું હોય તેવો સુભગાનો અવાજ થઈ ગયો હતો.

'હું તો ઘેર જ હતો. રાત્રે આઠ વાગે હું ઘેર પાછો આવી ગયો હતો.'

માથું દુઃખતું હોય તેમ સુભગાએ માથા પર હાથ મૂક્યો અને બોલ્યા ચાલ્યા વિના તે મોહનની સામે ફાટે ડોળે જોઈ જ રહી.

એ વખતનો સુભગાનો દેખાવ ફરી ગયો હતો. તેનું મોઢું લાલચોળ થઈ ગયું હતું.

મોહનને તેથી વહેમ પડયો અને તેણે એના કપાળ પર હાથ મૂક્યો. સુભગાનું કપાળ ત્યારે ધીખી રહ્યું હતું.

તને આ શું થયું ? તને તાવ આવ્યો છે ?

'હા...... ..હું માંદી છું... ..હું ઘણી જ માંદી છું.' લવારા કરતી હોય તેમ સુભગા બબડવા લાગી. તે પહેલાં કરતાં વધારે ડોળા ફાડીને મોહનની સામે અર્ધદિવાનાની અદાથી જોઈ રહી. અને 'હું માંદી છું...મને તાવ આવ્યો છે......' એવું કેટલીએ વખત બે ધ્યાનપણે બોલી ગઈ.

વળી તે બબડવા લાગી : 'હું માંદી છું...હું ઘણી જ માંદી છું...મારાં જ દુર્ભાગ્ય બેઠા છે, મારું દિલ ત્રોફાઈ રહ્યું છે. પણ હવે એ છેલ્લું જ છે......આજની દવા હવે મને હંમેશને માટે આરામ આપશે......મેં એવી તો દવા લીધી છે કે...'

પછી તો તે જલદી જલદી બોલવા લાગી. મૂંઝારાથી પીડાતો દર્દી લવારા કરે તેમ તે બોલવા લાગી.

'કાં તો માણસે પોતાના દુઃખનો ઉપાય કરવો જોઈએ, કે પછી તેણે હંમેશને માટે ફના થઈ જવું જોઈએ. દુઃખી માનવી માટે તે સિવાયનો કોઈ ત્રીજો માર્ગ છે જ નહિ. માત્ર એ બે જ માર્ગ છે. વહાલા, હું જીવવા માગું છું...જીવન મને પ્રિય છે...હું જીવનને ચાહું છું ! પણ હવે તો આ દવા એ દુઃખમાંથી મારો હંમેશને સારુ છૂટકારો કરશે...'

'કયી દવા ?' મોહન ચમકી ગયો અને વિચારવાયુથી ચિત્તભ્રમ બની ગયેલ દર્દીની પથારી આગળ કોઈક સ્વજન બેસે તેમ તે એના પલંગ પર બેઠો. તેણે સચિંત ભાવે ફરીથી પૂછયું : ' સુભગા તું શું બોલી રહી છે ?...ને કંઈ દવા લીધી છે ?'

સુભગાએ મોહનની વાત સાંભળી ન હોય તેમ પોતની જ ધૂનમાં મસ્ત બનીને બડબડતી હતી : 'કેટલા ટૂંકા સમયમાં એ બધું પૂરું થઈ ગયું ?' પોતાને જ પ્રશ્ન પૂછતી હોય તેમ તે બોલી અને પછી કડવું હાસ્ય હસીને તેણે કહ્યું : ' ભલા ભગવાન, કેટલો જલદી એનો અંત આવ્યો ?...હું તો એમ જ માની રહી હતી કે એને આખી દુનિયામાં મારા જેટલું પ્રિય કોઈ જ નથી...પણ મારું એ શમણું સરી પડયું ! કેટલી ટૂંકી અવધમાં ?...માત્ર પાંચ જ મહિનામાં મારો સુખી સંસાર વેડફાઈ ગયો...બધું ખલાસ... !'

'સુભગા ! સુભગા ! શાનું બધું ખલાસ ? તું આ શાનો લવારો કરે છે ?...તને આજે શું થયું છે ?' ખરાબ સ્વપ્ન જોઈ ભયભીત બનેલા માનવીને જગાડતો હોય તેમ મોહન મોટા સ્વરે પૂછવા લાગ્યો.

એ વખતે સુભગાની આંખો ચણોઠી જેવી લાલ લાલ થઈ ગઈ હતી. તે છેક જ દીવાની બની ગઈ હોય તેમ દેખાતી હતી.

'આખો યે ખેલ ખલાસ થઈ ગયો...પ્રિયે !...આખો ખેલ ખત્મ થઈ ગયો...બધું જ ફના !'

'સુભગા, સુભગા, તેં શું લીધું છે?' મોહન હવે ખૂબ જ ગભરાયો.

'હવે એ પૂછવાનો શું અર્થ છે?...હવે એથી લાભ પણ શું છે?...કેટલા બધા વખતથી તું સાંજે કદી ઘેર જ આવ્યો નથી?... મેં આપણા નાનકડા ઘરને સ્વર્ગ બનાવવા કેટલું બધું કર્યું? મેં આપણા બન્નેનાં જીવનને સુખમય બનાવવા કેટલું બધું કર્યું? છતાં...? પણ હવે એ બધું કહેવાની શું જરૂર?' ફરીથી તે કડવું હાસ્ય હસતી જીવન હારી બેઠેલા માણસની માફક બે હાથ પહોળા કરી તેણે કહ્યું: 'પણ હવે તો આપણે......બ...'

અને તેણે તપાવેલા લોખંડની માફક ધીખી જતા માથાને બે હાથ વચ્ચે દાબ્યું.

## પ્રકરણ ૨૪ મું શરતી સમાધાન

**પૃથ્વીની** પેલી પાર કંઈક ગુઢ તત્વને જોવા મથતી હોય તેમ સુભગાએ ઝીણી નજરે સામે જોયું. જીવનની આખીએ બાજી હારી ગઈ હોય તેટલી નિરાશા એને ઘેરી વળી હતી અને તેમાંથી થતા નવા નવા વિચારો લોખંડના ધગધગતા સળીઆની માફક એના માથામાં ચંપાઈ રહ્યા હતા.

એકાએક એની દૃષ્ટિએ પલ્ટો ખાધો. એના વિચાર પ્રવાહ કોઈક અગમ્ય ધક્કાના બળે એકાએક બીજી જ દિશામાં વહેવા લાગ્યા. અડગ નિશ્ચય બળથી તે મોહનની સામે જોઈ રહી. એના અંતરના અતલ ઊંડાણને માપવા મથતી હોય તેમ.

દૃષ્ટિમાં અસહ્ય વેદનાઓ અને આત્માને ત્રાસી નાખનારી શંકા-ઓનાં તોફાન હતાં, છતાં તેની પાછળ જીવનની તમામ ગૂંચોને એક જ ઝટકે કાપી નાખવાની દૃઢતાભરી તમન્ના ડોકાઈ રહી હતી.

'મોહન, વ્હાલા...મારા એક જ પ્રશ્નનો જવાબ મારે તારી

પાસેથી જોઈએ છે.' સુભગાએ મરણીઆ માનવીની હિંમતથી પૂછ્યું. સાથે સાથે તેની વેધક દૃષ્ટિનાં બાણ મોહનની છાતીની આરપાર નીકળી ગયાં.

'શું પૂછવું છે તારે?' મોહન, ચિંતા, ગભરાટ, ક્રોધ, તિરસ્કાર અને કંટાળાની મિશ્ર લાગણીથી બોલતો હતો.

'તું કદી પણ આટલો ઘરની બહાર રઝળતો નહોતો...ઑફિસમાંથી નીકળીને તું સીધે સીધો ઘેર આવતો, અને તે વખતે મને મળવા કેટલો આતુર રહેતો? તું ક્યાં ગયો હતો. કોની સાથે શું વાત કરી હતી એ બધું ત્યારે તું મને હૈયામાં જરા પણ મેલ રાખ્યા વિના એક પ્રેમાળ પતિની અદાથી કહેતો...મારે ત્યારે તને કશું જ પૂછવું પડતું નહોતું: કેમ કે ત્યારે હું આસ્થાપૂર્વક માનતી હતી કે હું જેટલી તને ચાહતી હતી તેટલો જ તું મને ચાહતો હતો. તારા માટે મારા દિલમાં જેવી લાગણીઓ ધબકતી હતી તેવી જ લાગણીઓનો ધબકાર મારે સારુ તારા દિલમાં પણ થતો જ હતો...પણ...' અને જાણે એકાએક હિમાલયની શિતળતાનો સ્પર્શ થયો હોય તેમ સુભગા કંપી ઊઠી અને છતાં તે હિમત રાખીને બોલવા લાગી: 'પણ એક અડવાડીઆં પહેલાં જ મારી આંખ ઉઘડી, મારી દૃષ્ટિ સામેથી ભ્રમણાનો પર્દો ખસી ગયો, અને હું જોઈ શકી કે મારા સિવાય બીજી સ્ત્રીઓના સહવાસથી તને આનંદ અને સુખ મળી શકે છે...'

મોહને ત્યારે પોતાનો બચાવ કરવાની તૈયારી કરી, પરંતુ એના એ મનોભાવ સમજી ચૂકેલી સુભગાએ હાથના ઈશારાથી તેને બોલતો અટકાવતાં કહ્યું: 'મોહન, હમણાં મારું કહેવું સાંભળી લે, શાંતિથી સાંભળી લે, તું જરાયે ગુસ્સે ન થતો. પછી તારે જે કંઈ કહેવું

હશે તે હું પણ એટલી જ શાંતિથી સાંભળીશ.

અને સુભગાએ મૂળ વાત શરૂ કરી. ' તે પછી તો તારી ગેરહાજરી વધતી જ ગઈ ત્યારે જ હું તેનો સાચો અર્થ સમજવા લાગી. ત્યાં તો એક દિવસ તું આખી રાત ઘરની બહાર ગાળી આવ્યો. ઘેરથી એકાએક અદૃશ્ય થઈ ગયો...'

' સુભગા, હું બીજે ક્યાંય અદૃશ્ય થઈ ગયો જ નહોતો પણ ઑફિસમાં અગત્યનું કામ હોવાથી મારે આખી રાત ત્યાં જ રોકાવું પડયું હતું. મોહને ઉશ્કેરાયેલી લાગણીઓ પર સંયમ રાખીને પોતાનું બચાવનામું રજૂ કરવાનો પ્રયાસ કર્યો.

' સબૂર...' સુભગા વળી વચ્ચે જ બોલી ઊઠી. તે આજે દિલમાંના તમામ ઉભરા ઠાલવી જ નાખવાનો નિર્ણય કરી ચૂકી હતી. ' એમ માની લઈએ કે એ રાત્રે તું ઑફિસના કામે રોકાયો હતો. તેમ છતાં પણ આપણી વચ્ચે જે ઘટના ઊભી થઇ છે તેની પરિસ્થિતિમાં તેથી સહેજ પણ પલ્ટો થઈ શકે છે એમ માનવાને કશું જ કારણ નથી. એવી બધી વાતોથી હું હવે તો ટેવાઈ જ ગઈ છું; એટલે એવા બચાવ મારા દિલપર જરા જેટલી પણ અસર કરી શકે તેમ નથી. ' અને ફરીથી તે મોહનના હૈયાના ઊંડાણને માપતી હોય તેમ તેની સામે જોતી બોલી, મારે તો તારા જ મૂખેથી સાચી જ વાત સાંભળવી છે. હું તારે હોઠેથી નિર્ભેળ સત્ય ઉચ્ચારાતું સાંભળવા આતુર છું. મોહન, હું એટલું તો સમજું છું કે પુરુષ હંમેશાં સ્ત્રી વિના એકલો રહી શકતો જ નથી. એના જીવનમાં સ્ત્રીની ભૂખ બીજી સર્વ ભૂખો કરતાં વધુ તીવ્ર બનેલી હોય છે. એટલે તે એકલો રહી જ ન શકે...'

'અને હું પણ હંમેશાં એકલો તો હતો જ નહિ' મોહને કહી નાખ્યું.

સુભગા પર વજ્રાઘાત થયો, તેણે દાંત નીચે એટલા જોશથી હોઠ પીસ્યા કે હોઠ પર લોહીની ટશરો દેખાવા લાગી.

'તું એકલો નહોતો?' એણે પૂછ્યુ; એટલા સુંવાળા સ્વરે કે તે પૂરેપૂરું સમજી પણ શકાય નહિ.

'હા, હું એકલો નહોતો. સમાજવાદી પક્ષનું તંત્રીમંડળ મારી સાથે હતું, વળી અમારે કેટલાક મજૂરમંડળોના સંબંધમાં તપાસ કરવા કારખાનાઓમાં રખડવું પડયું હતું, એટલે હંમેશાં હું માનવીઓના ટોળામાં જ હોઉં છું. મને એમનામાંથી જીવનની ઉષ્મા અને પ્રેરણા જડે છે.

'તે હશે, છતાં તેથી માનવજીવનના અભિલાપ સર્વ રીતે સંતોષાતા નથી. તે માટે તો જીવનમાં અતિ નિકટ સાથની જરૂર પડે છે...મોહન, મોહન, પહેલાં હું તારીએ સાથી હતી અને હવે...'

'આ રીતે તો આપણે પરસ્પરને કદીએ પીછાણી નહિ શકીએ.'

'હું પણ એ જ કહી રહી છું અને તેથી જ તારે મૂખેથી સોએ સો ટકા સત્ય હકિકત સાંભળવા માગું છું. હું તને ખાત્રી આપું છું કે એ હકિકત સાંભળીને હું તારો ભવાડો કરવાની નથી, કે તને ઠપકો સુદ્ધાં આપવાની નથી. પણ મોહન, એક વખત તું તારે મૂખે જ કહે કે...' સુભગાને એ વાકય પૂરું કરતા વીંછીના ડંખની વેદના થઈ ગઈ. છતાં તેણે એક પળ શાંતિ પછી ફરીથી પૂછ્યું કે: 'તારા જીવનમાં બીજી કોઈ સ્ત્રીનું સ્થાન છે?'

મોહનના વદન પર તે વખતે આશ્ચર્ય અને કંટાળાના ભાવ તરી રહ્યા.

'કઈ સ્ત્રી ?' મોહને દેખીતી બેતમાથી સામો પ્રશ્ન કર્યો.

સુભગા જવાબમાં મૂંગી જ રહી. માત્ર તેની આંખો જ એના મનોભાવની મૌન વાણી કથી રહી હતી.

અને એકાએક મોહન સુભગાના દિલની વાત સમજી ગયો તેમ બોલી ઊઠયો: 'તું માને છે તેવી બાબતમાં મારા જીવનમાં બીજી કોઈ પણ સ્ત્રીનું સ્થાન નથી.'

એ શબ્દો એવી રીતે બોલ્યો કે તેમાં રહેલા સર્વાંગી સત્યની સુભગાને ખાત્રી થઈ ગઈ. અને આવા સરલ માણસ તરફ વિના કારણે શંકા લાવવા માટે તેને પ્રશ્ચાતાપ થવા લાગ્યો. સુભગાના વદન પર તે વખતે ફિકાશ પથરાઈ ગઈ.

'ખરેખર મોહન, તારા દિલમાં બીજી કોઈ પણ સ્ત્રીનું સ્થાન નથી?' અને પોતે એક નિર્દોષ પુરુષ પર નકામું આળ મૂક્યું તેથી પસ્તાતી તે બોલી ગઈ. 'ઓ પ્રભુ ! ત્યારે આ બધું મેં શું કર્યું !'

સુભગાના એ કથનનો ભાવાર્થ મોહન સમજી શક્યો. છતાં આવી જાતની વહેમી અને ચીકણી સ્ત્રીના સંબંધમાં એના દિલમાં કંટાળાની અને તિરસ્કારની જ લાગણીઓ થનથનવા લાગી.

'તું બીજા કોઈના આકર્ષણને લીધે મારી અવગણના કરે છે. એ વિચારે આટલા દિવસ મેં જીવંત નર્કની યાતનાઓ અનુભવી છે ! અને એ વેદનાઓથી મારું માથું એટલું તો ફરી ગયું હતું, કે હું તને ધિક્કારવા લાગી હતી, એટલું જ નહિ પણ મેં એ વેરની તારી પાસેથી વસૂલાત લેવાની કંઈ કંઈ યોજનાઓ પણ ઘડી હતી. મારો મોહન

મને મૂકીને બીજી તરફ વળે એ કલ્પના જ મને દીવાની તેમજ ઝનૂની બનાવી મૂકતી હતી. પણ હવે તો...' અને પોતાનો ગૂમાવેલો અમૂલ્ય ખજાનો એકાએક પાછો સાંપડયો હોય તેટલા ઝનૂની આનંદથી તેણે પોતાના ભૂજબંધથી મોહનને ઝકડી લેતાં કહ્યું : 'હવે તો મારી એ બધી એ શંકાઓ ખોટી ઠરી છે...ઓ ભગવાન ! તારો કેટલો ઉપકાર... ઓહો, મને અત્યારે કેટલો બધો આનંદ થાય છે?...મારું ગૂમાવેલું સ્વર્ગ મને પાછું મળ્યું...મારા દિલનો માલિક, મારા અંતરનો આરામ, મારા પ્રાણનો આધાર, મારા જીવનનો સાથી ફરીથી પાછો મને લાધ્યો...તું મારો જ હતો અને મારો જ છે...ઓહો! આજે મારા જીવનનો સાથી ફરીથી પાછો મને લાધ્યો...તું મારો જ હતો અને મારો જ છે...ઓહો ! આજે મારા જીવનની કેવી સુખદ પળો...'

સુભગા ઊર્મિલા બની ગઈ હતી. આનંદનો એ પહેલો ઊભરો શાંત થયો અને તે વિચારમાં ડૂબી ગઈ. એની આંખો વળી પાછી ઝીણી થઈ ગઈ. વળી કાતિલ ઠંડીનો પ્રવાહ રગેરગમાં ફરી વળ્યો હોય તેમ તેનું સર્વાંગ કંપી ઊઠયું. વળી એના હોઠ પર દાંત ભીંસાયા, અને નિરાશાની અટવીમાં માર્ગ ભૂલેલા એકાકી વટેમાર્ગુની માફક તે બબડવા લાગી : 'ત્યારે આ બધું શું શું થઈ ગયું? ...મારે આવો જીવનકલહ જોઈતો નથી... નહિ, નહિ, ફરીથી આ જીવનમાં તો કદી નહિ...' અને પછી તે ચિત્તભ્રમની માફક પલંગ પર સૂઈ ગઈ. તેની છૂટી કેશાવલી ઓશિકાની આસપાસ પથરાઈ ગઈ. વળી થોડી વારે તે બબડવા લાગી : 'કેટલો ત્રાસ ! ... કેટલી વ્યથા ! ...'

મોહન સુભગાની સામે જોઈ જ રહ્યો. એની આ બધી હૃદયવ્યથાને તે બરાબર સમજી શકતો હતો; પરંતુ આટલી નાની વાતની તેના

દિલ પર આવી જબ્બર અસર શા માટે થઈ તે એનાથી સમજી શકાતું નહોતું.

સવારે સુભગા વહેલી જાગી, આજે તો તે સંતોષી નવવધુ સમી પ્રફૂલ્લિત અને સુહાગ રાત્રીનાં મીઠાં સ્મરણોથી વારંવાર પુલકિત થતી ઊલ્લાસમય લાગતી હતી. એના વદન પર હાસ્ય નિતરતું હતું. એની કીકીઓમાં અનેરું ઓજસ ઝબૂકી રહ્યું હતું.

આજે ઘણે દિવસે તે પોતાના માનીતા સોફા પર મોહન સાથે બેઠી. તેણે ગેલ કરતાં કરતાં મોહનને કહ્યું : ' થોડા દિવસમાં આપણે નર્કયાતના ભોગવી લીધી. પરંતુ વહાલા, એમાં તારો કશો જ વાંક નહોતો. ભૂલ મારી જ હતી. મેં આત્માની એકતાની મહેચ્છાનાં કંઈ કંઈ શમણા સેવ્યા હતા, અને આપણું એ આત્મૈકય તૂટી પડતું મને લાગ્યું. તેથી મને બહુ જ દુઃખ થયું અને તેમાં કંઈ કંઈ મૂર્ખાઈઓ કરી નાખી. મને આપણા બેની વચ્ચે કોઈ ત્રીજું આવે તે પસંદ નથી. પણ તારું માનસ જુદી રીતે ઘડાયું છે. તારે મારા ઉપરાંત બીજાઓની જરુર છે...અલબત્ત, કોઈ વાસનાભર્યા હેતુ માટે નહિ... હું હવે જ તે સમજી શકી...પણ ..' અહીં તે પોતાના વિચારોને શબ્દો આપવા માટે જરાવાર થોભી અને તે બોલી : ' પરંતુ હું તો કહું છું કે તું ભલે બીજી સ્ત્રીઓનો દોસ્ત રહે, અને એ દોસ્તી નિર્મળ ન પણ હોય, છતાં જો તું મારાથી કશું જ છૂપાવે નહિ, મને સાચે સાચી બધી જ વાત કરે, તો મને જરાયે દુઃખ ન થાય, અને મારા તરફથી ઉપાલંભનો એક શબ્દ સુદ્ધાં તારે સાંભળવો ન પડે એની ખાત્રી આપુ છું...મારી ખાત્રી થઈ ગઈ છે કે હું જેવા સુખી સંસારની કલ્પના કરું છું તે માત્ર કલ્પનામાં જ શકય છે, વ્યવહારમાં હજુ તે શકય નથી. એટલે મેં દુનિયા જેવી છે તે જ રૂપમાં તેને

સ્વીકારીને સાંખી લેવાનો નિશ્ચય કર્યો છે. માત્ર આપણી વચ્ચે એવો કૉલ કરીએ કે આપણે એક બીજાથી કશું જ છૂપાવવું નહિ અને સાચે સાચી વાત કરી દેવી. પછી ભલે તું ફાવે ત્યાં ફરે હરે કે ગમે તે કરે. એ બધું હું તારી તરફના મારા પ્રેમની ખાતર સહન કરી લઈશ.'

સુભગાના મુખમાંથી જ્યારે આ શબ્દો નીકળી રહ્યા હતા તેજ વખતે તેના અંતરની વેદનાઓ પ્રવાહી રૂપ લઈને આંખો વાટે બહાર ટપકી રહી હતી.

'તારી એ શરત મારે મંજૂર છે. તારે પણ એ શરત કબૂલ જ છે. આપણી વચ્ચે હવે કોઈ પણ જાતના પર્દા વિનાનું નગ્ન સત્યનું જ વર્તન રહેશે.' મોહને કહ્યું.

અને બીજી જ પળે તેને એકાદ નવો વિચાર સ્ફુરી આવ્યો હોય તેમ તેણે સુભગાનો હાથ પોતાના હાથમાં લેતાં લેતાં કહ્યું: 'અને સુભગા; આપણા આ સુલેહના નવા કરાર પ્રમાણે હું તને પૂછું છું કે, તારે કિશોરની સાથે સંપૂર્ણ પવિત્ર દોસ્તી છે?'

સુભગા જાણતી તો હતી જ કે મોહન તરફથી એ પ્રશ્ન કોઈને કોઈ વખત પણ પૂછાશે તો ખરો જ. છતાં મોહને એ પ્રશ્ન પૂછ્યો ત્યારે એના વદન પર ભયની છાપ છવાઈ ગઈ. છતાં મોહનને એ સંબંધમાં વધુ બોલવાની જરા જેટલી યે તક ન મળે તે ઇરાદે તે એકદમ બોલી ઊઠી:

'હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે કિશોર તરફ હું તદ્દન નિર્મળ ભાવે જ જોઉં છું. હું એને કેમ જ ચ્હાઉં? મોહન! મોહન! તને મારા વિષે આ જાતનો વિચાર પણ શી રીતે થઈ શક્યો?... હું સુભગા...કિશોરની તરફ...' તે બીજા શબ્દો ગળી ગઈ, પણ તેમ

કરતાં એનું સર્વાંગ ધ્રૂજી ઊઠ્યું. 'પણ એ વાત સાચી છે કે જ્યારે તેં મારી છેક જ અવગણના કરવા માંડી ત્યારે મારા મનમાં એ વિચારો તો ઊગી જ ગયા હતા કે, મોહનને મારી પરવા પણ નથી ત્યારે પણ હું એની પાછળ પ્રાણ પથારી રહી છું, અને બિચારો કિશોર મારા એક મીઠા હાસ્ય પાછળ પણ મરી પડે છે તે માણસની હું અવગણના જ કરી રહી છું. તે વખતે મને એમ થયું તો હતું જ કે એને હું જરાક મમતા બતાવું તો ?.. પણ મોહન, એ વિચાર પણ મારા હૈયાને ત્રાપી નાખનારો હતો. હું તો તારી જ છું અને તારી જ રહેવા માગું છું. પણ જો હું કિશોર તરફ થોડોક પણ પ્રેમ બતાવું તો હું મારી જાતને ભ્રષ્ટ માનું એટલું જ નહિ પણ પછી તારે યોગ્ય પણ હું ન રહું...મોહન, હું મારી જાતને એટલી હલકી માનતી નથી, મારા ચારિત્ર્ય માટે મને વધુમાં વધુ અભિમાન છે...આ સાચે સાચી વાત છે. એટલે હવે કૃપા કરીને મને એ અળખામણી વાતનું ફરીથી સ્મરણ પણ ન કરાવીશ...'

'હવે મને એ કહે કે તેં કઇ દવા લીધી હતી ?' મોહનના દિલમાં હવે સુભગા માટે જૂના પ્રેમની લાગણી સજીવન થવા માંડી હતી.

સુભગા ક્ષણભર તો નીચું જોઈ રહી. શરમના ભારથી એનાં પોપચાં બીડાઈ ગયાં.

મોહને તેની હડપચી પકડીને એના મુખને ઊન્નત કરતાં કરતાં ફરીથી પૂછ્યું: 'સુભગા, સાચે સાચું કહી દે.'

'ધીમું ઝહેર.' સુભગાના વદન પર ત્યારે શરમના શેરડા પડ્યા. પોતે આત્મહત્યાની હદ સુધી જવાની નબળાઈ બતાવી તેં માટે

અત્યારે તે પોતાની જાતને જ ઠપકો આપી રહી હતી.

'ગાંડી..! આવું તે થતું હશે?' કહેતાં મોહને એના હોઠ પર પોતાના હોઠ દાબ્યા. 'હવેથી હું કોઈ પણ જાતનો પર્દો રાખ્યા વિના તને સાચે સાચી વાત કરીશ. તેણે એને રમાડતાં રમાડતાં કહ્યું.

એ કરારં વ્યવહારમાં કેટલી મુશ્કેલી ઊભી કરશે અને તેનું કેવું પરિણામ આવશે, એનો વિચાર તે વખતે મોહને કર્યો નહિ.

## પ્રકરણ ૨૫ મું          સાચું બોલવાનો ગુન્હો

**મો**હન અને સુભગાના જીવનનું નવું જ પ્રકરણ શરૂ થયું. બે સમાન મિત્રો પરસ્પર આગળ દિલ ખોલીને બધી જ વાત કરી નાખે; તેઓ મનમાં જરા પણ મેલ ન રાખે; એ સ્થિતિ સદાકાળ ટકી શકે એ તો મુશ્કેલ છે. છતાં તકરાર પછીના શરતી સમાધાનનો પહેલો મહિનો તો મોહન અને સુભગાની વચ્ચે કોઈ પણ જાતના ઘર્ષણ વિના પસાર થયો.

આ નવી યોજના મોહનને પણ ખૂબ જ ગમી ગઈ હતી. પહેલાં સુભગા જરીજરી વાતમાં વહેમાઈ જતી અને રિસાતી, પણ હવે તો મોહન કોઈ પણ વાત છૂપાવ્યા સિવાય પોતાનો સવારથી સાંજ સુધીનો કાર્યક્રમ સુભગા સમક્ષ કહેતો એટલે તે જેવો છે તેવો સુભગા સમક્ષ ખુલ્લો થઈ શકે છે; એ વિચાર તેને નિરાંત અને સંતોષ આપનારો થઈ પડ્યો હતો, અને તેથી તેના દિલ પરનો ઘણો બોજો ઓછો થઈ ગયો હતો.

ઘણું ખરું તો મોહન જ સાફ દિલથી વધુ વાતો કરતો કેમકે સુભગા કુતૂહલ વૃતિથી તેને હંમેશાં જુદા જુદા પ્રશ્નો પૂછ્યાં જ કરતી. મોહન તેને એવા પ્રશ્નો પૂછતો નહિ. તે તો સુભગા તેની આગળ જેટલી વાત કરે તેટલાથી જ સંતોષ માનતો.

સુભગાના પ્રશ્નમાં હંમેશાં કેન્દ્ર પ્રશ્ન પ્રેમ અને પોતાના સિવાયની સ્ત્રીઓ તરફનું મોહનનું વર્તન તેમ જ વલણ એ જ બનતો. તે અનેક વખત પૂછતીઃ 'મોહન, બીજી રૂપાળી સ્ત્રીઓને જોઈ બીજા પુરુષોની માફક તું એમની તરફ ખેંચાઈ જાય કે નહિ. ?'

અને જે બાબતમાં સુભગા વધુમાં વધુ વહેમ રાખતી તેવા એ પ્રશ્નોનો દિલ ખોલીને સાચેસાચો ઉત્તર આપવાનો હોવાથી મોહનને આનંદ થતો. તે કહેતો : 'સુભગા, જેમ બીજાં માનવીઓના સંપર્કમાં આવતાં મને આનંદ થાય છે, તેમ સ્ત્રીઓના સંપર્કમાં આવવાથી યે મને તેટલો જ આનંદ થાય છે. અલબત્ત, મારો એ આનંદ નિર્મળ પ્રકારનો જ હોય છે. છતાં કોઈ કોઈ વખત મારી લાગણીઓમાં પુરુષ જાતિને માટે શકય એવી ઝણઝણાટી થઈ આવે છે. એ મારે સ્વીકારવું જોઈએ...'

'તું મને આટલું ચાહે છે તો પણ ?'

'તો પણ, સુભગા ! એ તો પ્રાણી માત્રમાં કુદરતે અર્પેલી સામાન્ય લાગણીઓમાંની એક છે. એનો અર્થ એવો નથી કે તેથી મારા મનમાં અધમ વિચારો થઈ આવે છે'

'નવાઈ જેવું. પણ એ વિચારો વધુ વખત ન ટકે ? સુવર્ણા જેવી છોકરીની સાથે પણ...?' સુભગા વાત વાતમાં પોતાના મનમાં રમતી શંકા આ રીતે પ્રગટ કરી દેતી.

'બીજા કોઈ અર્થમાં નહિ. જાહેર કાર્યો અને જાહેરસભાઓમાં જેમ અનેક યુવકોના સમાગમમાં હું આવું છું તેમ અનેક યુવતીઓના સમાગમમાં પણ આવું છું. પરંતુ તેથી એકાએક જાતિય આકર્ષણ જાગે અને વાસનાની વૃત્તિ તરફ પુરુષ વળી જ જાય એમ માનવાને કંઈ જ કારણ નથી. આજે સમય અને સંજોગમાં પલ્ટો થયો છે. ખાસ કરીને સ્વરાજ્યની લડત દરમ્યાન સ્ત્રીઓ પરના કેટલાંક બંધન ઢીલાં થયાં છે. તેથી તેમની સાથે જાહેર પ્રસંગોમાં પુરુષોને હળવા ભળવાનું થાય છે. છતાં તેથી મનુષ્યમાં માત્ર જાતિય ભૂખની એકલી જ વૃત્તિ ઉછળી આવે એમ માની લેવું જોઈતું નથી.' સુભગાની દૃષ્ટિ સમક્ષ નવી જ સૃષ્ટિનું ચિત્ર ખડું થતું હોય એમ તેને લાગતું હતું. તેને શિક્ષિત મધ્યમ વર્ગની જૂનવાણી મનોદશાના વાતાવરણની છાપ તેની પર પડેલી હતી. પ્રેમની વ્યાખ્યા પણ તે કાલ્પનિક રીતે કરતી, અને તે જ રીતે કોઈપણ પુરુષ કોઈ પણ સ્ત્રીને મળે કે તુરત જ તેના ઉપર મુગ્ધ બની જ જાય, એવી એવી માન્યતાઓ તેની હતી. કેમકે તે પોતાને પવિત્ર માનતી છતાં બીજી સ્ત્રીઓ પણ તેના જેટલી જ ચારિત્ર્યવાન હોઈ શકે છે એ માનવા તે તૈયાર નહોતી.

'એક સ્ત્રી અને એક પુરુષ વચ્ચેની દોસ્તી નિર્મળ હોઈ શકે! ખરેખર એ વિચાર નવાઈ ઉપજાવે તેવો તો છે જ.' સુભગાએ કહ્યું.

'પ્રત્યેક વ્યક્તિને પોતપોતાની જવાબદારીનો ખ્યાલ તો હોય જ ને? અને જેમ સ્ત્રી પુરુષો વચ્ચે મળવા ભળવાના સંજોગો વધતા જાય તેમ એ જવાબદારી વધતી જાય છે.'

'છતાં હંમેશાં બધા જ એ જવાબદારી સમજે છે એમ પણ કહી ન શકાય.'

'તે હશે, પણ એમ તો કિશોર અને તારી વચ્ચે દોસ્તી છે એથી જો હું તારે વિષે ખોટો વહેમ રાખું તો ?...'

મોહનના ચારિત્ર્યમાં વારંવાર શંકા લાવનારી સુભગાને મોહનની એક સાચી વાત સાંભળવી ગમી નહિ; છતાં તેમની વચ્ચે જ્યારે સાચે સાચી જ વાત દિલ ખોલીને કહી નાખવાની શરતે સમાધાન થયું હતું ત્યારે સુભગાથી તેની સામે વાંધો લઈ શકાય તેમ તો હતું જ નહિ.

'મોહન, મેં તને અનેક વખતે કહ્યું છે, કે તારા સિવાય મેં કોઈની પણ તરફ પ્રેમ બતાવ્યો નથી. કિશોરની બાબતમાં બધી જ વાતો જો કે હું તારી આગળ કહેવા માગતી નથી...છતાં હવે જ્યારે પૂછયું જ છે. ત્યારે તો આપણી વચ્ચે કશું જ છૂપું રહેવું ન જોઈએ.' એમ કહીને સુભગાએ કહેવા માંડયું.

મેં અગાઉ કહ્યું હતું તેમ કેટલાક વર્ષો પહેલા કિશોર મારી તરફ આકર્ષાયો હતો, પણ મેં કોઈપણ પુરુષનું રમકડું બનવાની ના જ પાડી દીધી. તે પછી પણ મારો એ પૂજક અને ભકત બની રહ્યો છે. જો કે હું તેને ચાહતી નથી અને મને એની સાથે વાત પણ કરવી ગમતી નહોતી. હવે મારા જીવનનો સાથી તેમ જ સંરક્ષક સાંપડયો ત્યારથી કેવળ દયાની નજરે એને મળું છું. પણ એ તો બિચારો મારી પાછળ પાગલ બન્યો છે. એના જીવનનો આધાર હું છું એમ એ માને છે. મને જોઈને એના જીવનમાં નવું બળ આવે છે અને જો મારા દર્શન એને ન થાય તો તે આત્મહત્યા કરવા જેટલો હતાશ થાઈ જાય છે.'

'ત્યારે તો તું પ્રેમના બળની જે વારંવાર વાત કરે છે તે એ જ હોવું જોઈએ.' મોહને પૂછ્યું.

'હા, સુભગાને આ વાત દબાવવી ગમતી નહોતી, પણ મોહને પ્રશ્ન કર્યો એટલે તેને જવાબ તો આપવો જોઈએને ? મેં અગાઉ તને કહ્યું છે તેમ જ્યારે તેં મારી અવગણના કરવા માંડી ત્યારે મારા દિલમાં કિશોર માટે કોમળ લાગણીઓ જન્મી હતી, પણ હવે તું પાછો આવ્યો, આપણે નવજીવન જીવવા લાગ્યાં, એટલે મને પાછી એની સાથે વાત કરવી પણ ગમતી નથી.

આમ મોહન અને સુભગા વચ્ચે ખુલ્લા દિલની વાતો થતી, એટલે તેમની વચ્ચે કલેશ, કંકાસ કે મતભેદ થતો નહિ. અલબત, તેથી મોહનને પોતાના પત્ર માટે લખવાનો વખત મળતો નહતો. કેમકે બન્ને વચ્ચેની વાતો અનંત બનતી જતી હતી.

એક દિવસ સંધ્યા સમયે તેઓ બન્ને એ જ રીતે વાતો કરતાં બેઠાં હતાં. વાળુની તૈયારી હતી. સુભગા કહી રહી હતી : 'મોહન આપણું જીવન કેટલું શાંત અને મીઠાશવાળું લાગે છે ?'

એમની વચ્ચે નિરંતર આ જ વાતો થતી. એમની વાતોનો વિષય માત્ર તેમના જ પૂરતો સાંકડો રહેતો.

'મોહન, તું નહિ માને પણ પહેલાં હું નિરંતર એ જ ભયથી ડરતી રહેતી કે આપણા જીવનમાં કશું વિઘ્ન આવી પડશે તો ? પણ હવે આપણી વચ્ચે કશું ગુપ્ત નથી રહેતું તેથી મારા દિલમાં કોઈ પણ પ્રકારનો ભય રહ્યો નથી.'

સુભગા બોલતાં બોલતાં અટકી ગઈ. જાણે સોએ સો ટકા સાચી વાત કહેતા તે ગભરાઈ ઊઠી તેમ.

'મારો ભય એ જ હતો કે કોઈ પણ ખૂબસુરત સ્ત્રી તને મારી પાસેથી ઝૂંટવી જશે, અને બીજાં કોઈની ખાતર તું મને જરા પણ બેવફા બને એ કલ્પના જ મારે સારું પ્રાણઘાતક ફટકા સમી છે.'

'સુભગા, તારે તો બસ એકની એક વાત! તું શું મને એટલો અધમ સમજે છે કે ગમે તે સ્ત્રી આવે કે હું ફસાઈ જાઉં?...'

એ જ વખતે એના દિલના મેલમાં પોતે ચંચળને દીધેલો દગો અને ચંચળ પાસેથી સુભગા જ પોતાનો શિકાર કરી ગઈ, એ વિચારોની વીજળી ચમકી ગઈ.

મોહન આવી વાતોથી કંટાળતો હતો. તે કંટાળતો ત્યારે તેને સિગરેટ પીવાની વૃત્તિ થતી.

એણે ખિસ્સામાં જોયું, સિગાર કેઈસ ખાલી હતી.

સુભગા મોહનના વદન પરના કંટાળાના ભાવ વાંચી ગઈ. તેણે વાતના વલણને બદલાવવા માટે જ કહ્યું: 'કેટલીક વખત હું મૂર્ખાઈ ભરી વાતો કરું છું, ખરું કે નહિ મોહન? મારી મૂર્ખાઈ પણ તારી તરફના પ્રેમનું પરિણામ છે. હું તને સાચા જીગરથી ચાહું છું, માટે જ રખેને તને કોઈ બીજી સ્ત્રી ચોરી જાય એવો ડર મને નીરંતર રહ્યાં કરે છે.

રોજ ને રોજ આ ને આ વાતો સાંભળીને મોહન કંટાળી ગયો હતો. 'હું સિગરેટ લઈ આવું' કહીને તે એકલું ખમીસ પહેરીને જ નીચે ગયો.

સુભગા અને મોહનના લગ્નનો આ સાતમો મહિનો હતો, અને છેલ્લા સમાધાન પછીનો એ બીજો મહિનો હતો.

ચોમાસાનો આરંભ થઈ ચૂક્યો હતો ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. પતરાંનાં છાપરાં પરથી પાણી ટપકતાં હતાં. વૃક્ષો સ્નાન

ગૃહમાંથી નીકળતી સુંદરીઓ જેવાં શોભી રહ્યાં હતાં. વરસાદનાં પ્રથમ પાણીથી ધરતીમાંથી સુગંધી આવી રહી હતી. નાનાં બાળકો આવતા મેઘલિયાનાં ગીત ગાતાં નાચી કૂદી રહ્યાં હતાં.

મોહન એ દૃશ્ય જોઈને સુભગાની કંટાળા ભરેલી વાતની અસરમાંથી મૂક્ત થયો. બંધિયાર ઘરના ગૂંગળાવનારા વાતાવરણમાંથી છૂટી નીકળેલો માનવી, ખુલ્લા વાતાવરણમાં જે તાઝગી તેમ જ આનંદ અનુભવે તે તાઝગી અને આનંદ મોહનને પ્રથમ વર્ષાના વાતાવરણમાં લાગ્યાં. ગગનનો ગોરંભો જોઈ તે પુલકિત થઈ ગયો, બાળકોનો આનંદ કિલ્લોલ જોઈ તેણે પોતાને મોટો થઈ જવા માટે ઠપકો આપ્યો.

એટલામાં એની સામે જ સુવર્ણા આવતી દેખાઈ. સુશીલાના ઘેર સુવર્ણા અને ઈલાને તેણે જોયા તે પછી પહેલી જ વખત સુવર્ણા અચાનક રીતે તેને અત્યારે મળી ગઈ.

સુવર્ણાએ પણ મોહનને જોયો અને ઓળખ્યો. બન્ને હસી ગયા. બન્નેએ એક બીજાને જય જય કર્યા. સુવર્ણા હજૂ તો મોહનની નજીક આવે, તેટલામાં તેના ચંપલ નીચે કશુંક આવ્યું અને તેનો પગ ખસી ગયો.

મોહને જમીન પર પડી જતી સુવર્ણાને પોતાના હાથમાં ઝીલી લીધી અને કોણ જાણે કેમ પણ તેજ વખતે એ બન્ને કોઈ પણ જાતના ઊંડા ખ્યાલ વિના એકી સાથે હસી પડયા.

'ત્યારે સુશીલાને ત્યાં થયેલી આપણી દોસ્તી હજૂ અભંગ જ છે એમ આથી પૂરવાર થાય છે નહિ?' સુવર્ણાએ હસતાં હસતાં કહ્યું.

મોહને પણ હસતાં હસતાં જવાબ આપ્યો: 'જરુર! જરુર!'

વાતાવરણમાં જે પલટો થયો હતો, વર્ષાના આરંભકાળે ચોપાસ જે આનંદ અને ઉલ્લાસભર્યું વાતાવરણ જામ્યું હતું તેની અસરથી જ નિર્દોષ ભાવે એ બન્ને ખાસ કારણ વિના પણ વાત વાતમાં હસી જતાં હતાં.

'તમે આટલામાં જ રહેતા લાગો છો?' મોહનને પંચીઉં, ખમીસ અને ચંપલમાં ખુલ્લે માથે જોઈ સુવર્ણાએ પૂછ્યું.

મોહને પોતાનું મકાન આંગળીની ઈશારતથી તેને બતાવીને કહ્યું: 'હું ત્યાંજ રહું છું.'

'ઓ–હો!–ત્યારે તો આપણે પાડોશીઓ જ છીએ; આવો આવો ત્યારે તો મારે ત્યાં થતા જાઓ. આ રસ્તાને છેડે જમણી તરફ વળતાં જ પહેલું આવે છે તે જ મકાનમાં અમે રહીએ છીએ.'

મોહન એ વખતે તેને કહેવા જતો હતો કે: 'મારે ત્યાં વાળુની તૈયારી છે. હું તો માત્ર સિગારેટસ લેવા આવ્યો છું. સુભગાએ ભાણાં પણ પિરસ્યાં હશે...'

પણ એને એ વાતો કહેતા સંકોચ થયો. એણે માન્યું કે: 'એ બાજુ થઈ ને જતાં પાંચ દસ મિનિટ વધુ થશે, તેટલામાં શું ખાટું મોળું થઈ જવાનું છે?' એટલે તે બોલ્યો નહિ.

'અને ઇલા ક્યાં છે?' જાણે પોતાની સગી બ્હેનની અથવા તો અતિ પરિચિત મિત્રની ખબર પૂછતો હોય તેમ મોહને ચાલતાં ચાલતાં પૂછ્યું.

તોફાની સુવર્ણાએ હસતાં હસતાં કહ્યું: 'મોહન, ઇલા મઝામાં છે. અમને પણ તું ભાઈ જેવો જ સાંભરે છે હોં—પણ હું તને એક વાત તો કહેવી ભૂલી જ ગઈ. તને જોઈ ને મને મારા પતિની સ્મૃતિ

થઈ આવે છે. ઇલા પણ કહે છે કે તારામાં અને મારા પતિમાં ઘણું સામ્ય છે.'

'ત્યારે સુવર્ણા તું શું પરણેલી છે? મેં તો તને કુંવારી કન્યા જ ધારી હતી?'

'મને જે જુએ છે તે બધાં જ એમ કહે છે.' સુવર્ણાએ હસતાં હસતાં કહ્યું: મારા શરીરનો બાંધો જ એવો છે...' મોહન સુવર્ણાના મકાન આગળથી જ છૂટો પડ્યો અને સિગારેટ ફૂંકતો ફૂંકતો તે પોતાને ઘેર આવ્યો ત્યાં એટલો લહેરમાં અને ઉલ્લાસીન લાગતો હતો કે એને જોઈને સુભગા વિચારમાં જ પડી ગઈ. તેને થયું કે માત્ર સિગારેટ લેવાથી મોહનને આટલા બધા આનંદનું શું કારણ મળ્યું હશે?–પણ સિગારેટ તો સામે જ મળે છે, ત્યારે એને પાછો આવતાં આટલો વિલંબ શાથી થયો?

'મોહન, આટલો બધો વખત ક્યાં રોકાયો હતો?' સુભગાના મનમાં વિચાર ઘોળાતા હતા ત્યાંજ તેણે પૂછ્યું.

'મને રસ્તામાં સુવર્ણા મળી ગઈ;' મોહને કહ્યું. અગાઉ એવી વાત સુભગા સમક્ષ કબૂલતાં તેણે એકસો વખત વિચાર કર્યો હોત પણ હવે સાચી વાત કહેતાં તે કશું છૂપાવતો નહતો.

'કયી સુવર્ણા?' સુભગાનો અણગમો તેના મૂખભાવ કહી આપતા હતા.

'સુશીલાને ત્યાં મળી હતી તે.'

'પછી?'

'પછી હું એના ઘર સુધી ગયો. તે સામે જ રહે છે.'

'નવાઈ જેવું...' સુભગાએ ખભા હલાવીને કહ્યું. તું એને તે

પછી પહેલી જ વખત મળ્યો ? એ વખતે સુભગામાં એકાએક પલટો થઈ ગયો અને પહેલાંના જેવી જ તે તરવારની ધાર જેવી નજરે જોવા લાગી.

'હા,' મોહને વધુ બોલવામાં બોલી જોયું.

'એ તો વધુ નબળાઈ. એનો અર્થ તો એટલો જ ને કોઈ પણ અજાણી સ્ત્રી તને ગમે ત્યાં લઈ જઈ શકે અને તું એની વાંસે વાંસે ઘસડાય ?' હવે તો સુભગાના વચનોએ પણ તાતી તરવારની તિક્ષ્ણ ધારનું સ્વરુપ લીધું.

'સુભગા, મને કોઈ ઘસડી ગયું નહોતું. હું જ મારી ઈચ્છાથી તેની સાથે ગયો હતો. આવી નાની બાબતમાં તારે આ વર્તન ચલાવવાની જરુર નથી.'

મોહનને શરતી સમાધાનીની બે મહિનાની શાંતિ પછી આજે પહેલી જ વખત એમ લાગ્યું કે આ સ્ત્રી આગળ ખુલ્લા દિલથી બધી જ વાતો ખરેખરી કહી શકાય તેમ નથી. તેણે કંટાળીને કહ્યું: 'સુભગા, તને મારે સાચેસાચી હકિકત કહેવી એ માગણી તેં જ કરી હતી, અને હવે જ્યારે હું તને સાચી વાત કહું છું ત્યાં નજીવી વાત-પર તું મોટું પારાયણ કરે છે.'

'પણ મને તારુ વર્તન જ એવું લાગ્યું. જમવાનું તૈયાર હોય અને આપણે ગંભીર પ્રશ્નોની વાતો કરતાં હોઈ તે જ વખતે તું એક છોકરી એકાએક મળે તેની પાછળ પાછળ ઘસડાય.'

મોહન વચ્ચે જ બોલી ઊઠ્યો : 'તને કોઈ પણ રીતે સંતોષ નથી થવાનો. તને તો મારી બાબતમાં બધું જ નવાઈ જેવું અને નહિ ગમતું લાગે છે. અને મારા ચારિત્ર્યની તારે મન કશી જ કિંમત ન હોય તેમ ગમે તેવાં ગંભીર આળ તું વગર વિચારે મારી પર ચઢાવે છે.'

'મોહન, હું તારી વાત માનું છું.' સુભગાને પોતાની ભૂલ સમજાઈ હોય તે બોલી ઊઠી. 'તારે મને હંમેશાં સાચી વાત કહેવી.'

છતાં હવે મોહનને લાગી ગયું હતું કે 'આ સ્ત્રીની આગળ સાચી વાત કરવી તે પણ ગુન્હો જ છે.'

## પ્રકરણ ૨૬ મું                સમાધાનનો ભંગ

સુભગાનો વહેમી સ્વભાવ જોયા પછી મોહનની ખાત્રી થઈ ગઈ કે : 'જે સ્ત્રીની સાથે સારું યે જીવન નિભાવવાનું છે, તેની સાથે તેવું જીવન ગાળવું જ મુશ્કેલ છે.'

અને નાની કે નજીવી બાબતમાં પણ જો એક જ વખત જૂઠું બોલવું પડે તો એ જુઠાણાને સાચાપણાનો ઓપ આપવા માટે બીજાં અનેક જુઠાણાંનો આશરો લેવો પડે.

અર્થાત સુભગાની સાથે સત્યથી નહિ પણ અસત્યથી જીવી શકાય. સુભગા મારી અને તેની વચ્ચેના પ્રેમને જીવનનો સર્વોપરી આનંદ માને છે, પરંતુ જીવનનો સર્વોપરી અને મહાન હેતુ શું છે તેની એને ગતાગમ નથી; માટે જ તે આટલી વહેમી બની ગઈ છે.

તે વારંવાર આત્માના ઐકયની ઉદ્દાત વાતો કરે છે, પરંતુ ખરી રીતે તો તે એ મોટી મોટી વાતો પાછળ દેહલગ્નની જ મર્યાદામાં અટવાઈ રહે છે. માટે જ તે પોતાને ચહાનાર પુરુષ પાસેથી

જે અવ્યભિચારી મૈત્રી માગે છે, એ પ્રેમમાં તે જે જીવનભરની કલ્પના કરે છે તે બધું કેવળ વાતોમાં રહે છે. એને કેવળ શરીર સંબંધમાં જ આનંદ મળે છે અને તેથી તે પોતાનો શિકાર રખેને કોઈ સ્ત્રી ઝડપી જાય એના નિરંતર ભયથી સદાય ચોંકતી જ રહે છે.

મારે જો આ સ્થિતિમાં એને સત્ય વાત જ કહેવી હોય તો એમજ કહેવું પડે કે : 'હું મારી જાતને કોઈ પણ એક વ્યક્તિને ગમે તે કારણે પણ સર્વાંશે સમર્પણ કરી શકું તેમ નથી. કેમ કે તેમ કરવા જતાં તો હું હું જ મટી જાઉં, અને પછી તો હું આખી દુનિયાનો મટી જાઉં. એ દુનિયામાં મારે જે કંઈ કરવાનું છે કે ફરજો બજાવવાની છે તેનું પછી તો અસ્તિત્વ સુદ્ધાં ન રહે. એ જોતાં સુભગા ! તું તો તારા એ કહેવાતા ઊંચા પ્રેમને ખાતર મારા જ જીવનવિકાસમાં આડખીલી બની બેસે છે. '

પરંતુ મોહન જો સુભગાને આ સત્ય હકિકત કહે, તેના મનોભાવ એની આગળ કોઈ પણ જાતના પર્દા વિના ખુલ્લા કરે, તો તેમની વચ્ચે એક પળ માટે સુધ્ધાં મેળ ન જામે. એ કરતાં તો એનથી છૂટા થવું તે જ વધારે સારૂં.

'પણ એ પગલું ભરવું તે તો નરી મૂર્ખાઈજ છે. એથી સુભગાને કેટલો આઘાત થાય ? એનું જીવન તરફનું વલણ જુદુ છે. કેવળ મારા સિવાય બીજા કોઈને તેના જીવનમાં સ્થાન નથી. અને તેથી હું પણ માત્ર એક એનો જ વિચાર કરૂં અને જગતને ભૂલી જાઉં એમ તે માને છે. એટલે તેને સત્ય કહેતાં કશું જ છૂપાવાનું નથી. પરંતુ જીવન તરફનું મારૂ વલણ જુદુ છે. હું માનવ ટોળાનો માનવી છું. માનવ ટોળામાં રહીને કામ કરવું મને ગમે છે. માનવ સમૂહ તરફ

મને મમતા છે. સાથે સાથે માનવીની સ્વાભાવિક નબળાઈઓ પણ મારામાં છે. મારામાં પુરુષનું ચિત્ત અને લાગણીઓ છે. તે કોઈ વખત કૂદાકૂદ પણ કરે અને સાચી વાત સુભગાથી સહન થઈ ન શકે, એટલે અમારી વચ્ચે કંકાસ ન થાય તે માટે પણ મારે તેની આગળ બધી જ સાચી વાત કહેવી ન જોઈએ.'

પરંતુ સુભગાની દલીલ તો હંમેશાં એક જ રહેતી : 'તારી ખાતર મને કોઈ આખી દુનિયાનો ત્યાગ કરવાનું કહે તો પણ હું આપણો પ્રેમ અખંડ રહે તેટલા માટે એક પળ વિચાર માટે પણ થોભ્યા સિવાય સર્વસ્વનો ત્યાગ કરી જ દઉં. પણ મારા જેવી તારી મનોદશા નથી એ હું સમજું છું. હું જાણું છું કે તને બીજા માણસોના કે સ્ત્રીઓના સંપર્કમાં આવ્યા સિવાય ગોઠતું નથી, પણ મારું તો એટલું જ કહેવું છે કે મારી તરફના પ્રેમની ખાતર તું એ બાબતમાં જો થોડો ય ભોગ આપવા તૈયાર હોય તો જ મારા પ્રેમની તને કંઈક કિંમત-કદર છે એમ હું માનું. મારો તો તને એટલો જ પ્રશ્ન છે કે આપણે બન્ને સંયુક્ત જીવનથી જે આનંદ મેળવીએ એની તારે મન વધુ કિંમત છે કે, આપણા સંબંધના સીમાડાઓ ઓળંગી, તું એકલો બીજાઓ સાથે મઝા ભોગવે તેને તું વધુ કિંમતી માને છે ?'

'હું આનંદ અને મઝા માટે એમ મરી પડતો જ નથી. હું તો જીવનના નિભાવ માટે આનંદમાં આસ્થા રાખતો નથી પણ જીવનના વિકાસ માટે જગતમાં હળવા ભળવામાં માનું છું.' મોહને કહ્યું.

'અને તે દૃષ્ટિએ તને મારી પાસેથી કશું જ મળતું નથી ?' સુભગાએ તાતાં તીર જેવું વચનબાણ વછોડ્યું.

મોહને તકરાર ન થાય તે માટે એનો સાચો જવાબ જ આપવાનું માંડી વાળ્યું.

જ્યારે પણ એમની વચ્ચે વાર્તાલાપ થતો ત્યારે સુભગા ગમે તેની વાતને પણ પોતાની ઉપર ખેંચી લેતી, અને પછી પવિત્ર પ્રેમ તેમ જ આત્માના ઐક્યની લાંબી પહોળી વાતો શરૂ કરતી.

પણ મોહન સુભગા જેવી પ્રેમની વ્યાખ્યા કરતો નહોતો. તે એવા શબ્દોના શણગારમાં શ્રદ્ધા પણ ધરાવતો નહોતો.

આથી સત્ય કથનની શરતે તેમની વચ્ચે થયેલું સમાધાન ઝાઝીવાર નભ્યું નહિ. છતાં બન્ને પક્ષ બહારથી સાચી વાત જ કરવાનો દેખાવ કરતા અને જે સત્ય તકરાર વધારનારું લાગે તે છૂપાવી નિર્દોષી દેખાય તેટલા જ સત્યનો તેઓ ઉપયોગ કરતાં. પરિણામે એમનું જીવન બે હરિફ કુસ્તી મલ્લો વચ્ચેની ચાલબાજી જેવું વિશેષ બનતું જતું હતું.

સુભગા નજીવી બાબતમાં પણ બહુ જ ચિકણાશ કરતી અને હરેક બાબતમાં મોહનની તરફ શંકાની જ નજરે જોતી, તેથી એક દિવસે મોહને કહી નાખ્યું: 'સુભગા, હું તને કહી દઉં છું કે મારા જીવનની પળેપળનો હિસાબ તને આપવા બેસવું તે અશક્ય છે.'

અને સુભગાએ પછી તો 'અશક્ય' શબ્દને પકડીને તેની ઉપર શાબ્દિક પિંજણ શરૂ કર્યું, એટલે મોહન કંટાળીને ઊઠી ગયો અને પેન્સીલ શોધવાનું નિમિત્ત કાઢીને બીજા ખંડમાં ગયો.

તે થોડોક વખત અંદર બેઠો ત્યારે એને એ જ વિચારો થયાં કરતાં હતા કે: 'સુભગા જેવી શિક્ષિત સ્ત્રી આટલી વહેમી

હોય તે કેવી રીતે બને ? કદાચ એમ પણ કેમ ન હોય કે કિશોર સાથેની પોતાની દોસ્તીની બાબતમાં હું વધુ ઊંડી તપાસ ન કરું તેથી તે મારી સાથે આવો દાવ ખેલતી હોય ! એમ ન હોય તો તે મારી પળેપળની કામગીરીનો ઇતિહાસ જાણવા મથે છે, પણ પોતાને લગતી તો ખુલ્લા દિલે વાત જ કરતી નથી.'

આ વિચારદોરે ઝૂલતો મોહન જ્યારે અંદરના ખંડમાં હતો, ત્યારે સુભગા ગૂપચૂપ મોહનના ટેબલનાં ખાનાં ફેંદવા માંડતી હતી. તે જ્યારે બહાર આવ્યો ત્યારે સુભગાના હાથમાં એક કાગળ તેણે જોયો. એ કાગળના શીરનામાના અક્ષર સ્ત્રીના હતા, પરંતુ ખરી રીતે તો તે માત્ર સમાજવાદી પક્ષની કારોબારી સમિતિનું આમંત્રણ જ હતું. પરંતુ સુભગાએ તો તેને કોઈ સ્ત્રીની પ્રેમપત્રિકા જ માની હતી.

મોહને સુભગાને છૂપી રીતે પોતાનાં ખાનાં ફેંદતા જોઈ અને તેના હાથમાં પોતાનો શીરનામાનો કાગળ જોયો એટલે મજાકથી તેણે કહ્યું: ' સુભગા, તારે એ તપાસ જરા ઉતાવળે કરવી જોઈતી હતી. કોઈનાં ખાનાંની ખાનગી તપાસ માટે જરા વધુ ઝડપી અને ચાલાકીની જરુર પડે છે. આપણી વચ્ચે સલસનો કરાર થયા પછી આવું કાર્ય તને છાજતું નથી. '

અને કંટાળીને તે ઘરની બહાર ચાલી નીકળ્યો. આમ એમની વચ્ચેનું શરતી સમાધાન તૂટી પડ્યું, અને વળી પહેલાંના જેવી જ પરિસ્થિતિ ઊભી થઈ.

હવે મોહનને પોતાના પક્ષના માસિક માટે લેખ લખવાનું મુશ્કેલ થઈ પડ્યું. ઘરમાં તકરારી વાતાવરણ ચાલતું હોય તેવે વખતે

વિચારોની સંકલના સચવાય અને તે અક્ષરદેહ ધારે એ અશક્ય નહિ છતાં વારંવાર મુશ્કેલ થઈ પડે છે.

એટલે મોહને કહ્યું : 'માસિકના કામ માટે મારે ત્રણ દિવસ એક મિત્રને ત્યાં રહેવાની જરૂર પડશે.'

મોહને માન્યું હતું કે સુભગા તેમાં યે વાંધો કાઢશે અને વહેમની નજરે જોશે, પણ તેની અજાયબી વચ્ચે આ વખતે તો જરા યે વિરોધ કર્યા વિના સુભગાએ મોહનને ત્રણ દિવસ અને ત્રણ રાતો મિત્રને ત્યાં રહેવાની પરવાનગી આપી !

પણ જમતી વખતે સુભગાએ કહ્યું: 'મોહન, હું કોઈ પણ બાબતમાં તારો વાંક કાઢતી નથી. તું જે કંઈ કહે છે તે બધું સાચું જ હોય છે, પણ મારા પ્રેમની બાબતમાં તું જે કઠોર વચનો કહે છે તે સાચાં હોવા છતાં મારા હૈયામાં તીરની માફક ભોંકાય છે. હું તો એમ જ માનતી હતી કે આપણે બન્ને પરસ્પરનાં જીવનાધાર બની શકીશું .....'

'સુભગા છે. એ બધી ફુરસદિયા અને જુનવાણી માણસોની કલ્પના, અત્યારના સમય અને સંજોગ પલટાઈ ગયા છે. આજે મેઘદૂતના યક્ષની માફક કે અત્યારના પરોપજીવી શ્રીમંતોની માફક મારા જેવી સ્થિતિ અને મનોદશાવાળા માણસથી આખો વખત પત્નીની જ હાજરીમાં ગાળી શકાય તેમ નથી......'

'હું તે કબૂલ કરું છું.'

'છતાં પેલા પાપચક્રની માફક રોજ ને રોજ એક જ ચર્ચાની ઘાણીમાં તું ફરે છે અને મને ફેરવવા માગે છે.'

'મોહન, જ્યારે પ્રેમનો અભાવ થાય ત્યારે તર્ક તેનું સ્થાન લે છે.' સુભગા ગંભીર ભાવે બોલતી હતી. 'તેમ ન હોત તો હું તારા માર્ગમાં ક્યાં, ક્યારે અને કેવી રીતે આવું છું તે હું સમજી શકતી નથી. તને તારી મરજી પ્રમાણે વર્તતાં પણ હું અટકાવતી નથી. હું તો માત્ર એટલું જ જોઈ તેમજ કહી રહી છું કે જ્યારે તું મને સાચા દિલથી ચહાતો હતો, ત્યારે મારાથી એક ક્ષણ પણ દૂર થવાનું તને ગમતું નહોતું. પણ હવે...? હવે તો તું મારાથી કંટાળ્યો છે, એટલે વચ્ચે વચ્ચે આરામ માટે બહાર રહેવાની તને જરુર જણાય છે.'

એ શબ્દોની સાથે સાથે જ તેની આંખોમાંથી આંસુ નીકળવા લાગ્યાં. રડતાં રડતાં તે બોલતી હતી: 'સો વાતની એક વાત એ જ છે કે સ્ત્રીના આત્માની પુરુષને કાં તો જરુર જ હોતી નથી, અને હોય તો માત્ર થોડા સમય સારુ જ...પોતાને જે જોઈતું હતું તે એની પાસેથી મેળવી લીધા પછી, પુષ્પ પરથી રસ ચૂસીને ઊડી જતા ભ્રમરની માફક તે એની પાસેથી ખસી જવા માગે છે. પછી તેની પત્નીની કેવી દશા થશે કે તેના હૈયાને કેવા આઘાત થશે એનો વિચાર કરવા પુરુષ થોભતો નથી. તેમાં યે અત્યારના જુવાનીઆ-ઓનું તો કશું પૂછવું જ નહિ. એમને હિસાબે તો પ્રેમ જેવી કોઈ ચીજ જ અસ્તિત્વ ધરાવતી નથી. તે તો પતિ-પત્નીના સંબંધને પણ વાસના તૃપ્તિનું સાધન માને છે! આ દશામાં માત્ર સારી સ્ત્રીઓના ભાગ્યમાં એકલા જ રહેવાનું નિર્માયું હોય છે...'

'સ્ત્રીઓ સ્વતંત્રતાને સમજતી અને ઓળખતી થઈ છે. તેઓ બધી જ બાબતમાં પુરુષોના આધાર પર જ ટકી રહેવા માગતી નથી. તેઓ જાતે વેલી બની પુરુષને તેના ટેકારુપ વૃક્ષ બનવા દેવા તૈયાર

નથી એ ભૂલવું જોઈતું નથી.'

હું એવી વાતોમાં માનતી નથી. મને તો લાગે છે કે નવા જમાનાને સ્ત્રી જાતિના અદ્‌ભૂત પ્રેમની પરવા નથી અને સ્ત્રી સ્વાતંત્ર્યને નામે સ્ત્રીઓને માનભંગ દશામાં મૂકવામાં આવી છે. આજની સ્વતંત્ર કહેવાતી સ્ત્રી કરતાં પ્રાચીન કાળની સ્ત્રીનો દરજ્જો વધુ સારો હતો કેમ કે ત્યારે પુરુષો સ્ત્રી જાતિના નિઃસ્વાર્થ પ્રેમની કદર કરી શકતા હતા. આજે તો સ્ત્રીની દશા રંગભૂમિની નટી સમાન થઈ પડી છે.' સુભગાએ ગંભીર ભાવે કહ્યું.

'સુભગા, તું હંમેશાં પ્રેમને ઉચ્ચતર લાગણીને નામે ઓળખાવે છે. હંમેશા એની એ જ વાતો કરે છે, પણ વર્તનમાં તો હું લાગણીઓનું જુદું જ સ્વરુપ જોઈ શક્યો છું.'

મોહનનાં એ વચનોથી સુભગા એકાએક ચમકી ગઈ: 'ક્યારે?'

'જ્યારે તેં મારી ગેરહાજરીમાં મારા ટેબલના ખાના ફેંદવા માંડ્યા ત્યારે!' મોહને કટાક્ષથી હસતાં હસતાં કહ્યું.

સુભગાના દિલમાં તો બીજો જ ભય હતો. તેણે માન્યું હતું કે કિશોર સાથેના પોતાના કોઈ પ્રસંગને મોહન જોઈ ગયો હશે અને અત્યારે તે એનો જ ઉલ્લેખ કરશે તેથી તે ગભરાણી હતી; પરંતુ તેણે માત્ર ટેબલની જ વાત કરી, એટલે તેને હૈયે હામ આવી, અને જરા દમામથી બોલી: 'બરાબર છે. હું એ માટે જરાયે શરમાતી નથી, કેમ કે હું મારા સુખના સંરક્ષણ માટે તે કરતી હતી અને હજી પણ જ્યાં સુધી મારામાં તાકાત હશે ત્યાં સુધી તેને માટે લડત કરીશ. હું મારા સુખને એમને એમ મારા હાથમાંથી કોઈને છીનવી લઈ જવા નહિ જ દઉં પણ લડત કરીશ...'

'અને એ લડતમાં ગમે તે હથિયાર વાપરવું તેને વાજબી માનીશ'!

'જરૂર, જે આખરી વિજયમાં કામ આવે તે હથિયાર ખરું. લડાઈનો તો એ ધર્મ છે.'

'તો પછી મને પણ એ જ ધોરણે ગમે તે હથિયારથી લડવાની છૂટ તું આપીશ ને?'

'તારે કોની સાથે લડવાનું છે?' અને એ પ્રશ્ન પૂછતી વખતે સુભગાએ મોહનના હૈયાની ગહનતાને માપતી હોય તેવી નજરે તેની સામે જોયું.

'તારી સાથે... ..'

એટલું કહીને તે પોતાના કામ માટે બહાર ચાલી ગયો.'

સાંજે મોહનને સુભગાએ ટેલીફોનમાં પૂછ્યું: 'તું ક્યારે ઘેર આવીશ?'

મોહને કહ્યું: 'મારે માસિક માટે લખવાનું છે અને તે માટે તેં જ મને ત્રણ દિવસ મિત્રને ત્યાં રહેવાથી રજા આપી છે.'

'પણ મારી સાથે બહુ જ ભયંકર વાતો કરીને ચાલી ગયા પછી તું ઘેર ન આવે તો મારાથી રહેવાશે નહિ...' સુભગા ઉશ્કેરાયલા જેવી લાગતી હતી.

મોહને જરા વિચાર કરીને છેવટે કહ્યું: 'વારુ, તો પછી એકાદ લેખ પૂરો કરી ઘેર આવીશ.'

રીસીવર મૂકતાં મૂકતાં તે બબડ્યો: 'કોઈ મને કામ પણ કરવા દેવાનું નથી. આવી સ્ત્રી સાથે મેં તે શા માટે લગ્ન કર્યું... !!'

## પ્રકરણ ૨૭ મું    પ્રેમની પુરાણી વ્યાખ્યા

મોહનને મિત્રને ઘેર રહી કેટલુંક ચડી ગયેલું કામ પૂરું કરી નાખવું હતું, પરંતુ સુભગાનો ટેલીફોન મળ્યો તે વખતે એનો અવાજ તેમ જ બોલવાની રીત એવાં જણાતાં હતાં કે મોહનને ભય લાગ્યો કે લાગણીવેડાના પૂરમાં તણાતી સુભગા એકલી હશે તો વખતે આત્મહત્યા કરશે, એટલે તેને પોતાનો કાર્યક્રમ પડતો મૂકીને પણ રાત્રે ઘેર આવવું પડ્યું.

તેથી તેના દિલમાં કંટાળાના જ વિચારો આવતા હતા. એક વખતે તેને પોતાની શિક્ષિત સુભગા માટે પ્રેમ હતો અને તેની સંસ્કારિતા માટે પોતે ગૌરવ અનુભવતો. હવે તેને માત્ર કંટાળો જ આવતો.

સુભગાના વહેમી સ્વભાવે મોહનને જૂઠ્ઠુ બોલવાની ફરજ પાડી હતી. કેમકે સાચી વાત કરવા જતાં સુભગા નાની બાબતને મોટું રુપ આપીને જીભાજોળી શરુ કરી દેતી, તેથી એને હવે તો કંટાળો અને ચીડ ચઢતી.

વિના કારણે પોતાને ખોટું બોલવું પડે અને અનેક જૂઠાણાંને ઉપજાવવા પડે તે સ્થિતિ માટે મોહનને બહુ લાગી આવતું. તેનાથી કોઈ મિત્રને પણ મળવા ન જવાતું. એથી એના મન પર ખૂબ બોજો રહેતો. પરિણામે તેમના ગૃહજીવનમાં ખટપટ, કડવાશ અને એક બીજાની તરફ છૂપી દુશ્મનાવટનું વાતાવરણ ઘેરાતું જતું હતું.

ધીરે ધીરે મોહનને એમ લાગી ગયું હતું કે સુભગા બધી જ બાબતમાં તેની ઉપર જાસૂસી કરે છે અને વિના કારણે તેની સાથે તકરારો શોધે છે, તેથી તેની સાથે જૂઠું બોલવામાં પોતે કાંઈ પાપ કે ગુન્હો કરતો નથી.

ઘેર આવવા નીકળ્યો ત્યારે એનું ચિત્ત આ જ વિચારોના ચકડોળ પર ચઢ્યું હતું. જ્યારે જ્યારે તે એકલો પડતો ત્યારે એના મનનો કબજો એ વિચારો જ લઈ લેતા. તેથી પણ તે મૂંઝાતો હતો.

'સુભગા સુશિક્ષિત છે, તે સંગીત, ભરત, ગૂંથણ, ચિત્રકળા અને સાહિત્યની જાણકાર છે, છતાં તેના શિક્ષણે એને સ્વાશ્રયી બનાવવામાં મદદ કરી નથી. એતો કેવળ પરાશ્રયી જ છે અને પરાશ્રયી જ રહેવાની છે. તે હર પળે મારી સાથે રહેવા માગે છે અને તેને મારી તરફની પ્રેમની અદ્‌ભુત લાગણી તરીકે માની આત્માના ઐકયની દૈવી પ્રેમની તે વાતો કરે છે. પરંતુ ખરી વાત એ છે કે, તેનામાં જીવન સત્વની જ ખામી છે, માટે બીજાના આધારની અને બીજામાંથી ખૂટતું જીવન સત્વ મેળવી લેવાની વૃત્તિ તેનામાં રહે છે...' રસ્તે ચાલતાં ચાલતાં મોહન આ વિચારો કરતો હતો. ના, એ વિચારો તેની ઉપર ચઢી બેઠા હતા.

'જીવનબળની એની એ ઉણપને લીધે તેને બીજાનું અવલંબન જોઈએ છે, તે વેલી જેવી છે, તેથી તેને વૃક્ષનો આધાર જોઈએ

છે, પરંતુ સાથે સાથે તે એવું મનાવવા મથે છે કે વૃક્ષ પણ વેલીના આધાર વિના ટકી શકે તેમ નથી. અને તેથી જ તે મારે માટે પ્રેમનું નહિ પણ કંટાળાનું સાધન બની ગઈ છે. અને જ્યારે એ કંટાળાથી ડરીને હું તેનાથી દૂર થવા જાઉં છું ત્યારે મારે માટે તે બીન જરુરી છે એમ માનીને મરવાની વાતો કરે છે!'

આવા વિચારો કરવા છતાં તે જેમ બને તેમ જલદી ઘેર જવા માટે આતુર હતો અને તેથી બહુ જ ઝડપથી ચાલતો હતો, પરંતુ ગલીના નાકા આગળ જ રસ્તામાં તેને અકસ્માત સુવર્ણા મળી ગઈ.

'કેમ મોહનલાલ, કંઈ રસ્તામાં દોડો છો?' તેણે હસતાં હસતાં કહ્યું.

'પરણેલા પુરુષોને અત્યારના જમાનામાં આવી ચાલ શીખવી પડે છે. આજ કાલ તો ત્રિયારાજ ચાલે છે ને?'

મોહને પણ હસીને કહ્યું. પણ તેના મગજ ઉપર સુભગાના જ વિચારો ચઢી બેઠેલા એટલે તેને બીજું કંઈ કહેવાની સૂઝ પડી નહિ.

'ત્રિયારાજથી તમે ડરો છો? આટલાં બધાં વર્ષો સુધી પતિ-રાજ કે પુરુષરાજ ચલાવ્યા છતાં તમને લોકોને સંતોષ નથી થયો?' સુવર્ણા ફરીથી હસી પડી.

'સત્તાનો મદ જ ભૂંડો છે. તેનો સ્વાદ એક વખત ચાખ્યા પછી તે હાથમાંથી જાય એ કોઈને પસંદ પડતું નથી. એટલે પુરુષો તમારા રાજ્યથી ડરે છે.'

'એવો ડર તો આપખુદ સરમુખત્યારો કે જાલીમો જ રાખે છે એવું મેં તો વાંચ્યું હતું.'

'તમારી એ વાત સાચી છે, પણ સુવર્ણા, મારો અનુભવ મને બીજું જ શીખવાડે છે.'

'તે શું?'

'તે એ કે સ્ત્રીઓ પર પુરુષોનું આધિપત્ય કદી હતું નહિ અને સ્થપાશે યે નહિ. ખરી રીતે તો બ્રહ્માએ સરસ્વતી સર્જી ત્યારથી જ પુરુષ જાતી પર સ્ત્રીનું આધિપત્ય સ્થપાઈ ચૂક્યું છે અને પ્રલયકાળની છેવટની ઘડી સુધી તેમ જ રહેશે.'

'આ જ્ઞાન...'

'...સુભગાના સંબંધ પછી થયું એ વાત ખરી.'

'તમે કંટાળ્યા છો?'

'જરુર.'

'જીવનથી કે સ્ત્રીઓથી.'

'બંનેથી.'

'છતાં બંનેને વળગી રહ્યા છો.'

'કેમ કે એક બાજુ ભડભડતી આગ છે અને બીજી તરફ તોફાને ચઢેલો મહાસાગર છે. ગમે તે તરફ જાઉં તો યે મોતનો ભય તો હાચું ફાડીને ઊભેલો જ છે.'

'એટલે જીવન અને સ્ત્રી જાતિ બંને તરફ મૃત્યુ સમા લાગે છે?...'

'મૃત્યુ કરતાં સ્ત્રીઓ મને વધુ ભયંકર લાગે છે?'

'કારણ?'

'કેમ કે સ્ત્રીના ભયમાંથી છૂટવા માટે પુરુષને સ્ત્રીનો જ આશરો લેવો પડે છે...'

'ત્યારે જ તમને સ્ત્રીઓ અહીરાવણ મહીરાવણની સગી માશીની દીકરી જેવી લાગતી હશે?' સુવર્ણા એમ કહેતી ખડખડાટ હસી પડી. અને પછી તેણે કહ્યું: 'મોહનલાલ, આમ રસ્તામાં ઊભાં રહીએ તે કરતાં ચાલોને ઉપર મારે ઘેર.'

'ના, મારે મોડું થાય છે.' મોહને બચાવ શોધ્યો.

મોહન સુવર્ણાને ઘેર પહોંચાડવા ગયો. તે પછી તેઓ વચ્ચે મળતાં હતાં અને તેમની વચ્ચે વાતચીતનો પરિચય વધતો જતો હતો.

'સુભગા બહેનથી બહુ જ ડરતા લાગો છો!'

'સ્ત્રીઓથી પુરુષો સદા યે ડરતા રહે છે.'

'તમે પણ એમાંના એક છો?'

'જરૂર.'

'તો પછી એમને છોડીને દૂર શા માટે નથી જતા?'

'સ્ત્રી જાતિ તરફની દયાને લીધે. દાખલા તરીકે હું મારી જ વાત કરું. હું જો સુભગાને છોડીને ચાલ્યો જાઉં તો એ બિચારી મારા વિના ઝૂરી ઝૂરીને મરી જ જાય. અને એના જીવનનો કંઈ જ અર્થ ન રહે, કેમકે એ મને ખૂબ જ ચહાય છે. આ વાત મારે કરવી જોઈએ કે મને એની તરફ એ જાતનો પ્રેમ થતો નથી.'

'પ્રેમની અધ્યાત્મવાદી અને તરંગી વ્યાખ્યાઓ હવે બદલવી જોઈએ. એમ તો હિંદુ સ્ત્રીઓ પોતાના પતિ તરફ અપાર પ્રેમ રાખે છે એ બતાવવા તેઓ ફરજિયાત વૈધવ્ય પાળે છે. પરંતુ જીવનમાંથી પોતાનું સ્થાન અને પ્રેમ જતાં રહેવા છતાં તેઓ જીવંત તો રહે જ છે.

તો નવીન વિચારો પ્રમાણે પ્રેમની વ્યાખ્યા સુધારતાં સ્ત્રીઓએ શા માટે ગભરાવું જોઈએ! હું તો માનું કે કાં તો સ્ત્રીઓએ મનપલ્ટો કરવો જોઈશે કે પછી પરાધીન અને નિર્માલ્ય સ્થિતિમાં જ મરી જવું પડશે.'

'પણ એક સ્ત્રીને અમુક જ પુરુષમાં આકર્ષણ થાય અને તેમાં તે આધ્યાત્મિક નજરે કંઈક ઉમદા તત્વ જૂએ તે શું હશે? દાખલા તરીકે સુભગા ઘણી વખત મને કહે છે કે: 'ભલે તમે પાપી હો તો પણ બીજાની તરફ ઢળતા પૂણ્યશાળી કરતા મારી અને મારી એક-લીના જ રહો તો પાપી હોવા છતાં મને તે પ્રિય છે. ત્યારે હું વિચારમાં પડી જાઉં છું કે પાપી હોવા છતાં તે જો મારો સ્વીકાર કરતી હોય તો મારામાંના કયા તત્વને એ પ્રિયકર માનતી હશે?'

'મોહનલાલ, એની વ્યાખ્યા આપી શકાય તેમ નથી. તમે શું નથી જાણતા કે સ્ત્રીઓ ખૂની, ચોર કે ઠગારાઓ સાથે પણ પ્રેમમાં પડે છે? એમાં કયુ મહાન તત્વ સમાયલું છે!'

'પણ મારે સુભગા આગળ હંમેશા જૂઠું બોલવું પડે છે એ મારે માટે અસહ્ય થઈ પડે છે. અહીં હું તમારી સાથે વાત કરવા રોકાયો તે માટે પણ મારે જૂઠું જ બ્હાનું શોધવું પડશે. કેમ કે સત્ય હકિકત કહેવા જતાં તે વહેમ કાઢીને તકરાર કરે...'

સુવર્ણાએ માત્ર મસ્તક હલાવ્યું.

'એટલે એના આત્માને દુઃખ ન થાય અને મને પણ ગૂંગળા-મણ ન થાય તેવો માર્ગ શોધતા રહેવાનું કામ મારે માટે મુશ્કેલ બન્યું છે. પણ એની મારા તરફની મમતા જોતાં અમારી વચ્ચે આ જાતની પરિસ્થિતિ ઊભી થાય છે માટે જ મને પારાવાર દુઃખ થાય

છે. પણ જ્યારે સુભગાના એ પ્રેમનો સર્વાંગી વિચાર કરું છું ત્યારે સાથે સાથે એમ પણ લાગે છે કે તેનો એ કહેવાતો પ્રેમ કેવળ પોતાના જ સ્વાર્થ પૂરતો સાંકડો હોઈ, તે મને દુનિયાથી દૂર પાડી પોતાને માટે જ મને અલગ રાખી મારા આત્મા પર વર્ચસ્વ સ્થાપવા માગે છે. અને તે વખતે તે પોતાનો પ્રેમ મને આપવા માગે છે જ. છતાં આ સ્થિતિ મારે માટે ગૂંગળાવનારી છે. મારે જગતનો રહેવું કે સુભગાનો તેનો છેવટનો નિર્ણય હું કરી શકતો નથી.'

તે માટે રાહ જૂઓ. માનવ જીવનમાં એવા પ્રસંગો આવે છે કે જ્યારે તે જીવનપંથના ત્રિભેટા આગળ આવ્યા પછી મૂંઝાય છે. કયો માર્ગ સ્વીકારવો તેનો તે નિર્ણય કરી શકતો નથી. એ સ્થિતિમાં કોઈ પણ જાતની ઉતાવળ નહિ કરતાં થોભી જવું જોઈએ.'

મોહને તે વખતે ઘડિયાળ તરફ જોયું અને વાતમાં ને વાતમાં મોડું થઈ ગયું તે જોઈને તેણે સુવર્ણાને જયજય કરીને ઘર તરફ ચાલવા માંડ્યું.

ઘેર પહોંચતાં વધુ વિલંબ ન થાય તે માટે મોહન રસ્તામાં લગભગ દોડવા લાગ્યો, તેનાં કારણોની રજૂઆત સુભગા સમક્ષ કેવી રીતે કરવી તે વિચારવા લાગ્યો.

તેને થયું : 'મારી જેવી ઉમ્મરનો જુવાન જે જૂનવાણી જગત સામે ઝૂઝવાની તાકાતની ખુમારી રાખે છે, જે રાષ્ટ્રની સ્વાધીનતાની લડતમાં બ્રિટિશ સલ્તનતની સામે થતા ડરતો નથી તે પોતાની પત્નીથી આમ ડરી જાય અને રસ્તામાં દોડે તે કેવું !' પરંતુ એ પ્રશ્નોનો જવાબ તેના જ અંતરમાંથી ઊઠ્યો. દુનિયામાં એમ જ ચાલે. અનેક સારા મોટા અને પ્રેમાળ માણસો કેટલી ય વખત ઘેર મોડા જાય છે. અને ત્યારે તેઓ પણ ઘેર પહોંચતા પહેલાં રસ્તામાં આમ

જ દોડે છે. પોતાની પત્ની ઘેર રાહ જોઈને બેઠી હોય તેની ખાતર દોડવું એ એક રીતે તો વખાણવા જેવું છે. પણ જો ભયને લીધે પુરુષોને આ સ્થિતિમાં મૂકાવું પડે તો તે જરા યે વખાણવા જેવું નથી પણ શરમાવા જેવું છે.

મોહન હળવે પગલે દાદરનાં બબ્બે પગથિયાં કૂદતો ઘેર પહોંચ્યો ત્યારે સુભગા જ ઘેર નહોતી. એથી તેને એક પ્રકારની નિરાંત મળી. અને સુભગા તરફથી કોઈ જાતના ઉપાલંભ સાંભળવા નહિ પડે તેથી તે ખૂશી પણ થયો.

એણે કપડા બદલી નાખ્યા. અને ટેબલ પર જોયું તો નિયમ પ્રમાણે સુભગાએ ચિઠ્ઠી પણ નહોતી લખી તેથી એને ચિંતા થવા લાગી. એ ક્યાં ગઈ હશે ? કશું ન કર્યાનું તો એ કરી બેઠી નહિ હોય ને ? અને તે બીજા ખંડમાં ગયો ત્યાં તેની થાળી ઢાંકી હતી અને પલંગ પર સુભગાના વસ્ત્રો જેમ તેમ પડ્યા હતા એથી મોહનને સંતોષ થયો. એક ટીપોય પરની ' એશટ્રે 'માં પીધેલી સીગારેટના કેટલાંક ઠુંઠા પડી રહ્યા હતા. એ જોયા પછી મોહનની ખાત્રી થઈ કે : ' જરૂર મારી ગેરહાજરીમાં કિશોર આવ્યો હશે અને મારા આવવાનું અનિશ્ચિતપણું જાણીને તેઓ સીનેમા કે નાટકમાં ઉપડી ગયાં હશે.'

મોહનની જમી લેવાની વૃત્તિ ઠંડી થઈ ગઈ. તે આમતેમ આંટા મારવા લાગ્યો. ઈચ્છાએ કે અનિચ્છાએ એના મગજમાં સુભગાના જ વિચારો ચઢી બેઠા.

' આ સ્ત્રીઓને સમજી ન શકાય તેવી છે – ' અને પછી તો તે પોતાના ભૂતકાળ તરફ દૃષ્ટિપાત કરતો સુભગાની મનોદશાનું પૃથક્કરણ કરવા તરફ વળ્યો.

શિક્ષિત, સંસ્કારી ને સ્વતંત્રતાની હિમાયત કરનારી એક સ્ત્રી

વાતવાતમાં આંસુ ખેરવે, આત્મહત્યાના દેખાવો કરે, રિસાઈ જાય અને રખેને તે કંઈનું કંઈ કરી બેસશે એવા ભયે મારે એને સમજાવવી પડે, મનાવવી પડે, તેમ કરતાં મારાપણાનો ખ્યાલ પણ મારે ભૂલવો પડે, મારું અભિમાન ઘવાય, મારી હઠની સારવાર ન થાય, ખરેખર કેવું વિચિત્ર જીવન ?...કોઈ મિત્રને ઘેર પણ મારાથી એકલું ન જવાય. જવું હોય તો તેથી સુભગાને કેવું લાગશે એ વિચાર પહેલો કરવો પડે. મિત્રને ઘેર અમારી વચ્ચે નકામું ઘર્ષણ ન થાય તે માટે એને ખોટા બહાના બતાવીને મારે જૂઠું બોલવું પડે અને એકલા જવાની ચાલબાજી ચલાવવી પડે. જો સાથે ગયા તો તો જોઈ લો મઝા! મારા હાથે, પગે અને જીભે બંધનની બેડિયો જકડાઈ જાય. મારી તમામ નાની મોટી બાબતમાં તે પ્રેમને નામે હદ કરતાં વધુ ડખલ કરે. 'ખૂબ ચહા પીશો નહિ. કેટલી બધી સીગરેટ પીશો ? રાત્રે પછી ઊંઘ નહિ આવે.' એવી એની સૂચનાઓ ચાલુ જ હોય. મિત્રોની મંડળીમાં દિલના ઊભરા નીકળે, જરા હું ખીલું તો પણ એ વહેમાય, વચ્ચે વચ્ચે એને ન બોલાવું ને કોઈ મિત્ર–પત્ની સાથે વિવેક પૂરતી વાત કરું તો એના હૈયામાં આગ ઊઠે. 'સભ્ય મંડળમાં આટલા હોકારા પાડીને તમે મને પણ શરમાવો છો. સંસ્કારનું તો તમારામાં નામ ન મળે.' એવાં એવાં કઠોર વચનો પાછળથી સાંભળવા પડે. એ તે પત્ની છે કે મારી પર દેખરેખ રાખનાર નિરીક્ષક ?...'

મોહન એકલો એકલો ચિડાયો. 'એને મારી તો કશી જ કિંમત નથી. એ માત્ર અદેખી છે કેમ કે તે અતિ સામાન્ય અને છીછરી છે. તે પ્રેમને નામે મારી પાસેથી ભારે કિંમત માગે છે. એના એ કવિત્વ-મય અને ઊર્મિલા પ્રેમની સારવાર પાછળ મારે વિના કારણે કેટલો સમય બગાડવો પડે છે ? એના રિસામણાં મનામણાં અને તે પછીના

સમાધાન, એ બધાને માટે મારે મારાં સ્વમાન, સ્વકામ અને આદર્શનો વિના કારણે ભોગ આપવો? 'શું ત્યારે જીવનની રસલ્હાણ વિના કિંમતે મેળવવી છે?' એકાદ કવિ પૂછશે. જો સ્ત્રીઓ પોતાના પ્રેમની કિંમત માગતી હોય તો તો પછી તેનામાં અને પૈસાની ખાતર પોતાનો દેહ વેચતી રખાતમાં ફેર શો? સ્ત્રીઓએ પૈસાને નામે, ધર્મને નામે, મોક્ષને નામે કે પ્રેમને નામે પણ પુરુષની રખાત બનવાની તો ના જ પાડવી જોઈએ – ભલે તે માટે તેમને સહન કરવું પડે; પરંતુ તે સિવાય સ્વતંત્ર માનવીઓનો સમાજ સર્જાય તેમ નથી જ —'

તેણે ફરતાં ફરતાં બારી તરફ જોયું, પરંતુ સુભગા આવતી દેખાઈ નહિ.

'સુભગાના સંસ્કાર, એનું લાવણ્ય, એનું અગમ્ય વર્તન અને જેને એક વખતે મેં જીવનનું અમૂલ્ય ધન માન્યું હતું તે–એનો કવિત્વમય પ્રેમ-એ બધાંએ મને જરુર આકર્ષ્યો હતો. પરંતુ એની સાથે રહીને મેં જીવનનો વિકાસ થાય તેવું શું મેળવ્યું?' તેની વિચારસરણીએ જરાક પલટો લીધો.

'એની પાસેથી હું ટાપટીપ, બાહ્યાચરણના થોડાક પ્રયોગ અને વ્યવસ્થા શિખ્યો હોઈશ. પણ તે કેટલા મોટા ભોગે? હું મારાપણું ગુમાવીને તેનું મૂલ્યું ચૂકવું છું. સુભગાનો મારા પરનો પ્રેમ મારા વ્યક્તિત્વનો ધીરે ધીરે વિનાશ કરી રહ્યો છે અને હવે જો અમારે અમારો સંપૂર્ણ વિકાસ સાધવો હોય તો અમારે એક બીજાના માર્ગમાંથી જલ્દી દૂર થઈ જ જવું જોઈએ, કેમ કે, અમારા જીવનને દોરનાર સિદ્ધાંતની જ બાબતમાં અમારી વચ્ચે ધરમૂળનો જ વિરોધ છે.'

તેની વિચારમાળા અટકી પડી. એક બે ક્ષણો તે યંત્રવત્

ફરવામાં જ તન્મય બની ગયો. પરંતુ વળી પાછું વિચારયંત્ર આંતરિક બળના આંચકાથી ફરવા લાગ્યું.

'સુભગાના જીવનનું વલણ જ પરાવલંબી છે. એથી જ તેનો પ્રેમ નિઃસ્વાર્થી જણાય છે. છતાં તે જે માણસ પર પ્રાણ ન્યોચ્છાવર કરવા માગે છે તે જ માણસના આત્માનો ભોગ તેને લેવો પડે છે. તેનાથી એ સમજાતું નથી. એ જેને સંપૂર્ણ સુખ માને છે તે સ્થિતિ-સ્થાપકતા છે. એના એ સુખમાં મારા જીવનનો વિકાસ રુંધાય તેની એને પરવા નથી. એ મારી ખાતર સર્વસ્વ અર્પણ કરવા તૈયાર છે, પણ એને કશું જ અર્પવા જેવું નથી. તે પોતાના પરાવલંબી આત્માને બદલે મારા સ્વાવલંબી આત્માની માગણી કરે છે. શું ત્યારે કવિઓએ જેના પારાવાર ગુણ ગાયા છે તે પ્રેમનું પરિણામ વ્યક્તિના માનસિક વિકાસનું રુંધન અને પરાવલંબીપણું જ છે? એ જાતના પ્રેમના બલિદાન બનવું એ બીજું કશું જ નહિ પણ આત્મદ્રોહ છે. સુભગાનો સાથ શોધીને હું આત્મદ્રોહી જ બની રહ્યો છું. નહિ, નહિ, મારે એવા આત્મહત્યારા બનવું નથી. મારે બીજાની ખાતર બીજાના આધારે જીવવું નથી પણ સ્વાશ્રયથી જીવવું છે. જગતના મટી મારે એક સુભગાની જ કિંમતી મતા બનવું નથી. એને ઘરનાં બારણાં બંધ કરી અંદર ભરાઈ રહેવામાં આનંદ મળે છે, મને જગતના ખુલ્લા વાતાવરણ વચ્ચે એ આનંદ સાંપડે છે. નીતિની એની જુનવાણી વ્યાખ્યાઓ હજારો વર્ષો પહેલાં જુદા જ સ્થિતિ સંજોગમાં કોઈ અજાણ્યા આદમીઓએ નક્કી કરી છે. મારી નીતિની વ્યાખ્યા કુદરતના પ્રત્યેક કાનૂનની સાથે તાદાત્મ્ય બની પ્રગતિ સાધવી તે છે. આખા જગતને ગુમાવી એક વ્યક્તિને મેળવવી એ તેની લગ્નની નીતિમય ભાવના છે. મારે હિસાબે તે આત્માનો વિકાસ અટકાવનાર, આત્મદ્રોહી અનીતિ છે...નહિ નહિ અમારી વચ્ચે કદી મેળ જામશે જ

નહિ...જો જુનવાણી વ્યવસ્થામાં પલટો કરી નાખવો હોય તો પ્રેમની એ જરીપૂરાણી વ્યાખ્યાઓ પણ બદલવી જ જોઇએ. એ નવી સમાજવ્યવસ્થા નવા નિયમો માગશે, પણ તે સમય આવી પહોંચે તે પહેલાંના અત્યારના સંક્રાંતિકાળના આવા ઘર્ષણમાં તો અનેક યુવક–યુવતિઓને ઉતરવું જ પડશે...માનવ જાતિનો ઐતિહાસિક વિકાસ વર્ષો પહેલાં બીજાઓએ તૈયાર કરી રાખેલા વિચારો, રૂઢી, માર્ગો કે વ્યાખ્યાઓના સ્વીકારથી થતો નથી, પણ સમય અને સંજોગને ધ્યાનમાં રાખીને નવી વ્યાખ્યાઓ, નવા વિચારો અને નવા નકશાઓ તૈયાર કરવાથી તેમ થાય છે. આજની દુનિયામાં વિકાસની દિશાની યાત્રા તે માત્ર કોઈ એક વ્યક્તિ, વર્ગ કે કોમની મતા નથી, હવે તો તે માનવ સમુદાયની મતા બની ગઈ છે.'

એ વખતે સુભગા આવી અને મોહનની વિચારમાળા ફરતાં ફરતાં અચનાક અટકી પડી.

## પ્રકરણ ૨૮ મું

## હૈયાનું દર્દ

સુભગા ઘરમાં દાખલ થઈ ત્યારે ઘડિયાળના કાંટા દોઢ અને બેની વચ્ચે ગતિ કરી રહ્યા હતા.

'અત્યાર સુધી તું ક્યાં હતી?' મોહને તેને પૂછ્યું.

સુભગાએ મોહનને ઘેર જોવાની આશા રાખી હશે કે કેમ, પણ તેણે એને જોયો કે તે સ્થિર જ થઈ ગઈ. એની આંખો ભૂતને જોઈ ભયભીત બની ગઈ હોય તેમ બની ગઈ. તેણે બારણા બંધ કર્યાં અને ફરીથી મોહન તરફ આવી.

એણે ભપકાદાર વસ્ત્રો પહેર્યાં હતાં અને શરીર પર તેમ જ કપડાં પર સેંટ, પાઉડર, ક્રીમ વગેરેનાં છાંટણાં છાંટ્યાં હતાં.

'હું સરલાને ત્યાં ગઈ હતી...' તેણે યાંત્રિક પૂતળાની માફક ધીમેથી કહ્યું. એ વખતે પણ તે મોહનની સામે જ ફાટે ડોળે સ્થિર દૃષ્ટિએ જોઈ રહી હતી. એની કીકીઓમાં વિજળીની બત્તીનું પ્રતિબિંબ પડતું હતું તેથી સુભગાની આંખો ત્યારે ભયંકર લાગતી હતી.

'તું ખરેખર અગમ્ય અને વિચિત્ર છે.'

'હા હા, હું જરૂર વિ-ચિ-ત્ર છું, અને વળી સાથે સાથે અ-ગ-મ્ય પણ છું...' પોતાના મન અને શરીર પરનો કાબુ ગુમાવી બેઠેલા માનવીના જેવી તેની સ્થિતિ હતી. એના શ્વાસમાંથી માદક પીણાની દુર્ગંધ આવતી હતી.

એણે પોતાના બન્ને હાથોની હથેળીઓથી પોતાના ચહેરાને ઢાંકી લીધો અને પછી તો ઝનૂની માણસની માફક પોતાના આંગળાં તેણે એવાં તો દાબવા માંડયા કે તેના લમણાઓમાં એના નખ દબાઈ ગયા. જાણે પોતાના મગજને તે વછોડી કાઢવા માગતી હોય તેમ તે કરવા લાગી.

પોતાના મન અને તન પરથી કાબુ ગુમાવી બેઠેલા માનવીની માફક તે બબડતી હતી: 'મારા દુઃખની હવે સીમા નથી રહી. મારું હૈયું ફાટી જાય છે, મારું મગજ નીકળી પડે છે, તેથી...હા, હા, અને તેથી જ હું મારા એ દુઃખના નિવારણની દવા લઉં છું...' ઝનૂની માણસની માફક તે ખૂબ ઝડપથી બોલ્યે જતી હતી. 'બધી જ દવાઓ અસરકારક નથી હોતી. મને દવાનો જ કંટાળો છે અને વળી આ દવા તો મને સહુથી યે વિશેષ ખરાબ લાગે છે. પણ-પણ મારે એને અનુકૂળ થવું પડશે...' તેણે બોલતાં બોલતાં દાંત કચકચાવ્યા, નિશ્વાસ નાખ્યો અને વળી પાછી બોલવા લાગી: 'રોગ ભીષણ છે એટલે તેના નિવારણ માટે દવા પણ એવી જ જોઈએ.'

તેણે મોહનની આંખોમાં પોતાની આંખો પરોવીને કહ્યું: 'જાણો છો મારો એ રોગ શું છે?...બીજો કંઈ રોગ નથી. એ રોગ છે આપની તરફનો મારો પ્રેમ. મોહન, સમજાય છે? તું મારી વાત સમજી શકે છે?...એ પ્રેમ જ મારું મરણ બની રહ્યો છે. તું તે સમજી શકતો નથી અને તેથી જ તું સુખી છે...'

એણે ઉપલા દાંતને નીચલા હોઠ પર દાબી દીધા, ઝનૂનથી માથું હલાવી નાખ્યું અને દુઃખ અસહ્ય થઇ પડયું હોય તેમ તેણે આંખનાં પોપચાં જોરથી કીકીઓ પર દાબી દીધાં.

એકાએક બોલતાં બોલતાં તે અટકી ગઈ. કેટલીક ક્ષણો સુધી અર્ધ દીવાનાની માફક તેણે મોહનની સામે ધારી ધારીને જોયું. પછી વળી એકાએક કંઇક વિચાર આવતાં બંને હાથ પોતાના માથાની પાછળ મૂકી, દસે આંગળીઓની નળી રચી તેની વચ્ચે મસ્તક ટેકવી ઠસ્સા અને દમામથી ઊભી રહી. તેણે મૃદુ અને મોહક સ્વરે કહ્યું :

'હું સૌન્દર્યવતી છું...મોહન, તને એમ નથી લાગતું ?'

મોહન બોલ્યો નહિ. માત્ર 'આ સ્ત્રીને શું થયું છે?' એ જાણવા માગતો હોય તેમ મૌન ભાવે સ્થિર દૃષ્ટિએ તે એની સામે જોઈ રહ્યો.

મોહનની દૃષ્ટિ અને તેની દૃષ્ટિ યોદ્ધાઓની શમશેરોની માફક સામસામી અથડાઇ. સુભગાની આંખોમાંથી ઝરતા અંગારાનો ઝગઝગાટ ક્ષણવાર ઠરી ગયો; તેણે નિશ્વાસ મૂકયો, ઠસ્સો બતાવવા મસ્તક પાછળ રાખેલા હાથ છોડી નાખ્યા અને નિરાધાર જેવી તે બોલી :

'એનો અર્થ એ જ થયો કે તને મારી કશી જ પરવા નથી. મારું સૌન્દર્ય તને આકર્ષી શકતું નથી. ટૂંકામાં તું મને જ માગતો નથી. હું તને ખપતી નથી...બીજાઓ મારે પગે પડવા મારી આસપાસ વેરાયલા તૂટેલા કાચના ટુકડાઓ પર શ્વાનની માફક ચાલતા આવવા મથે છે, તેમની પરવા કદી કરી નથી. પણ મોહન, હું તારી પરવા કરું છું, તારી ખાતર પ્રાણ પાથરું છું, ત્યારે તને મારી પરવા નથી!...હું શું કરું કે જેથી હું તારે માટે યોગ્ય બની શકું?...કહે કહે, મોહન મને કહે?'

બોલતી બોલતી તે છેક મોહનની સામે આવી અને તેના નેત્રોની નજીક પોતાના નેત્રો લઈ જતાં તે એના એ શબ્દો વારંવાર બોલવા લાગી.

'મોહન, મોહન! મારો પ્રેમ તારે માટે અનિવાર્ય જરૂરી બને, મારો પ્રેમ જગતની બીજી કોઈ પણ વસ્તુ કરતાં તને વિશેષ પ્રિયકર લાગે તે માટે તું કહે તો મારી આંખો ફોડી નાંખવા હું તૈયાર છું. જો તને મારા સૌન્દર્યની ઈર્ષા આવતી હોય તો હું તારી ખાતર મારું સૌન્દર્ય વેડફી નાખવા તૈયાર છું...મોહન, મોહન, હું તારી છું માટે જ પૂછું છું કે, તને હું બીજી કોઈ પણ વસ્તુ કરતાં વિશેષ પ્રિય થઈ પડું તે માટે હું શું કરું? કહે, કહે, મોહન, વહાલા! કહે તારી ખાતર હું મારું હૃદય ચીરી કાઢી તારા પગ આગળ મૂકવા સુદ્ધાં તૈયાર છું, પણ મોહન તારે તે પણ જોઇતું નથી...!' અને પછી કટાક્ષભર્યું કાતીલ સ્મિત કરતાં તે બોલી: 'કદાચ તું તો એને લાત મારવા વધુ તૈયાર થઇશ. મોહન, મોહન, મારા દિલના આ દર્દની તને ખબર છે? તેં કદી આ જાતની હૈયાની વેદનાની વાત જાણી છે, સાંભળી છે?...જેને ચાહતા હોઈએ, જેના પ્રેમ પાછળ પ્રાણ ન્યોછાવર કરી રહ્યાં હોઇએ, તેજ માણસને અણગમતાં અને બીનજરૂરી થઈ જઈ એ ત્યારે હૈયામાં કેવા ઘા પડે છે, દિલમાં કેવું દર્દ ઉપડે છે, જીવન કેટલું અકારું બની જાય છે, તેની જાણ તને છે, મોહન?...'

તે ક્યાં સુધી ફાટે ડોળે મોહનની સામે જોઈ રહી અને દર્દથી કકડા થઈ જતા માથાને દાબી રાખ્યું.

'હા, હા, હવે તારે પ્રેમની જરુર નથી. હું મારા એ દર્દને દફે કરવાની દવા કરી રહી છું.' એના વદન પર વિચિત્ર ભાવોના

આપોલીયાં સળવળી ગયાં. ' મારા દિલમાંથી તમામ લાગણીઓ મરી જાય ત્યાં સુધી હું એ દવા લઈશ એટલે પછી લાગણીવેડાનું દુ:ખ થાય જ નહિ...' એમ કહેતી કહેતી તે વાંસના છોડની જેમ ટટાર અને સ્થિર બનીને અર્ધા દીવાનાની જેમ ડોળા ફાડીને મોહનની સામે ઊભી જ રહી.

અને પછી તો છૂટક છૂટક વીણી શકાય એવાં મોતીના દાણા જેવા અશ્રુબિંદુઓ એની આંખોમાંથી ટપકવા લાગ્યાં. ' અને ત્યારે હું પત્થરના જેવી સંગદિલ બનીને તારી સાથે રહી શકીશ.'

સુભગા યંત્રવત સમાધીસ્થ માનવીની માફક બોલતી હતી. ' એ વખતે આ હૈયામાં અત્યારની માફક ધબકાર તો ચાલુ હશે જ.... નહિ હોય એક માત્ર લાગણી. તે લાગણીશૂન્ય બની ગયું હશે... એમાં લાગણી... '

અને એકાએક ઝનૂની બનીને તેણે મોહનનો હાથ જોરથી પકડી, આંચકા સમેત તેને ખેંચી, પોતાના હૈયા પર દાબ્યો, એટલા જોરથી અને એવા ઝનૂનથી કે તે એ હાથને હૈયામાં પૂરી જ દેવા માગતી ન હોય ?'

વરસતા વરસાદનું ઝાપટું એકાએક અટકી પડે અને ગગનના ગોરંભા નીચે છૂપાયલા સવિતાનાં કિરણો પૃથ્વી પર પ્રકાશ પાથરે તેમ તેનાં આંસુનો ઝરો સૂકાઈ ગયો હોય તેમ એકદમ અટકી ગયો. અને તેનાં શુષ્ક નયનોમાંથી પ્રકાશનાં કિરણો નીકળવા લાગ્યાં.

મોહન મૌન ભાવે સુભગાની એ તમામ ક્રિયાઓ જોઈ રહ્યો હતો.

તે બોલે કે ન બોલે તેની સુભગાને તે વખતે ભુદ્દલે પરવા નહોતી. વીરામસ્થાને પહોંચ્યા પછી એન્જીનને ઠંડું કરવા જેમ તેની વરાળ કાઢી નાખવી પડે છે તેમ સુભગાને માનસિક ઠંડક માટે હૈયાની બધી યે વરાળ અત્યારે કાઢી જ નાખવી હોય તેમ તે તો અટક્યા વિના બોલ્યે જ જતી હતી.

'અને જ્યારે હું પત્થર હૈયાની બની જઇશ, ત્યારે પછી તું મારી પાસેથી બીજાઓ તરફ કે જગત તરફ જતો હોઇશ. ત્યારે પણ હું તને કોઈ પણ જાતની લાગણી વિના જોયાં જ કરીશ. એથી તો તને સુખ અને શાંતિ મળશે ને ? મોહન, હું એટલી તો હોંશિયાર છું જ, તને શું જોઇએ છે તેટલું તો હું સમજી શકું છું...પછી તો તું પંખી જેટલો સ્વતંત્ર વિહાર કરી શકીશ. અને ત્યારે હું આજની માફક તારા માર્ગની વચ્ચે નહિ જ આવું...તેથી તું સુખી થઈશ. પછી તારા પગ પર મારા પ્રેમની જંજીરો જકડાયલી નહિ હોય. પછી તારા એક અકાપ્ય અંગ સમી તારી વાંસે ને વાંસે વળગી નહિ આવતી હોઉં, તારા આત્માનાં વિકાસ અટકાવતી નહિ હોઉં, તારા આત્માનાં નૂર શી મારા જીવનને ઉપમા આપવા મથતી નહિ હોઉં... બોલ, બોલ, મોહન ! એ દિવસ તારે સારું કેવા સુખનો દિવસ હશે ? ..તને જે નથી ગમતું તે જ હું ભૂલવા માગું છું અને મને નથી ગમતું તે...'પોતાને જે નહોતું કહેવું તે જ ધૂનમાં ને ધૂનમાં બોલી જવાય છે એ જાણતાં જ તેણે એકાએક વાક્યને વચ્ચેથી જ કાપી નાખ્યું.

'મોહન, તારે એની કશી જ ચિંતા ન કરવી. તને સુખ થાય એ જ મારા જીવનનું ધ્યેય હતું અને એ જ ધ્યેયની ખાતર, તને દુઃખ ન થાય તે ખાતર હું મરીશ પણ ખરી...અલબત્ત, ધીમું

મોત એ ભયાનક છે...પણ એટલું સહન કરવા જેટલી દૃઢતા મારામાં છે...તારી ખાતર મૃત્યુને પણ હું આનંદથી ભેટીશ.'

ત્વરીત ગતીએ ચાલતું યંત્ર એકાએક અટકી જાય તેમ તેની વાણી એકાએક અટકી ગઈ. એની આંખોમાંથી અદ્ભુત પ્રકાશનો પ્રવાહ વહેતો લાગ્યો. એકાએક તેનું શરીર કંપવા લાગ્યું.

'પણ જો......'

એની કીકીઓમાંથી વિદ્યુત ચમકવા લાગી અને તેણે એકાએક મસ્તકને આંચકા સાથે ટટાર કરી મોહનની સામે હસતાં હસતાં જોવાં માંડયું ત્યારે સુભગા ખરેખરી દીવાની થઈ જશે કે શું એવા ભયથી મોહનનાં અંગેઅંગમાં ધ્રૂજારી આવી ગઈ.

'પણ જો......તેણે મોહનના ખભા સુધી મોઢું લઈ જઈને ધીરા અવાજે કહ્યું. 'પણ જો તું માત્ર એટલું જ કહે કે હું તારી પ્રિયતમા જ છું તો ઓ મારા પ્રિયતમ! હું તારે ચરણે સર્વસ્વ સમર્પવા તૈયાર જ છું! અત્યારની નિરાશાએ મારામાં જે કંઈ અદ્ભુત તત્ત્વને પંપાળીને જાગૃત કર્યું છે, તે પણ પછી તો તારું જ બને. અને પછી તો આપણું સુખ દેવોને ય અદેખાઈ ઉપજાવે તેવું જ બની જા...મોહન હું શિક્ષિત છું, સ્વમાની છું, સ્વતંત્ર વિચારની છું, છતાં પછી તો પૃથ્વીની કઠોરતા તારા પગનાં મૃદુ અને મુલાયમ તળીઆંને કષ્ટકર ન થઈ પડે તે માટે હું તારા પગ નીચે મારા દેહને પાથરી દઈ મારી કાયાને તારી બિછાયત બનાવી દઉં, હું તારી દાસી અને હંમેશની ગુલામ બની જાઉં...અરે, મારા પ્રાણેશ! તારી ઇચ્છા હોય તો હું તારી દાસાનુદાસ, ચરણરજ કીંકરી બનીને રહું, પણ સૌથી પહેલાં મારે એટલું જ જાણવું છે કે, તારે તે જોઈએ છે ખરું?' બહુ જ મંદ સ્વરે, મુલાયમ ભાવે તેણે મોહનના ખભા પર હાથ મૂકીને પૂછયું.

અત્યાર સુધી પ્રતિમાની માફક સ્થિર ઉભેલા મોહને સુભગાનો એ ગંભીર પ્રશ્ન સાંભળીને, સ્હેજ સ્મિત કરીને કહ્યું : 'સુભગા, તારી એ કિંમત અતિ આકરી છે...!'

અને અગ્નિ પર હાથ પડતા એકાએક ખેંચી લેવાય તેમ સુભગાએ મોહનને ખભે ટેકવેલો હાથ ખેંચી લીધો. વળી પાછી તે દીવાનાની જેમ બોલવા લાગી : 'ભલે...ભલે...તારે એ જોઇતું નથી... ભાગેલા કાચના ટુકડાઓ પર તું ચાલવા ઇચ્છતો નથી...મોહન, મારા દર્દનું એ જ મુખ્ય કારણ છે...પણ હવે મારે તારી મદદની જરૂર નથી...એ દર્દ પર હવે તો હું જ વિજય મેળવીશ.'

વળી તેણે મોહનની તરફ અનિમિષ નજરે જોવા માંડયું અને એકાએક ઝનૂન આવતાં જ અતિશય બળપૂર્વક તેણે મોહનને પોતાની તરફ ખેંચ્યો, હૈયેહૈયા ભીડીને પરસ્પરની હુંફમાં તે અર્ધ ક્ષણ ઉભી રહી અને તેટલા જ ઝનૂન સાથે વળી તેણે એને ધક્કો માર્યો.

એ દ્રશ્ય અસહ્ય થઈ પડયું હોય તેમ તેણે બન્ને હાથોથી પોતાનું મુખ ઢાંકી દીધું, તેટલામાં તો તેને ચક્કર આવ્યાં અને કબાટ સાથે અથડાઇને તે જમીન પર ઢળી પડી.

અને તે ધ્રુસ્કે ને ધ્રુસ્કે રડવા લાગી.

## પ્રકરણ ૨૯ મું  અશ્રુભરી વિદાય

મોહન ઑફિસે આવવા નીકળ્યો ત્યારથી એના માથામાં આગલી રાતના સુભગાના શબ્દો ઘોળાઈ રહ્યા હતા અને તે જૂદા જૂદા શબ્દોની કડીઓ એકઠી કરી તેના અર્થ તારવી રહ્યો હતો.

એ ગડમથલમાં તેને કીશોરનું સ્મરણ થયું અને સુભગા દયાની ખાતર તેને થોડોક પ્રેમ અર્પણ કરવાની જે વાતો કરતી હતી તે વિચાર કેટલીએ વખતે તેના દિલમાં જૂદી જૂદી લાગણીના હિલ્લોળ જગવી ગયો. પરંતુ અત્યારે તેને સુભગા તરફ દયાની લાગણી થતી ન હતી, તેજ રીતે તેના દિલમાં કીશોરના સંબંધમાં અદેખાઈની લાગણી પણ થતી નહોતી.

તે સુભગાથી એટલો કંટાળી ગયો હતો કે તેનું ગમે તેમ થાય તેની એને જરા યે પરવા ન્હોતી. એને તો એ જ વિચાર અત્યારે ઘેરી વળ્યો હતો.

એ વિચારમાં ને વિચારમાં તે ઑફિસમાં દાખલ થયો, તે જ

વખતે સીપાઈએ તેને કહ્યું : 'સાહેબ, આપનાં પત્ની આપને મળવા આવ્યાં છે, અને તે આપની ચેમ્બરમાં બેઠાં છે.'

'ઠીક' કહીને મોહન ચાલ્યો, પણ પોતાની ચેમ્બર સુધી જતા સુધીમાં એને એવી કલ્પના સુદ્ધાં ન આવી કે ચંચળ તેને મળવા આવી હતી.

તેણે ચેમ્બરનો દરવાજો ઉઘાડ્યો ત્યારે મળવા આવનાર બાઈની પીઠ તેણે જોઈ. પેલી બાઈ નવાં વસ્ત્રો પહેરીને બેઠી હતી છતાં તેમાં મુંબઈની સ્ત્રીઓ જેવી ટાપટીપ દેખાતી ન્હોતી. ગુજરાતના તાલુકાના ગામના દરજીએ શિવેલો કબજો પણ મુંબઈની સ્ત્રીઓને હીસાબે ગામડી જ લાગે. અને એવાં કપડાં પહેરનારી ગામડિયણ જ ગણાય.

ચંચળ એવી ગામડિયણ જ લાગતી હતી. તેણે છાયલના છેડાને અર્ધા કપાળ સુધી ઢાંક્યો હતો. કપાળમાં અર્ધા પૈસા જેવડો ચાંલ્લો કર્યો હતો. હાથમાં જાડી બંગડીઓ, કોણી પર અર્ધું ઘસાઈ ગયેલું 'લાકીટ' અને ગળામાં મગમાળા પહેરીને તે બેઠી હતી. એના પગમાં ચંપલ હતાં તે પણ ગામના મોચીએ શિવેલ, અને તેની ઉપર ચાંદીની જાડી સાંકળી પહેરી હતી. નાકમાં સોનાની ચૂંક, કાનમાં લવીંગિયાં અને નખલી. એ બધાથી ચંચળ ગામડામાં ઉપલા મધ્યમ વર્ગની સૌભાગ્યવતી સ્ત્રી જેવી લાગતી હતી. પરંતુ મુંબઈમાં તો એનાં એ વસ્ત્રભૂષણ ગામડી જ લાગે તેમ હતું.

તે મોહનના ટેબલ પાસેની ખુરશીમાં સંકોચાતી સંકોચાતી બેઠી હતી. એકલી અટુલી તે વારંવાર પતિની વાટ જોતી જોતી બારણા તરફ ડોકિયાં કરતી હતી.

એટલામાં મોહન અંદર આવ્યો અને તેને જોઈ ચંચળ વિશેષ સંકોચાઈ.

મોહને ડગલો ટોપી ઉતારતાં ઉતારતાં ન છૂટકે કહ્યું : 'તું... ક્યાંથી...અહીં ?'

ચંચળ મુંબઈ અને તે પોતાની ઑફિસમાં આવે તે મોહનને ગમ્યું ન્હોતું. તે એને ભૂલી જ ગયો હતો. પણ આવી ગામઠી સ્ત્રી એની પત્નીના સંબંધના દરજ્જે ઑફિસમાં આવે, તેથી પોતાની આબરૂ ઘટે એમ તેને લાગ્યું. એણે ખુરશી પર બેસતાં ચંચળ તરફ જોઈ લીધું અને 'આ રેંચુ અહીં ક્યાંથી આવ્યું ?' એવા તિરસ્કરણિય ભાવ સાથે તે ખુરશીમાં પછડાયો.

ચંચળ થોડોક વખત તો ખુરશીમાં જડાઈ ગઈ હોય તેમ બેસી રહી અને હાથમાં રૂમાલનો ગોળો બનાવી તેને રમાડવા લાગી. પણ પછી તો એકાએક તે સંયમ ગુમાવી બેઠી અને તેની આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો 'તમે આ શું કર્યું ?...તમે તો મને અહીં તેડાવવાના હતા...?'

મોહન તેનો જવાબ આપવાના મીજાજમાં ન્હોતો.

થોડોક સમય કોઈ બોલ્યું નહિ. પણ પછી પોતાની એ નબળાઈથી શરમાતી હોય તેમ ચંચળે રૂમાલથી આંસુ લૂંછી નાંખ્યા, અને મોહનને ખૂશ કરવા માગતી હોય તેમ જરા હસવાનો દેખાવ કરીને તેણે કહ્યું : 'તમે તો મને ન તેડાવી, મારા પર શોક્ય ઊભી કરી, પણ પાડોશીઓ નાશક જતા હતા એટલે બા અને બાપુજીની રજા લઈને તેમની સાથે આવી. નાશકનું તો ઠીક, પણ તમને મળાશે એ ય લાભ ઓછો નથી. તમે તો મને વિસારે પાડી પણ મારાથી કંઈ તમને.........'

અને માંડ માંડ સાચવી રાખેલા સંયમની પાળો તૂટી ગઈ. મોઢાં પર હાસ્યનો કૃત્રિમ દેખાવ કરતાં એના હૃદયને થતી વ્યથાએ ઊછાળો માર્યો અને ચંચળ ડૂસ્કે ને ડૂસ્કે રડવા લાગી. હવે તેની ધીરજ ખૂટી ગઈ. તેણે ટેબલ પર માથુ મૂકયું અને છૂટે મોંઢે રડવા લાગી.

'હવે એમ શા માટે કરે છે...આખરે તો...હવે તું એમ...' મોહન ગમે તેમ બોલતો હતો. પોતાને ય શું બોલવા માગે છે તેનો ખ્યાલ ન હોય તેમ છતાં ચંચળના હૃદયની તેના દિલ પર જરા જેટલી યે અસર થતી દેખાતી ન્હોતી.

ચંચળનું દિલ રડવાથી કંઈક હળવું થયું. તેણે રૂમાલથી આંખો લૂંછી નાંખી. 'આપણા પાડોશી શકરાભાઈ છેને તે મને અહીં લઈ આવ્યા. અમે તો બધા ધર્મશાળામાં ઉતર્યા છીએ...મને આવડા મોટા શહેરમાં રસ્તો ય ન સૂઝે...શકરાભાઈ થોડા વખતમાં આવશે અને અમે જઈશું ......'

વળી મોતીના દાણાની માફક બેચાર આંસુ ચંચળની ભારે પાંપણો નીચેથી ગબડયાં.

'તું એમ ન કર.' મોહન મહા મહેનતે બોલ્યો. મેલા રૂમાલથી આંખો લૂંછી વળી ચંચળે કહ્યું. 'ભગવાને આપણુને આજે આમ મેળવ્યાં...પણ હવે મારૂં શું?...તમે મારો કયા વાંકે ત્યાગ કર્યો? તમને આ શું સૂઝયું?... અને તેણે આવતાં આંસુને રોકવા ફરીથી આંખો પર રૂમાલ દાબ્યો.

પણ પછી તો તેણે હિમત રાખીને કહ્યુ: 'મારૂં તો જે નશીબમાં માડયું હશે તે થયું, પણ તમે તો સુખી છોને? એ છે તો રૂપાળી ...'

મોહને માથું હલાવ્યું. તે સુભગાનાં વખાણ કરી ચંચળને દુભાવવા માગતો ન્હોતો અને આગલી રાત્રે જ સુભગા સાથેના પ્રસંગ પછી તે એનાથી એટલો કંટાળ્યો હતો કે ઇચ્છા હોય તો પણ તે એનાં વખાણ કરી શકત પણ નહિ.

'સારૂં. બાકી મેં તો સાંભળ્યું છે કે મુંબઈની બાયડીઓ સારી હોતી નથી. તેમાંય રૂપાળી બાયડીઓ પોતાના ભાયડાઓને ઠગે છે... ત્યારે તો એ મોટી શેઠાણી થઈને ફરતી હશે નહિ?...બૅરીસ્ટર સાહેબની બાયડી......'

ચંચળ બોલતી હતી. મોહન સાંભળતો હતો. તેનામાં ચંચળના પ્રશ્નના જવાબ આપવાની તાકાત ન્હોતી. ચંચળના શબ્દો પાછળ સુભગા તરફની ઈર્ષ્યા અને પોતાના જીવનના વિનાશની આંતરવ્યથા ડોકિયાં કરી રહી હતી.

મોહન બોલતો ન્હોતો છતાં એને ખભે માથુ મૂકીને ધરાઈ ધરાઈને રડી લઈ, પોતાનું હૈયું ઠાલવી સુભગા સાથેના ક્લેશમય જીવનની વાતો કરી નાખવાની વૃત્તિ તેને એકથી વધુ વખત થઈ આવી હતી; છતાં તેણે સંયમ રાખ્યો અને થોડીક આડીઅવળી વાતો કરી તેણે વખત વિતાડવા માંડ્યો.

મોહન સાથે એ વાતો કરતી હતી તે વખતે ચંચળ એની ઑફિસનું સુંદર ફર્નિચર અને તેના ટેબલ પરની મોંઘી સામગ્રીને ધારી ધારીને જોઈ રહી હતી. એકાએક તેનાથી નિશ્વાસ મૂકી દેવાયો અને તે બોલી ઊઠી: 'ભલા ભગવાન, આ બધું પણ તેં મારે...' તે આગળ બોલી નહિ. એના દિલની બધી યે મુરાદો કુવાની છાંયડીની પેઠે દિલમાં ને દિલમાં જ દટાઈ રહી.

'તમને ખાવાપીવાનું તો દુઃખ નથી ને?' તે પોતાની હૃદયવ્યથા દબાવીને મોહનના સુખદુઃખની કાળજી કરવા લાગી.

'ના, મોહને ટેબલ પરના કાગળો ફેરવતાં ટૂંકામાં પતાવ્યું.'

'કહે છે કે શહેરની ભણેલી, સુધરેલી અને રૂપાળી બાયડીઓને રાંધતા નથી આવડતું.' વડીલ જેવી કાળજીથી ચંચળે નિખાલસ ભાવે પૂછ્યું.

'એને રાંધતાં આવડે છે.' મોહને કહ્યું.

દેશમાં પોતાની સાથે ઓછામાં ઓછું બોલનારી ચંચળને આજે આમ નિડરતાથી વાતો કરતી જોઈ મોહનને નવાઈ લાગી.

આપત્તિનું ભાન થતાં માનવીમાં હંમેશાં આત્મશ્રદ્ધા જાગ્રત થાય છે. આમ આપત્તિ માનવીને ઘણો વખત ઉપકારક બને છે.

'તમે હવે દેશમાં તો આવશો ખરા ને?' ચંચળ યાદ કરી કરીને નવા નવા પ્રશ્નો પૂછતી હતી.

'એ તે મને શું આવવા નહોતી દેતી, હું જરૂર આવીશ.'

છતાં ચંચળને મોહનના એ શબ્દોમાં વિશ્વાસ પડતો ન હોય તેમ સાશંક ભાવે તે એની તરફ જોઈ રહી.

મોહનને તે વખતે વિચાર આવ્યો કે ચંચળને ઘેર લઈ જાઉં.

પણ સુભગા સાથે આગલી રાત્રે થયેલા ઝઘડાનું સ્મરણ થતાં જ તેનો એ વિચાર એકમના ચંદ્રની માફક ઊગતાંની સાથે જ આથમી ગયો.

'આવી ગામડિયણ સ્ત્રીને જોઈને તેને કેવું લાગે? એ ચંચળની સાથે જ આથડી પડે તો?'

તે બોલ્યા ચાલ્યા વિના બેસી રહ્યો હતો. પરંતુ તેના મનમાં ચંચળ અને સુભગા કસોટીને ત્રાજવે તોળાઈ રહ્યાં હતાં. 'આ બિચારી

કેટલી ભલી અને ભોળી છે ? મેં એનો ભવ બગાડ્યો છતાં તે પહેલાં હતી તેવી મારી જ છે. ત્યારે જેની ખાતર મેં એનો ત્યાગ કર્યો તે સુભગા આત્માના ઐક્યની મહેચ્છા સેવતી હોવા છતાં અત્યારે તો મારી દુશ્મન જ બની ગઈ છે.' મોહનના દિલમાં સરખામણી ચાલી રહી હતી.

'આ સ્ત્રીનો મેં ત્યાગ કર્યો છે, છતાં વડીલજન આગળ હૈયાના આગળ ખોલીને વાત કરું તેવો ભાવ મને હજુ એનામાં જન્મે છે, પણ સુભગા સમક્ષ દિલ ખોલવાની વૃત્તિ જ થતી નથી. આ બિચારી મારી વાતો પૂરેપૂરી સમજી શકે તેમ નથી, એને પ્રેમનાં ટાયલાંની વાતો કરતાં જ શરમ આવે છે; ત્યારે સુભગા નિરંતર દૈવી પ્રેમની વાતો કરે છે, તે મારા હૈયાના ભાવો અને મારી વાતો બરાબર સમજી શકે છે, છતાં મને હજી યે તે અજાણી અને પારકા જેવી લાગે છે. ત્યારે કોણ જાણે કેમ પણ આનામાં મને પૂરેપૂરો વિશ્વાસ બેસે છે. તે યુગોના યુગથી મારી જ હોય તેવું મને લાગે છે.'

'તું હજુ જમી નહિ હોય ?' મોહનના દિલમાં ચંચળ તરફ સમભાવ જાગ્યો.

'અમે તો ધર્મશાળામાં રસોઈ કરી, જમીને જ નીકળ્યાં છીએ. તમે ?'

'હું ઘેરથી જમી પરવારીને જ આવું છું.'

'ત્યારે હવે તમે ઘેર ક્યારે આવશો ?'

ચંચળે આતુરતાથી પૂછ્યું. તેણે આમ તેમ જોયું. ઑફિસના એ ખંડમાં તેઓ બંને એકલાં જ હતાં. એ વિચારે અને અનુકૂળ વાતાવરણને લીધે એના સરળ હૈયામાં કંઈ કંઈ ભાવના હેલોઓ ચઢી. જુવાન, પરિણીત યુવતી, ત્યકતા બનેલી છતાં ઘણે સમયે

પોતાના જ પરણ્યાને એકાંતમાં મળે, અને ફરીથી મળવાની આશા ન હોય, ત્યારે સ્ત્રી હૈયાની ભૂખ કેમ ન જાગે? તે આતુર નયને ભૂખાળવા ભાવે મોહન તરફ જોઈ રહી. કંઈક બહાનું કાઢીને તે બારી પાસે ગઇ અને મોહનની ખુરશીનો હાથો પકડીને ઊભી ન ઊભી ત્યાં શકરાભાઈ આવી પહોંચ્યા. ચંચળ બિચારી શરમની મારી બારી તરફ ફરીને ઊભી રહી.

'ચાલો ત્યારે ચંચળ બહેન, હવે જઈશું?' શકરાભાઈએ કહ્યું.

'કેમ કંઈ બહુ ઉતાવળ છે?' મોહને પોતાના પાડોશી તરફ વિવેક બતાવવાની ખાતર જ એટલા શબ્દો કહી નાંખ્યા.

'અમારે બધાંને નાશિક જવાનું છે એટલે કંઈ કામકાજ પણ આટોપી લઈએ...'

'હા, ચાલો...' ચંચળે કહ્યું. છતાં તેના પગ ત્યાંથી ચાલવાની ના પાડતા હતા. હૈયામાં ઘણા દિવસ પછી પોતાના મટી ગયેલા પતિના મિલનથી જે ભાવ જાગ્યા હતા તે સ્થળકાળના વિચારનું યે ભાન કરવા દેતા નહોતા. તરસ્યો મુસાફર અનાયાસે મળેલું જળપાત્ર મુખ સુધી લઈ જાય અને કોઈક ઝડપ મારી એ પાત્ર ખૂંચવી લે, તેવી સ્થિતિ એને પોતાની થયેલી લાગી.

ચંચળની એ ગડમથલ, એના મુખભાવ અને તેથી થયેલી તેની સ્થિતિ, એ બધાને પામી ગયેલા શકરાભાઈએ સમયસૂચકતા વાપરીને કહ્યું: 'ચાલો...' અને તુરત જ પોતે મોહનની ચેમ્બરની બહાર ચાલ્યો ગયો.

'તમે ક્યારે આવશો?' ચંચળે આતુર ભાવે પૂછ્યું.

'ફુરસદ મળશે ત્યારે.' મોહને કહી નાખ્યું.

'જરૂર, તમને મારા સમ, હો?' સસ્મિત વદને ચંચળે કહ્યું.

પોતાના સમની મોહનને મન કેટલી કિંમત છે? એનો વિચાર પણ ચંચળના સરળ અને વિશ્વાસુ સ્વભાવને લીધે તેને ન થયો.

ચાલવાનો વિચાર છતાં ચંચળ મોહનની બાજુમાં ક્ષણભર ચોંટી જ ગઈ. મોહન તેના દિલના ભાવ સમજ્યો હોય કે નહિ પણ તે બેઠો હતો તેમ જ બેસી રહ્યો.

ચંચળની આંખમાં આંસુ આવી ગયાં. તેણે નિશ્વાસ મૂકયો અને આંસુ લૂછતાં લૂછતાં તે બહાર જવા નીકળી.

જતાં જતાં તેણે પાછું વળીને મોહન તરફ જોયું. પરંતુ અશ્રુના પર્દાએ એની દર્શનાભિલાષાને તૃપ્ત થવા ન દીધી.

## પ્રકરણ ૩૦ મું સુભગાનું રમકડું

મોહન અને સુભગા વચ્ચેનું અંતર ધીરે ધીરે વધતું જતું હતું. એમના સંસારની ફરીથી ઉખડી ગયેલી ગાડી હવે બેસે તેમ લાગતું ન હોતું.

સુભગા ગમે ત્યારે ઘેર આવતી. તે ક્યાં જાય છે અને ક્યા કામે રોકાય છે તેની ખબર મોહનને પડતી નહિ.

ઘણી વખત સુભગા ઉશ્કેરાયલી રહેતી. એના મગજનું ઠેકાણું નહોતું રહેતું. તે ચિત્તની શાંતિ ગુમાવી બેઠી હતી, વાતવાતમાં તે ઉશ્કેરાઈ જતી. અરણ્યમાં ભૂલા પડેલા એકાકી વટેમાર્ગુના જેવી તેની મનોદશા થઈ ગઈ હતી.

કિશોરનો પરિચય હમણાં હમણાં ખૂબ વધતો જતો હતો. તેની સાથે તે બહાર જતી, નાટક સિનેમામાં પણ જતી, છતાં તેના દિલમાં એની તરફ વિશ્વાસ કે આસ્થાની વૃત્તિ દેખાતાં નહોતાં.

ઘણી વખત તે કિશોર પરની પોતાની પકડની અને પ્રભાવની કસોટી કરવા ખાતર જ તેની સાથે કઠોર વર્તન ચલાવતી, તો કોઈ કોઈ વખતે તેને એવાં કામ બતાવતી કે સ્વમાની પુરુષ તે કામ કરવા કદી પણ તૈયાર થાય નહિ.

કિશોર વેવલા કામી પુરુષની માફક એની બધી જ આજ્ઞાઓ ઊઠાવતો; છતાં સુભગા વાત વાતમાં તેની ભૂલો કાઢતી અને તેને ઉપાલંભ આપતી. અને જ્યારે કિશોર પોતાનો બચાવ કરવાનો પ્રયાસ કરતો ત્યારે તે એને છણકાથી તરછોડી કાઢી તેની સાથે બોલવાનું પણ બંધ કરતી.

સુભગા પોતાનાં આ જાતના વર્તનથી કિશોરને એવી ખાત્રી કરાવી આપવા માગતી હતી કે 'તું ગમે તેમ ધારતો હોય, પણ મારા મનને તારા પ્રેમની કશી જ કિંમત નથી. તું માત્ર એક વફાદાર શ્વાન જેવો જ છે એમ હું માનું છું અને મોહન સાથેના ઝગડાને લીધે જ તારી સાથે હરવા ફરવાનું હું રાખું છું, તે પણ મોહનના મન પર મારા પ્રભાવની છાપ પાડવાની મારી ચાલબાજીનો એક દાવ જ છે.'

સુભગા પોતાના આ મનોભાવ છૂપાવતી પણ નહોતી. તે સરલાને એ વાતો ખુલ્લા દિલે કહેતી.

કિશોર સરલાનો પણ મિત્ર હતો. સરલા કુંવારી હતી એટલે તે ઘણી વખત કિશોરને સરલા સાથે લગ્ન કરવાની સલાહ પણ આપતી.

કિશોરને સુભગાની એ શિખામણના શબ્દો તાતાં તીર જેવા થઈ પડતા. છતાં તે હસતું મૂખ રાખીને કહી નાખતો: 'એવો વિચાર થશે ત્યારે અમે બન્ને પહેલાં તારી જ સલાહ લેવા આવીશું.'

પરંતુ પોતાના દિલમાં કિશોર કહેતો : 'આ સ્ત્રી કેટલી કઠોર અને ક્રૂર છે. લાંબો વખત કુંવારી રહેવાને લીધે જ તે આટલી શુષ્ક અને કઠોર બની શકી છે.'

સુભગા કિશોરના દિલને એવી જ ખાત્રી કરાવી આપવા માગતી હતી. સુભગા સંગદિલની અને ક્રૂર છે એવું કિશોરને બરોબર લાગી જાય તે જ એને જોઈતું હતું.

પુરુષોનાં હૈયાં ભાંગવા એ કેટલીક સ્ત્રીઓને માટે શોખનો વિષય હોય છે. એવી સ્ત્રી પુરુષોને ઉમ્મર લાયક છોકરા ગણી એમને પોતાનાં રમકડાં બનાવીને રાચે છે.

છતાં એ પણ ઉમ્મર લાયક છોકરી જ હોય છે, અને એકાદ પુરુષનું પોતે રમકડું બનવા સદાય તત્પર રહે છે. પોતાની એ ઈચ્છા તૃપ્તિના માર્ગમાં તેને જેટલાં વિઘ્નો નડે તે બધાનું વેર એ સ્ત્રીઓ પોતાનાં પુરુષ રમકડાં પર લે છે. તે વિના એના મનને શાંતિ વળતી નથી.

કિશોરની સાથે આ જાતનું વર્તન રાખવા છતાં સુભગા એ પોતાના હાથમાંથી છટકી ન જાય તેટલી કાળજી રાખતી હતી. કેમકે પોતાનો પ્રભાવ પુરુષ પર કેટલો પાડી શકાય છે તેની કસોટી માટે એને એક પુરુષ રમકડાની જરૂર હમેશાં જણાતી હતી. એટલે સુભગાના હાથે અપમાનિત બનેલો કિશોર વચ્ચે વચ્ચે રીસાઈ જતો ત્યારે સુભગા તેને મનાવી લેવામાં પોતાના સ્વમાનને વચ્ચે લાવતી નહિ.

સુભગા ચંચળ સ્વભાવની હતી તેટલી જ બળેતરી અને સહજવારમાં ઉશ્કેરાઈ જાય તેટલી લાગણીવશ પણ હતી. એથી તેના મિજાજનું ઠેકાણું નહોતું રહેતું. કોઈક વખત તે ખૂશહાલ રહેતી,

કોઈ વખત વિચારમાં ડૂબી ગયેલી દેખાતી, તો કોઈ વખતે સંસારથી કંટાળીને એટલી નિરાશ થઈ જતી કે અઠવાડિયા સુધી ઘરમાંથી બહાર પણ નીકળતી નહિ અને કામ સિવાય કોઈની સાથે બોલતી સુદ્ધાં નહિ.

જ્યારે તે નિરાશ થઈ જતી ત્યારે એકલી એકલી રડી લેતી. રુદનથી એને કંઈક શાન્તિ વળતી.

મોહનનું વર્તન ધીરે ધીરે કંટાળાથી હવે તટસ્થ જેવું બની ગયું હતું. તેઓ ઘરમાં કામ પૂરતા જ શબ્દો બોલતાં અને પોતા-પોતાનું કામ કર્યે જતાં. બને ત્યાં સુધી નવી અથડામણ કે નવાં ઘર્ષણ ન થાય તેટલા પૂરતાં બન્ને સાવધ રહેતાં; પરંતુ એક ઘરમાં રહેવું, ખાવું, પીવું અને ઊંઘ આવે ત્યારે પોતપોતાના સ્થાને સૂઈ જવું એથી દમ્પત્યજીવન પૂરું થતું નથી. એ ઊણપ બન્નેને સાલતી પરંતુ પરસ્પરના મનના મેળ ન ખાય એટલે એ ઊણપને શાંતિના મૂલ્ય તરીકે માની લેવાની વૃત્તિ જન્મે છે; છતાં એ જીવનમાં ખરી રીતે નથી હોતું સુખ કે નથી હોતી શાંતિ.

મોહન ઘણી વખત સુભગાની રુદનથી થાકેલી આંખો જોતો, પરંતુ મોહન પોતાની એ નબળાઈ જોઈ ન જાય તે માટે સુભગા એકાએક આંખો લૂછી નાખતી કે કામનું કંઈક નિમિત્ત શોધીને આડું જોઈ જતી.

સુભગા મનોહર હતી, નાજુક હતી છતાં એની એ મનોહરતાની અને નાજુકાઈની પાછળ અતાગ આત્માભિમાન અને અગાધ ઇચ્છાબળ છૂપાયલાં હતાં. તેથી એના દિલના ભાવ સમજવામાં અનેક માનવીઓની માફક મોહન – તેનો પતિ પણ ભૂલ કરતો.

એ બાઈ એવી માટીમાંથી ઘડેલી હતી કે પોતે ઢીલી પડી નથી કે નમવા તૈયાર નથી એ બતાવવા પૂરતા વિજય માટે પણ અંતરમાં થતી હજારો વીંછીઓની વેદનાને હૈયાના ભંડારિયામાં ભારી રાખી, મુખ પર હાસ્યને રમાડતી રહે. હૈયાનાં ભૂક્કા થઈ જતા હોય, અંતર વેદનાઓથી વલોવાઈ જતું હોય, સર્વાંગ બધી તુમાખી જવા દઈ ને પરાજય સ્વીકારી શરણાગત બનવા રોમેરોમથી પડકાર આપી રહ્યું હોય, છતાં એ અભિમાની સ્ત્રી એ રીતે નમવા તૈયાર થવાને બદલે, ધીરે ધીરે, યાતનાઓની અગ્નિજ્વાલાઓમાં સળગી મરવાનું વધુ પસંદ કરે.

છતાં એક દિવસ રાત્રે જમી પરવારીને મોહન બોલ્યાચાલ્યા વિના વાંચતો હતો અને તે પછી સુવાની તૈયારી કરવા તે ઊઠ્યો ત્યારે કેટલાક દિવસથી જાળવી રાખેલી સુભગાના સંયમની પાળો તૂટી ગઈ અને દિલમાં સંગ્રહી રાખેલી લાગણીઓનાં પૂર સીમાડા તોડી ને તોફાને ચઢ્યાં.

તેણે મોહનને કહ્યું : ' પશુને ય લાગણી હોય છે. ત્યારે હું તો માનવી છું. મારાથી હવે આ બધું સહન થઇ શકતું નથી. તને તો તેનું કંઈ નહિ હોય, કેમ કે તું તો નવમતવાદી અને વળી સમાજ-વાદી છો. ભગવાને મને તારા જેવી કઠોર કાળજાની બનાવી હોત તો...હું પણ કોઈની લાગણી કર્યા વિના જીવી શકત, અને ગમે તે સ્થિતિમાં યે આનંદ ઉલ્લાસના મનગમતા સ્થાન અને સાધન શોધીને પ્રફુલ્લતા અનૂભવી શકત. '

' જેમ તારી મરજી હોય એમ કર, તેં જેમ એક વખત મને કહ્યું હતું તેમ. જેથી તને સુખ મળતું હોય તે માર્ગે તું જાય તેમાં મને કશો જ વાંધો નથી. ' મોહને કહ્યું.

'તેથી તને કંઈ જ નહીં લાગે? મોહન, એ તને ગમશે? હું ક્યાં જાઉં છું, શું કરું છું, કોની સાથે ઊઠું બેસું છું, એ સંબંધમાં તને કાંઈ જાણવાની વૃત્તિ નહિ થાય...?'

'જરુર થાય. પણ મારા વિકાસના માર્ગમાં તું બંધનરુપ થઈ જાય, મારા પગમાં તું બેડી બનીને મને ક્યાંય ખસવા ન દે, તે કરતા તું મને વારંવાર પ્રશ્નો પૂછીને મારી પળેપળની કામગીરીની માંગીને નથી અકળાવતી તે મને વધુ સુખકર લાગે છે, અને તેથી હું તારા માર્ગમાં આવવા ઈચ્છતો નથી.'

આ માણસની આવી લાગણી જોઈને સુભગાને એટલો ક્રોધ ચઢ્યો કે તેણે મૌન રહેવાનું ઊચિત માન્યું, છતાં આવેશથી તેણે એવા જોરથી મુઠીઓ વાળી કે જેથી તેની આંગળીઓના પ્રત્યેક સાંધાઓ ક્રોધનો ચિત્કાર કરી ઊઠ્યા.

સુભગા મોહનમાં રહેલી પતિ તરીકેની માલિકી હક્કની ભાવનાને છંછેડી તેને પોતાની તરફ ખેંચવા માગતી હતી. જે પ્રેમથી ન બની શક્યું તે ઈર્ષ્યાથી સફળ કરવાની એની યોજના હતી. અને તેથી જ તે કિશોર સાથે વિશેષ હરવાફરવાનું રાખતી પરંતુ આ નવા યુગનો માનવી તો તેથી પણ ઉશ્કેરાતો નથી, અને માત્ર પોતાની સ્વતંત્રતાની ખાતર તે ઉદાર ભાવે પત્નીની તમામ પ્રકારની સ્વતંત્રતાને સહી લેવા તૈયાર છે એ જ્યારે સુભગાએ જોયું ત્યારે મોહનને પોતાની તરફ ખેંચવાનો દાવ નિષ્ફળ નીવડ્યો છે એની ખાત્રીમાંથી તેના દિલપર પ્રત્યાઘાતી અસર થઈ.

તે પછી કિશોર સાથેના તેના વર્તનમાં ખૂબ જ પલટો થઈ ગયો.

હવે તે એનો તિરસ્કાર કરતી નહિ. તેમ જ તેની તરફ અનુ-

દાર પણ બનતી નહિ. સુભગા તેની તરફ વધુ સહિષ્ણુતાભર્યું વર્તન બતાવતી, તેની સાથે ગંભીર ભાવે વાતો કરતી.

પછી તો સુભગાના હૈયામાં ખાલી પડેલા સ્થાને પણ તે દીશામાં ઢળવા માંડયું. મોહનનો વિચાર જેમ જેમ તે ઓછો કરતી તેમ તેમ તે કિશોરના કામમાં એની વ્યકિતગત બાબતોમાં વધુ રસ લેતી.

કિશોર નાટકશાળામાં એકટર તરીકે કામ કરતો હતો એટલે સુભગા તેના અભિનયમાં, તેને મળેલી ભૂમિકામાં રસ લેતી. કિશોર પણ પ્રત્યેક બાબતમાં તેની સલાહ લેતો અને સુભગા માત્ર તેને સલાહ જ નહિ; દોરવણી સુદ્ધા આપતી.

સુભગામાં થયેલો આ પલટો કિશોર જોઈ શકયો અને પરિણામે સુભગા તરફના તેના વર્તનમાં આપોઆપ જ પલટો થવા લાગ્યો.

પહેલા તે સુભગાની કૃપા મેળવવા માટે પાળેલા શ્વાન જેવી સ્થિતિમાં રહેતો, સુભગાને રાજી રાખવા માટે તેના પ્રત્યેક શબ્દને પવિત્ર મંત્ર સમો માનતો, તેની પ્રત્યેક આજ્ઞાને કોઈ પણ જાતના પડકાર વિના શીરસાવધ માનતો, તે અપમાન કરે તો પણ તેને તેથી માઠું નથી લાગ્યું એમ તે બતાવતો, પોતાની નાખુશી અને ગુસ્સાને તે કૃત્રિમ હાસ્ય અને મીઠા શબ્દોની ઢાલ તળે છૂપાવતો; પણ હવે તે પોતાની ભીરુતા છોડતો જતો હતો, સુભગાની મીઠી મજાક પણ તે પોતાનાં સંયુક્ત મિત્રોની મંડળીમાં કરતો અને સુભગા પણ વિના વિરોધે તે નિભાવી લેતી.

એનો ડગલો કે કોલર બરાબર ન હોય તો હવે તો સુભગા તે ઠીક કરી આપવામાં પોતાની મગરૂરીને કે સ્વમાનને વચ્ચે આવવા

દેતી નહિ. હિમાલયનાં શિખરોમાં જ વસનારી એ ગર્વિલી નારી, ધીરે ધીરે હવે નીચારી અને નીચાણના પ્રદેશો તરફ આવતી જતી હતી.

એને પોતાના મિત્રો માત્ર પોતાના સિવાય બીજી કોઇ તરફ વધુ પડતું ધ્યાન આપે તે ગમતું નહિ. કિશોર તે જાણતો હતો, પરંતુ જેમ જેમ સુભગાની કઠોરતા અને મગરુરી ઘટતાં ગયાં તેમ તેમ કિશોરના દિલમાંથી તેનો ડર ઘટતો ગયો.

એક દિવસ સરલાને ત્યાં બધી મંડળી જામી હતી, ત્યારે સુભગા સાથેના પરિચય વિનાની એક ખૂબસૂરત યુવતી આવી હતી, તેની સાથે કિશોરની ખૂબ વાતો ચાલી. સુભગાનું ધ્યાન પહેલાં તો ખેંચાયું નહિ પણ જ્યારે અકસ્માત તેની દ્રષ્ટી અજાણી યુવતી સાથે હસી હસીને વાતો કરતા કિશોર તરફ ગઇ, ત્યારે એના રોમ રોમમાં ગુસ્સાની આગ ફરી વળી, અને તે બીજા જ ખંડમાં ચાલી ગઇ.

કિશોરે તે વખતે એ બધું જોયું ન જોયું કર્યું, પરંતુ તે પછી જ્યારે તે સુભગાને મળવા ગયો ત્યારે તેણે એને તતડાવી નાખ્યો. 'મારી સાથે તારાં એ જૂઠાણાં હવે ચાલી શકશે નહિ.' કિશોરને જોતાં જ તેણે ઉપાલંભનાં અસ્ત્ર છોડવા માંડયાં. એક તરફથી એમ કહેવું કે મારી મૈત્રી તને પ્રેરણા આપનારી અને તારા નિરાધાર આત્માને માટે અવલંબનરૂપ બની રહી છે. મારા એક મીઠા શબ્દથી કે સ્મિતથી પણ તને સ્વર્ગપ્રાપ્તિ જેટલું સુખ મળે છે, અને તેમ છતાં મારી હાજરીમાં જ જે કોઇ રુપાળી લલના મળી તેની સાથે લાડ કરવા માંડવુ એ બીજું કંઇ નહિ પણ દંભ છે, વિશ્વાસઘાત છે. હું બીજું બધું લઇ ચલાવું છું પરંતુ એવો દંભ અને વિશ્વાસઘાત સહન કરી શકતી નથી એ તારે સમજવું જોઇએ. તારા આ જાતના જાહેર વર્તનથી મને પોતાને કલંક લાગે છે, કેમ કે જે માણુસ આટલા

ઢીલા વર્તનનો હોય તે મારો મિત્ર હોય ત્યારે લોકો મારી તારી સાથેના વર્તનને માટે કેવા ગંદા વિચારો કરવા લાગે? મારે માટે એ અસહ્ય છે.'

કિશોર પોતાનો બચાવ કરવા માગતો હતો, પણ સુભગા તેને તેની તક જ આપવા તૈયાર નહોતી. એટલે તેને વધુ છંછેડવામાં રહેલા જોખમનો વિચાર કરી તે બધું અપમાન ગળી ગયો.

પરંતુ નાટકિયો કિશોર સુભગાની મૈત્રીને એ રીતે હાથમાંથી સરકી જવા દે તેમ નહોતો.

બે ત્રણ દિવસ પછી તે એક સંધ્યાકાળે સુભગાને મળવા આવ્યો અને પોતની ભૂલની ક્ષમા યાચતાં તેણે કહ્યું : 'સુભગા, હું પ્રતિજ્ઞા પર કહું છું કે હું એને પહેલી જ વખત સરલાને ત્યાં મળ્યો. તે પહેલાં મારો એની સાથે જરા યે પરિચય નહોતો. માત્ર વિવેકની ખાતર હું એની સાથે તે વખતે વાત કરતો હતો, છતાં મારા દિલમાં જરા યે પાપ નહોતું; છતાં જો તને તેથી માઠું લાગતું હોય તો હું પ્રતિજ્ઞા લઉં છું કે હવે પછી હું તેની સાથે કોઈ દિવસ વાત પણ કરીશ નહિ. કેમ કે જગતની કોઈ પણ વસ્તુ કરતાં મારે મન તારી મૈત્રીનું મૂલ્ય વધું છે.'

'એ બધી વાતોમાં મને વિશ્વાસ કેવી રીતે બેસે?'

સુભગાએ તોફાની છોકરો પોતાની ભૂલ માટે ક્ષમા માગે તે વખતે જે ગંભીર ભાવે વડીલ તેને ઠપકો આપે તેવે ભાવે કહેવા માંડ્યું. 'તેં મને કેટલીએ વખત કહ્યું હતું કે મારી મૈત્રીથી તને નવું બળ મળે છે. અને મારા એક દૃષ્ટિપાતથી તું નિરાશાની ગર્તામાંથી આનંદ અને સુખના શિખરે પહોંચી જાય છે. તેં એમ પણ કહ્યું હતું કે હું તને જીવનનો મર્મ સમજાવી શકી છું. કિશોર, આ બધું

એકાદ મગરુર સ્ત્રીની ધૂન માત્ર છે એમ ન માનતો, પરંતુ મારી મૈત્રી તારા જીવનમાં મહાન પ્રેરણાદાયક વસ્તુ છે એવી માન્યતામાંથી મારી શ્રદ્ધા તૂટે તે મારા દિલને ભારે આઘાત કરનારી ઘટના હું ગણું છું. પણ જ્યારે મેં તને પેલી જુવાન છોકરી સાથે ગમ્મત કરતાં જોયો, ત્યારે મને ભારે તિરસ્કાર આવ્યો અને મને લાગ્યું કે તું મારાં જે ગુણગાન કરે છે તે કાંતો માત્ર બાહ્ય વિવેક...દંભ...અથવા તો કોઈક ત્રીજા જ કારણને લીધે...'

સુભગાનું આ ભાષણ ચાલતું હતું ત્યારે કિશોરે વચ્ચે વચ્ચે બે ત્રણ વખત બોલવાનો પ્રયાસ કર્યો, પણ સુભગાએ તેને બોલવાની તક જ આપી નહિ.

'કિશોર, મારું કહેવું સમજ્યો ?' કડક શિક્ષક વિદ્યાર્થીને શિક્ષા કર્યા પછી પૂછે તેવી રીતે સુભગા બોલતી હતી.

'બરાબર સમજ્યો.'

'હું આ કંઈ કોઈ જાતની ઈર્ષાથી કહેતી નથી. હું તારી બાબતમાં શા માટે ઈર્ષા કરું ? મને એની કલ્પના પણ અપમાન-કારક લાગે છે. હું ભારે મગરૂર સ્ત્રી છું. સમજણ પડી ?'

'બરાબર, હવે હું ફરીથી એવી ભૂલ નહિ કરું.'

'તો પછી આપણી વચ્ચે તકરારનું કશું જ કારણ નહિ રહે.'

'ઠીક.'

'ત્યારે આપણી વચ્ચેની આ સુલેહની ખુશાલીમાં આજે કોઈક સીનેમામાં જઈએ તો ?'

એ માગણી સાંભળી કિશોર જરા મૂંઝાયલો દેખાયો અને વળી પાછી સુભગા ગુસ્સે ન થઈ જાય તે ભયથી તેણે અતી નમ્ર ભાવે

કહ્યું: 'આજે તો મારે થિયેટરમાં કામ છે. ખરી રીતે તો મારે વહેલું જવાનું હતું પણ મારે પહેલી તકે ખૂલાસો કરવો હતો તેથીજ બધા કામ પડતાં મૂકીને અહીં આવ્યો...'

એજ વખતે મોહન આવી પહોંચ્યો.

તેણે આવે સમયે કિશોરને પોતાના ઘરમાં સુભગાની છેક નજીક બેસીને વાત કરતાં જોયો અને તેનામાં ગ્રામ્યભાવ ઊછળી આવ્યા. એક અક્ષર પણ બોલ્યા વિના તેણે પોતાના મજબૂત હાથથી કિશોરને પાછલા કોલરથી પકડીને બહાર ખેંચ્યો અને બારણા સુધી લઈ જઈ ધક્કો મારી દરવાજો બંધ કર્યો.

સુભગા બોલ્યા ચાલ્યા વિના જ એ દૃશ્ય જોઇ રહી.

મોહને પછી જાણે કશું જ બન્યું ન હોય તેમ કપડાં બદલવા માંડયાં.

સુભગા પોતાના પલંગ પર બેસી રહી, તેણે બે ત્રણ વખત નિશ્વાસ મૂકયા, એના દિલમાં ગમે તે વિચારો ચાલી રહ્યા હોય પણ એકાએક તેણે સરસ્વ હારી બેઠેલા માણસના અભિનયથી હવામાં હાથ ફેલાવી ખંખેર્યા અને એકાએક કશોક વિચાર થતાં જ તે મોહન પાસે આવી. આવતાને વાર તેણે એને કહ્યું:

'આજે આપણે 'સુખી સંસાર' નાટક જોવા જઇશું?'

## પ્રકરણ ૩૧ મું    નયન સલૂણા શ્યામ

સુભગાની તકરારોથી ડરીને મોહને કેટલાક વખતથી એની આગળ પોતાની બાબતમાં ગમે તે નિમિત્ત બતાવવાનો રિવાજ રાખ્યો હતો, પરંતુ વિના કારણે પોતાની ઇચ્છા વિરુદ્ધ જૂઠું બોલવું તે હવે તો તેને કંટાળારૂપ થઈ પડયું હતું, એટલે આજે તો તે એવો જ નિર્ણય કરીને આવ્યો હતો કે સુભગાને રાજી રાખવા માટે પણ જૂઠું તો ન જ બોલવું; પછી ભલે તેથી તકરાર પણ થાય.

તે રાત્રે મોહન સુવર્ણાને મળવા જવાનો હતો, તે માટેની ગોઠવણ પણ અગાઉથી થઈ ગઈ હતી; પરંતુ ઘણા દિવસ પછી તે જ સાંજે સુભગાએ તેને 'સુખી સંસાર' જોવા જવાનું કહ્યું. બીજો કોઈ પ્રસંગ હોત તો મોહને ગમે તેવું બહાનું કાઢયું હોત, પણ ઑફિસથી ઘર આવતી વખતે જ તેણે જૂઠું નહિ જ બોલવું તેવો નિર્ણય કર્યો હતો, એટલે તેણે એને કહી નાખ્યું: 'આજ રાત્રે સુવર્ણાને ઘેર મારે જવાનું છે. છતાં જો તારી ઇચ્છા નાટક જોવા જવાની હોય તો હું સુવર્ણાને ત્યાં કાલે જવાનું રાખું અને આજે તારી સાથે નાટકમાં આવું.'

માની સ્વભાવની અને ઈર્ષ્યાળુ વૃત્તિની સુભગાને એ શબ્દો તપાવેલા લોખંડ જેવા લાગ્યા તેની સ્વમાની હદને તેથી ઉત્તેજન મળ્યું, એટલે તેણે કહ્યું: 'તારી ગોઠવણ મારી ખાતર તોડવાની જરૂર નથી. હું તારી ઉપર વિના કારણના બોજારૂપ બનવા માગતી નથી. આપણે બન્ને ઘણા દિવસથી સાથે બહાર ગયાં નથી, તેથી જ મેં તો નાટકમાં જવાનું પૂછ્યું.'

પરંતુ મોહન આજ સુધીના અનુભવથી જાણતો હતો કે 'મારા માર્ગમાં બોજારૂપ નહિ થઈ પડવાની તેની બધી વાતો માત્ર હોઠ પરની જ છે. અત્યારે તે મને સુવર્ણાને ત્યાં જવાનું કહે છે પણ ત્યાં જઈને ઘેર આવીશ ત્યારે તે એ જ બાબતમાં તકરાર કરશે અને 'મારી ખાતર તમે એટલો ભોગ પણ આપી શક્યા નહિ ને?' એમ કહીને મહેણાં મારશે...'

મોહનને વિચારમાં પડેલો જોઈને સુભગાએ કહ્યું: 'મોહન, મારી પાસે થોડુંક બેસ તો ખરો...'

મોહન સોફા પર તેની બાજુમાં જ બેઠો. પરંતુ તેનું હલનચલન યંત્રવત્ બની ગયું હતું.

મોહન હજુ મૌન તોડતો નહોતો.

અને જાણે એના મૌનના કારણને શોધતી હોય તેમ સુભગા પણ તેની સામે જોઈ જ રહી. એના વદન પર ત્યારે ચિંતાનાં સાપોલીયાં રમી રહ્યાં હતાં અને હૈયામાં વિચારોના હરણિયાં દોડી રહ્યાં હતાં.

સુભગાથી વધુ વખત મૌન અને સંયમ રાખી શકાયાં નહિ.

તેના મનની મૂંઝવણે એના મૌનનાં તાળાં તોડી નાખ્યાં, અને લાગણીનાં પૂરે સંયમની પાળો ભાંગી દીધી.

તેણે મોહનનો હાથ ખેંચી પોતાના અકળાતા હૈયા પર દાબ્યો અને દિલમાં દબાઈ રહેલી અકથ્ય વેદનાઓનો ઊભરો ઠાલવતાં તે ચીસ નાખી ઊઠી :

'......મરી રહી છું, હવે તો હું મરી રહી છું......મને બચાવ, બચાવ.'

'સુભગા !' મોહને તેના ખભે હાથ મૂકીને એની તરફ જોઈને કહ્યું: 'સુભગા, તને શું થયું છે?'

'તું મારાથી દૂર ને દૂર જતો જાય છે, એ વિચારે મારું હૈયું રૂંધાઈ જાય છે. હું તને મારી સાથે આવવાનું કહું તો તને મારો એ આગ્રહ ત્રાસરૂપ લાગે છે; તને એ પસંદ નથી તે હું હવે સમજું છું, તને મારી જરાયે જરુર નથી. પણ મને?'...તને તારા–કોઈના આધાર વિના ચાલતું નથી. એટલે તારી આ રીતથી હું ભર્યા સંસારમાં એકલી પડી ગઈ છું...હું અટુલી છું. અરણ્યમાં ભૂલા પડેલા માનવી જેવી એકાકી......ઓહ! પ્રભુ!' તેણે દીર્ઘ નિશ્વાસ મૂક્યો.

'તું એકલી ક્યાં છે? હું તારી સાથે છું, સરલા છે, સુશીલા છે, અને વળી કિશોર તો તારી સેવામાં સદા યે ખડે પગે તૈયાર જ હોય છે......'

'મારી પરથી તારું મન છેક જ ઊઠી ગયું છે, તારો આત્મા મારાથી અલગ થઈ ગયો છે .....સાથે છતાં તું મારાથી જુદો પડી ગયો છે! છેક જ જુદો!'

'અને તે પછી જ હું જીવી રહ્યો છું એમ મને લાગે છે. તારી પરથી મારું મન ઊઠી ગયું નથી પણ મારા આત્માના નૈસર્ગિક વિકાસને તેં અટકાવી નાખ્યો હતો તેથી માત્ર મેં તને તારા કાબુમાંથી છોડવી મારા કાબુમાં લીધો છે.'

'અને મારાથી તે અલગ બની જાય તે દિશામાં તું એને હવે લઈ જાય છે.' સુભગાએ વચનનાં ભાલાં ફેંક્યાં. 'હવે હું કયા આધારે જીવીશ? કહે, મોહન હું કયા આધારે જીવીશ?'

'તારામાં જે કંઈ સ્વત્વ હોય તેના આધારે. સુભગા, કોઈ પણ માનવી હમેશાં બીજાના આધારે જીવી શકતું નથી.'

'પણ મેં તો હંમેશાં તારા આત્માને મારા આત્માતુલ્ય માન્યો છે……'

'વાત ખરી છે કે તું એમ માનતી આવી છે, પરંતુ ખરી રીતે એકનો આત્મા બીજા કોઈનો બની શકતો જ નથી. મારો આત્મા તે મારો જ છે.'

'તે તારો……છે…?' બેભાન માનવીની માફક તે બરાડો પાડી ઊઠી અને દીવાનાની માફક કારણ વિના અટ્ટહાસ્ય કરતી, બે હાથ પહોળા કરીને તે બડબડવા લાગી. મારી પાસે જે કંઈ બાકી રહ્યું હતું તે પણ તું લઈ લે છે…તે પણ હવે તારું જ છે!…અને હું માત્ર નિરુપયોગી વસ્તુ જેવી…' તેની આંખોમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં. એ આંસુ નહોતાં-હૈયામાં સળગી રહેલી હોળીની તે ભરખતી જ્વાલાઓ હતી.

'મોહન, તને મારો જ રાખવા, તારા આત્માને મારી સાન્નિધ્યમાં રાખવા, મેં શું શું કર્યું છે એ તું જાણે છે? મેં મારા ગૌરવને, મારી

પ્રતિભાને અને અહંતાને પગ નીચે છૂંદી નાખ્યાં. મારા આત્માને તારામાં ઓતપ્રોત કરી દેવા મારાપણાને વિસારે પાડી દીધું. તારો આત્મા મારો જ બની રહે તે માટે હું તારી છાયા જેવી બની ગઈ. છતાં તને એ બોજારુપ લાગ્યું. એટલે મારી ઇચ્છાઓને કચડી હું તને અનુકૂળ થઈ છતાં મને એવી પ્રતીતિ થઈ કે તારો આત્મા મારાથી દૂર ને દૂર જતો જાય છે, ત્યારે તું જ્યારે ભર નિંદ્રામાં પડ્યો હોય ત્યારે હું તારા એ આત્માની ચોકી કરતી જાગતી અને મારી તરફના તારા વધતા જતા અણગમાનું સ્મરણ થતાં આંસુ નીકાળતી......'

મોહન તે વખતે કંઈક બોલવા માગતો હતો, પણ સુભગાને અત્યારે હૈયું ઠાલવવું હતું એટલે તેણે કહ્યું: 'મને દિલ ખોલીને બધું કહી નાખવા દે. મેં તો એવા અભિલાષ સેવ્યા હતા કે મૃત્યુ પછી હું પ્રભુના દરબારમાં જાઉં ત્યારે પણ મારો આત્મા તારી જ પાસે મૂકી જઈશ અને જો પ્રભુ મને પૂછે કે 'તારો આત્મા ક્યાં?' તો હું તેને એવો જવાબ આપવા માગતી હતી કે મેં તે મારા પતિને સોંપ્યો છે.'

'હું પણ પ્રભુની પાસે આત્માવિહોણો જ આવવાનું પસંદ કરું, મોહને કહ્યું.'

એનાં એ વચનો સાંભળીને સુભગાને આશ્ચર્ય થયું.

ત્યારે મોહન કહી રહ્યો હતો. 'અને મને એ પૂછે કે 'તારો આત્મા ક્યાં?' ત્યારે એને હું કહું કે, ભગવાન, પૃથ્વી પરના માનવીઓમાં આત્મા જેવું તત્ત્વ ઓછામાં ઓછું રહ્યું છે એ જોયા પછી મારા આત્માને તારી પાસે લાવવાને બદલે મેં મારી એ મૂડીને માનવીઓના સમૂહમાં વહેંચી આપી છે.'

મોહન મશ્કરી કરે છે કે ગંભીર ભાવે બોલે છે તે ન સમજી શકચાથી સુભગા શૂન્ય મને તેની સામે જોઈ રહી અને પછી વળી બે હાથ પહોળા કરી સ્મિત કરતાં કરતાં તેણે કહ્યું:

'બે ભિન્ન આત્મા લગ્ન પછી એક બની જીવનના અંત સુધી એક જ પંથના પ્રવાસી બની રહે છે, એવા ચમત્કારમાં મને તો આસ્થા હતી. તેથી તો તારા જ પ્રેમમાં મેં આત્મસમર્પણ કર્યું... પણ તેં તો તેને પાછો ધકેલી કાઢ્યો...કેમ કે તારે તેની જરુર નથી ...અરેરે! હું કેટલી મૂર્ખી! ભલા ભગવાન, મારી આ તે કેવી દશા?...હું તો એમ માનતી હતી કે મારો પ્રેમ એટલો ભવ્ય અને દિવ્ય છે કે તેના બદલામાં તું મારા પ્રાણ સાથે તારા પ્રાણને ઓતપ્રોત કરવામાં જરા યે આનાકાની નહિ કરે, અને તેથી સંસાર સ્વર્ગ બની જાય તેવા સુખના શિખરે જઈ શકીશું. પણ એ માન્યતામાં હું ઠગાઈ, મેં જોયું કે પ્રેમની કિંમત પુરુષોને મન તેનું સમર્પણ થયું ન હોય ત્યાં સુધી જ છે. એનું સમર્પણ એક વખત સ્ત્રીએ કર્યું એટલે એ પ્રેમનું મૂલ્ય ઘટી જાય છે અને તે સ્ત્રી કંટાળારુપ બની જાય છે...સ્ત્રીઓનું તે કંઈ જીવન છે? તે પોતાનો પ્રેમ કોઈ પુરુષને ન સમર્પે તો તે દુનિયામાં એકાકી બની રહે છે પણ પ્રેમ અર્પ્યા પછી પણ સ્ત્રીના નસિબમાં તો પરિણામે એને એ જ અટુલાપણું સર્જ્યું હોય છે.'

સુભગાનાં નયનોમાંથી વળી અશ્રુધારાઓ વહેવા લાગી.

સાડીને છેડે એ આંસુ લૂછતાં લૂછતાં સુભગાએ કહ્યું: 'મને આ આંસુ તરફ અતિશય તિરસ્કાર છે. મારું ચાલે તો આંખોમાં ધગધગતા સળીઆ ભોંકીને હું એ આંસુને સૂકવી નાખું કે જેથી તું

મારી આવી કાયરતા જોઈ તો ન શકે? આ દશા મને પોતાને જ મારી તરફ ઘૃણા ઉપજાવે છે, પણ હૈયામાં છૂપાએલો આંસુનો હોજ સૂકાતો નથી.'

બોલતાં બોલતાં તેનાં આંગળાં સાડીના છેડાને આમળી રહ્યાં હતાં.

મોહનના દિલ પર એ કશાની અસર થઈ નહિ. તેણે ગંભીર ભાવે કહ્યુંઃ 'સુભગા, મારા દિલમાં જે છે તે જરાયે મેલ રાખ્યા વિના કહી નાખવા માટે મને માફ કરજે, પણ મને લાગે છે કે તું આ બધી આત્માની વાતોમાં અતિરેક કરે છે. એ બધી અધ્યાત્મવાદની અકળ વાતોમાં મને જરાએ આસ્થા નથી અને વળી તું છેક એકાકી પડી ગઈ હોય તેમ માનવાનીએ મારું દિલ ના પાડે છે.'

સુભગાને માટે મોહનના એ શબ્દો ધગધગતા અંગારા બની ગયા. તેની ગરમીમાં એનાં આંસુ સળગી ગયાં અને તેમાંથી તણખા ઝરતા દેખાયા.

'મોહન, શું કહે છે તું?' એ શબ્દે શબ્દમાં પોતાના સ્વમાન પર થયેલા ઘા સામેનો પ્રતિકાર ગર્જતો હતો.

'મને તો લાગ્યું હતું કે તારે જે કંઈ જોઈતું તે તને કિશોર પાસેથી મળી રહેતું હતું.' આજે મોહને પણ દિલમાં જે કંઈ હતું તે બધું કહી જ દેવાનો નિર્ધાર કર્યો લાગતો હતો.

ઉપરા ઉપરી ભોંકાતા એ શબ્દ–ભાલાઓથી સુભગા વ્યાકૂળ બની ગઈ. તેનું વદન તપાવેલા ત્રાંબા જેવું થઈ ગયું. ક્રોધથી તેનું સર્વાંગ ધ્રૂજી ઊઠયું. ચંડિકા સમી તે બોલી ઊઠી : 'એવી કલ્પના પણ તું શી રીતે કરી શકયો? એ માણસને ધૂતકારી નહિ કાઢવા માટે પણ મારે કેવી કેવી વેદનાઓ અનુભવવી પડી છે તે તું શી રીતે

સમજી શકે ?...તારાથી એ નહિ સમજી શકાય...પણ મોહન, એટલું તો નક્કી માનજે કે જો મને એ માર્ગ સૂઝયો હોત...જો મારી કાયા અભડાઈ હોત...તો હું તારી સાથે એક ક્ષણ પણ રહી શકત નહિ...તો તો મેં આત્મહત્યા જ કરી હોત...હું તારા પ્રેમને એટલો પવિત્ર માનું છું કે મારા ભ્રષ્ટ શરીરથી તેને અભડાવત નહિ...જો એમ બન્યું હોત તો મારો સ્પર્શ કરીને ય તું મલિન બને તે મારાથી જીરવી જ ન શકાત...પણ તું આવી કલ્પના જ કેવી રીતે કરી શકે ? કેવી રીતે ?...કેવી રીતે ?' ત્રાસથી કંપતી તે બોલી રહી હતી. 'હા, હા, પણ તું એવી કલ્પના કરે તેમાં શું નવાઈ ? કેમ કે તું જ મને એ માર્ગે ધકેલી રહ્યો હતો. હવે હું સમજી, તું આવું આળ મૂકવાની હિંમત કેમ કરી શક્યો તે હવે જ હું સમજી !'

તે અર્ધી વિપલ થાક ખાવા થોભી અને વળી તેનો કકળાટ શરુ થયો : 'એ બધો વખત તું પોતે ક્યાં જતો, અને કોની સાથે હરતો ફરતો તેની મને ખબર સુદ્ધાં ન હતી. મેં તો એ બધી લાંબી રાતો ઉઘાડી આંખે તારા આગમનની વાટ જોવા માટે બારી પાસે ઊભા ઊભા જ કાઢી છે. નાટકશાળામાંથી પાછા વળતા છેલ્લામાં છેલ્લા માણસને ય રસ્તા પરથી પસાર થઈ જતાં જોઉં છતાં હજી યે પણ તું આવીશ એવી આશા છૂટતી નહિ પણ તું તો ન જ આવતો... હા, ન જ આવતો.'

'એવું વળી ક્યારે બન્યું હતું ?' મોહને પૂછ્યું. 'હું માત્ર બે કે ત્રણ વખત અમારી પાર્ટીના કામે મોડો થયો હતો......'

'કોને ખબર કે તું ક્યાં ગયો હતો. કદાચ પાર્ટીની સભાઓ માટે પણ હોય છતાં...ઘરમાં હું તો આખી રાત એકલી જ હતી, ચારે પાસ તમરાંના ડરામણા અવાજથી શૂનકાર રાત્રી ભયંકર લાગે

ત્યારે મારા જેવી સ્ત્રીને એ એકલતા કેવી ભીષણ, કેટલી ભયાનક અને કેવી ત્રાસદાયક લાગતી હોવી જોઈએ?...હું એકલી હતી, માત્ર એકલી હોત, થોડા સમય પછી તું આવીને મળવાનો છે એવી આશા હોત તો તો મને ઓછું દુઃખ થાત, પણ તારો આત્મા મારાથી દૂર ને દૂર થતો જતો હતો તેથી એ તો મારા આત્માની એકલતા હતી તે ભાન જ મારા હૈયાને વીંધી રહ્યું હતું......'

તે જરા ટટાર થઈ. અને મોહનની સામે નયનોના તેજદાર શર છોડતાં બોલી: 'આ સ્થિતિમાં બિચારો કિશોર તો મારે માટે આશ્વાસનનું વિશ્રામસ્થાન હતો. તે કોઈ ને કોઈ રીતે મારા દિલને સાંત્વન મળે તેમ કરતો; પરંતુ મારે માટે વધુમાં વધુ દુઃખજનક કોઈ પણ વસ્તુ હોય તો તે એ જ હતી. કેમ કે હું સ્વમાની છું. મને મારા પ્રેમના મૂલ્યની ખબર છે. એ પ્રેમથી તને મેં વશ કર્યો છે. મારે જેમ એક પળ પણ તારા વિના ચાલતું નથી તેમ તું પણ મારા વિના એક પળ પણ રહી શકતો નથી એવું મેં સહુને કહ્યું હતું. હું પણ એમ જ માનતી હતી. છતાં તું એ બધી હકીકતને ધરમૂળથી ખોટી પાડે અને તેથી મારા દિલને થતા દુઃખ માટે કિશોર આશ્વાસન આપે 'તું તો એની પાછળ પ્રાણ પાથરે છે પણ એને તારી ક્યાં પરવા છે' એવાં વચનો કિશોર કહે અને તે ખરા હોવાથી મારે સાંભળી લેવાં પડે એ જ મારા માટે મૃત્યુ કરતાં પણ વિશેષ છે, કેમ કે, એથી તો મારું સ્વમાન ધૂળમાં રગદોળાઈ જાય છે....'

સુભગાનાં નયનોમાં ચિંતાના અંગારાનો ધગધગાટ જણાતો હતો. તે ઊભી થઈ ગઈ અને ઉતાવળમાં તેના હાથની ઝપટ વાગતાં એની મોતીની માળા તૂટી ગઈ. તેમાંના મોતી જમીન પર વિખરાઈ પડયાં. છતાં તેની યે પરવા કર્યા વિના તે હજુ બોલી રહી હતી.

'છતાં તું મારી પર આળ મૂકવાની હિંમત કરે છે? મોહન, એ વાત ખરી છે કે એ બિચારો દિલમાં મને જ ચહાય છે, પરંતુ હું એને જરા યે ચહાતી નથી. માત્ર એની ભક્તિને લીધે તેની સહજ મીઠપ રાખું છું. છતાં મોહન! મારો એવો દાવો છે કે હું આપણા લગ્નની પ્રથમ રાત્રીએ તારી સમક્ષ જેટલી ચારિત્ર્યવાન, વિશુદ્ધ અને ગંગાજળ સમી નિર્મળ હતી તેટલી જ નિર્મળ આજે ય અત્યારે ય છું–ઊભી છું, છતાં તું માનથી અલગ થઈને જ સંતોષ માનતો નથી, પણ ઉલટું, મારે શિર ગંભીર આળ પણ ચડાવે છે...'

પોતાને જે કંઈ કહેવું હતું તે પૂરું કર્યું હોય તેમ તેનો વાણીનો ધોધ અટક્યો છતાં હજુ તે મોહનની તરફ જોઈ રહી હતી. હજુ એનાં નયનોમાંથી આગના તણખા ખરી રહ્યા હતા.

મોહનની પાસે કશું જ બોલવા જેવું નહોતું, કે એને આ બધી ભૂતકાલીન સ્ત્રીઓનાં સુવાળાં નાટકી તત્ત્વો પસંદ નહોતાં તેથી તે મૂંગો જ ઊભો રહ્યો.

સુભગા આધારવિહોણી વેલી જેવી, જાણે પડી જવાના ડરથી હોય તેમ મોહનની વિશાળ સ્કંધ પર પોતાનો નાજુક કર ટેકવીને ધીરેથી બોલી: 'મોહન, મોહન? મારું હૈયુ ત્રોફાઈ જાય છે. મારું હૈયુ આ બધા સંતાપથી ધૂણીધારી બાવાની ધૂણીની માફક નિરંતર ધીરું ધીરું સળગી રહ્યું છે...'

હવે મોહનને કંઈક પણ બોલવાની વૃત્તિ થઈ.

'સુભગા' તે જરા ગંભીર જણાતો હતો. 'ખરું કહું તો તારી અધ્યાત્મવાદી અને કલ્પનાતરંગ સમી રીત પ્રમાણે તો હું તને ચાહતો નથી. અને તેથી હું મારું જીવન તારા પ્રેમના મંદીરને સમર્પણ પણ

કરી શકતો નથી, કેમકે મારે તેની જરૂર છે, વધુ સારાં કાર્યો માટે રાષ્ટ્ર અને સમાજના કલ્યાણ માટે હું તેને વાપરવા માગું છું, છતાં તારી પ્રેમની ઉદ્દામ છતાં અકળ ભાવનાને સમજી શકતો નથી. છતાં મારા જીવનમાં માત્ર એ એક જ ચીજ એવી છે કે જેને લીધે હું તારાથી અલગ થઈ શકું તેમ નથી. એટલું જ નહિ પણ હું મારી ભૌતિકવાદી નજરે પ્રેમને જેટલો સમજી શકું છું તે તો તને આપ્યાં કરવાનો છું.'

સુભગા હજી મોહનના ખભે હાથ મૂકીને ઊભી હતી. એના શબ્દોને તે ધ્યાનપૂર્વક સાંભળતી હતી.

મોહનને જે કહેવાનું હતું હતું તે એણે કહી નાખ્યું અને સુભગાથી બોલાઈ જવાયું : ' એક વખતે હું જેની પર સત્તા ચલાવી રહી હતી અને જેના સંબંધમાં કંઈ કંઈ કલ્પનાઓના મીનારાઓ ચણ્યા હતા, તે પ્રેમ અને તે હૃદયમાં કેટલું પરિવર્તન ?'

' સુભગા, એ બધી વાતો હવે જવા દે! ચાલ આપણે નાટકમાં જવાની તૈયારી કરીએ.' મોહને તેના બે ખભા પકડીને જરા હચમચાવી નાખતા કહ્યું.

સુભગાનું હૈયું તો હજી યે કંપતું હતું. છતાં મોહનના એટલા જ મીઠા અભિનયનથી તે ખુશ ખુશ થઈ ગઈ હતી. અને બધી જ શંકાઓ તેમજ તમામ ભયોને એકી સામટા ખંખેરી નાખવા માગતી હોય તેમ કપડાં બદલતાં બદલતાં તે ધીમું ધીમું લલકારવા લાગી :

' મારા નયન સલૂણા શ્યામ !
તમને શું કહીને બોલાવું ?'

## પ્રકરણ ૩૨ મું ‘ ઘેર……ઘેર !’

**મોહનને** તૈયાર થતાં કશી જ વાર લાગી નહિ, પણ સુભગા તો હજુ કેશકલાપ પણ ગોઠવી રહી નહોતી.

ક્યાં સુધી મોહન એકલો બેસી રહ્યો. તેણે વાર વાર સુભગાના ખંડમાં ડોકિયા કર્યાં પણ એની સજાવટ હજુ પૂરી થઈ નહોતી.

મોહન એથી કંટાળ્યો. ‘કપડા પહેરવામાં તે કેટલો વખત ? ગ્રહસ્થ કુટુંબની સ્ત્રીઓ નટીઓની હંમેશા ટીકા કરે છે પણ હવે તો તેઓ જ નટીઓ જેવા ઠાઠમાઠ કરે છે – જાણે જીવનમાં કપડા પહેરવા સિવાય બીજું કશું જ ઉપયોગી કામ ન હોય… દેશનો કેટલો ઉપયોગી સમય સ્ત્રીઓ માત્ર કપડાં પહેરવા પાછળ વેડફી નાખે છે !… કોઈક એનો હિસાબ કાઢે તો… ’

મોહન આવા આવા વિચારો કરીને કંટાળ્યો, પરંતુ હજુ તો સુભગા પાવડર લઈને ઉભી હતી.

પરંતુ નાટકમાં જતી વખતે નકામો ઝગડો થઈ ન જાય તેથી તેણે સંયમ રાખ્યો.

છેવટે સુભગા તૈયાર થઈ, અને પતી–પત્ની મકાનમાંથી બહાર નીકળ્યાં.

'બસ'નું 'સ્ટેન્ડ' નજીક જ હતું, એટલે મોહને ટેક્ષીના પૈસા ખર્ચવાનો વિચાર માંડી વાળ્યો.

સુભગાને એ ન રૂચ્યું. એને બીજા લોકો પર પોતાની છાપ પાડવાની ટેવ હતી પણ મોહન એવી બાબતોમાં હંમેશાં બેદરકાર હતો.

સુભગાએ પોતાના અણગમાને દબાવીને મોહનની સાથે ચાલવા માંડ્યું.

'આજ તો થોડીક પળો બહુ આનંદમાં ગઈ.' મોહને ચાલતાં ચાલતાં કહ્યું.

સુભગાએ માન્યું કે પોતાની સાથે તે એકલો બેઠો એ સંબંધમાં જ મોહન આ શબ્દો કહેતો હશે. એટલે તેણે મમતાથી મોહનનો હાથ પકડીને તેને દબાવ્યો.

'આજ તો ચંચળ ઑફિસમાં આવી હતી.' મોહને સુભગાના પ્રેમાવેશમાં અભિનયને ધ્યાનમાં લીધા વિના જ પોતાની વાત ચાલુ રાખી.

સુભગાએ તે દરમ્યાન મોહનનો હાથ છોડી દીધો હતો.

'કઈ ચંચળ?' તેણે પૂછ્યું.

'નથી જાણતી?'

'ના!'

'મારી પહેલી વારની પત્ની...'

'ઓ-હો...? તે તમને છેક મુંબઈ સુધી મળવા આવી, અને તેની સોબતમાં તમને આનંદ મળ્યો?'

'અમારા પડોશીઓ નાશીક જતા હશે, તેમની સાથે એ આવી હતી. નાશીકનું તો બહાનું જ, ખરી વાત તો તે મને મળવા ઇચ્છતી હશે તે જ હોવી જોઈએ... એ લોકો કોઈક ધર્મશાળામાં ઉતર્યાં હતાં ત્યાંથી તે કોઈને લઈને મારી ઑફિસ શોધતી શોધતી આવી......!'

'આવેજને? પાછો બહુ પ્રેમ ખરોને?'

'આજે જ હું સમજી શક્યો કે એ બિચારી પોતાના કરતાં પણ મારી વિશેષ કાળજી કરે છે......'

'કેમ ન કરે...?' સુભગાને મોહનની આ વાત જરાય ગમતી નહોતી. અને તે પણ વળી જ્યારે તેઓ નાટક જોવા જતાં હતાં ત્યારે!

સુભગાના વદન પર ગુસ્સાની રેખાઓ તરવરી રહી હતી પણ મોહન રસ્તા તરફ જોઈને જ ચાલતો હતો એટલે સુભગાની લાગણીઓમાં થયેલા પરિવર્તનની તેને ખબર ન પડી.

'મારો વિચાર તો થયો કે એને આપણે ઘેર લઈ આવું, પણ પાછું એમ લાગ્યું કે કદાચ તને એ પસંદ નહિ પડે એટલે......'

'ખરું છે, તમે એને જે અન્યાય કર્યો છે એ ભાન તે વખતે થયું હશે. અને તેથી તમારા અન્યાયનો બદલો એને ઘેર લાવીને વાળવો હશે. પણ વચ્ચે મારી આડખીલી નડી, એટલે તમે તમારી પ્રથમ પત્નીને મારી તરફ ચીઢ ચઢી હોવી જોઈએ...'

'તને આવા વિચારો ક્યાંથી સૂઝે છે?' સુભગાના કટાક્ષ વચનો સાંભળીને મોહનને ચીડ ચડી અને તેથી તે ગર્જી ઊઠયો.

'તમારા પોતાના જ શબ્દોમાંથી.'

'હં, ત્યારે તો હવે મારે તારી આગળ જોઈ વિચારીને જ બોલવું એમ જ ને? જેમ માણુસ દુશ્મનથી સાવચેત રહે તેમ તારી આગળ વાત કરતાં સાવચેત રહેવું, નહિ તો ગમે તે વખતે ગમે તેવા સાદા સીધા શબ્દનો ય મારી મચડીને તું અવળો અર્થ કરી નાખે.'

'જો એમ જ હતું તો પછી મારી આગળ શોકયના સંબંધમાં વાત જ નહોતી કરવી અને તમે ઑફિસમાં મળ્યા હો કે બીજે એકાંતમાં...એની સાથેની થોડી પળોનો સમાગમ તમને આનંદમય લાગ્યો હોય, પણ એ બધું મને શું કરવા કહો છો? એ પણ તમારી સ્ત્રી છે. એની પર પણ તમારો અધિકાર છે પણ તેમાં મારે શું? તમારે એ વાત જ મને કરવાની જરૂર નહોતી.'

'હવે મને મારી ભૂલ સમજાઈ, ખરી રીતે તો મારે હવેથી તારી સાથે કશી જ વાત કરવાની જરુર નથી. જો ઘરમાં શાંતિ સાચવવી હોય તો.'

'ઓ ભગવાન! આમ તે જિંદગી શે જાય?' સુભગા એકલી એકલી જ બબડવા લાગી. 'મારું હૈયું ઘવાઈ રહ્યું છે પણ એમને તો આશ્વાસનનો એક શબ્દ પણ કહેવો નથી, મારી તરફ દયા કે માયા તો ક્યાંથી લાવે પણ હવે તો વળી મને દુશ્મન ગણી કાઢી. હા, હા, હું દુશ્મન તો ખરી જ તો! જે એમની પાછળ પ્રાણ પાથરે, આખી જિંદગી સુધી એમની દાસી અને ગુલામડી બની રહી

આખરે સ્મશાનમાં પણ સાથે જ જવાની ભાવના રાખે, તે દુશ્મન ન હોય તો બીજું કોણ હોય?'

મોહને મૂંગા મૂંગા જ ચાલ્યા કર્યું, પણ એટલામાં તો એક બસ આવીને ઉપડી યે ગઈ.

બસમાંથી એક બાઈ ઉતરી. તેણે એક લૂલા પુરૂષને પોતાની પીઠ પર ઉંચકી લીધો. બાજુમાં ઉભેલી એક પ્રૌઢ સ્ત્રીએ તે બાઇને પૂછ્યું : 'આ તમારે ..'

'હા, એ મારા વર થાય' પેલી બાઈએ કહ્યું.

'એમને શું થયું છે?'

'બહેન, અમે ગરીબ માણસ છીએ. આઠ વરસ પહેલાં તો એ પત્થરને ય પાટુ મારે તેવા હતા. પણ કંઇક અતી ભારે બોજો ઊંચક્યો અને આ દશા થઈ ગઈ.'

'અરેરે, બહેન, ભગવાન જે કરે તે ખરૂં! આઠ વરસથી આમને આમ જ છે?'

'હા.'

'ત્યારે તમારો સંસાર...'

'હું મજૂરી કરૂં છું અને અમારાં બંનેનાં પેટ ભરૂં છું. એમાં શું બહેન? એ સારા હતા ત્યારે એજ મજૂરી કરતા હતા ને?' કહેતી અર્ધાંગ વાયુથી પિડાતા પતિને પીઠ પર ઊંચકીને તે બાઈ ચાલી ગઈ.

મોહન અને સુભગા બોલ્યા ચાલ્યા વિના બસની રાહ જોઈને ઊભાં હતાં. તેમણે બંનેએ એ વાર્તાલાપ સાંભળ્યો પણ કોઈ બોલવાના મિજાજમાં નહોતું.

એટલામાં બે ચાર બીજા માણસો પણ આવ્યાં અને બસની રાહ જોતાં ઊભાં રહ્યાં.

સુભગાને લીધે જ પોતાને આગલી બસ ગુમાવવી પડી તેથી મોહન મનમાં ચિડાતો ઊભો હતો. એણે પેલી ગરીબ સ્ત્રીની વાત સાંભળી. અપંગ પતિનો બોજો ઊઠાવીને તેને જતી જોઈ અને ચંચળનું તેને સ્મરણ થયું. 'આવી સ્થિતિમાં સુભગા મદદગાર બને કે ચંચળ ?' એના જ દિલમાંથી પ્રત્યુત્તર મળ્યો, 'ચંચળ, સુભગા તો એવા પતિથી શરમાય, અને તે પોતાનો જ બોજો જાતે ઊંચકી ન શકે. એને જ જીવનમાં ટકી રહેવા બીજાનું અવલંબન લેવું પડે તે વળી અપંગ પતિનો બોજો શી રીતે ઊંચકવાની હતી ?...'

એટલામાં બસ આવી પહોંચી, ચાર પાંચ માણસો અંદર જવા માટે ટોળે વળ્યા, સુભગા તે જોઈને છેટે ઊભી જ રહી અને બસ ઉપડી ગઈ.

'કેમ બસમાં ન ચડી ?' મોહને ગુસ્સાને જેમ તેમ દબાવી રાખી પૂછ્યું.

'એટલા બધા ટોળામાં વચ્ચે પડવાનું મને ન ફાવે ?'

'પણ એ ટોળું ક્યાં હતું ? ચાર પાંચ માણસો હતાં.'

'એ ટોળું જ કહેવાય. સુભગાના એ શબ્દો પાછળ એની જીદ્દી હઠ દેખાઇ રહી હતી.

મોહને તકરાર નહિ કરવાની ખાતર જ મૌન સાચવ્યું અને ટેક્ષીમાં જવાનો વિચાર કર્યો; પરંતુ ટેક્ષી આવે તે અગાઉ ટ્રામ આવી પહોંચી એટલે મોહન તેમાં ચડ્યો. સુભગા પણ છૂટક તેની પાછળ ઘસડાઈ.

ટ્રામમાં ઘણી ગર્દી નહોતી. એક ખૂણે મોહન અને સુભગા સામસામી બેઠક પર ગોઠવાયાં. બન્ને મૌન હતાં. બન્ને બારીની બહાર જોઈ રહ્યાં હતાં.

ટ્રામ દોડી રહી હતી. રસ્તામાં ગાડીઓ, મોટરો, અને માણસોની ધમાલ હતી. દુકાનદારોએ વીજળીની બત્તીઓથી પોતાની દુકાનો શણગારી હતી. આખો રસ્તો જીવતો અને જવાજલ્યમાન હતો.

એ વાતવરણમાં નાટક જોવા જતાં પતિપત્ની રિસાઈને ટ્રામમાં બેસી રહે, તે વિચાર સુભગાને ચીડવવા માટે પૂરતો હતો. અંતે તે કડવું હાસ્ય હસતાં હસતાં બોલી: 'ધણીધણિઆણી સાથે નાટક જોવા નીકળ્યાં છે...'

'તારી સાથે તો સારી ચીજ પણ હંમેશાં બૂરી બની જ જવાની' એવો જવાબ મોહનની જીભને ટેરવે આવીને ઉભો રહ્યો; પરંતુ જાણી જોઈને જ તેણે સંયમ રાખ્યો અને સુભગાના શબ્દો પોતે સાંભળ્યા જ ન હોય તેમ તે બારીની બહાર ને બહાર જોઈ જ રહ્યો.

'આજે રાત્રે મઝાહ કરવા નીકળ્યાં...' સુભગા હજી યે મોહનને જ સંભળાવવા માટે છતાં સ્વગત બડબડી રહી હતી: 'અને આ મારી મઝાહ...ઓ ભગવાન! આ રીતે તે હવે કેમ જીવાય? આવા સંસાર કરતાં તો એકાકી જીવન શું ખોટું?' અને પછી તે છેક મનમાં જ બોલી: 'પેલો બિચારો કિશોર મારી પાછળ મરે છે પણ હું એની પરવા કરતી નથી, અને જેની પાછળ હું મરું છું તેને મારી કદર કે પરવા નથી.'

અને પછી તો તેની આંખોમાંથી આંસુ ગબડવા લાગ્યાં. સુભગા શિક્ષિત હતી. પોતાને સ્વતંત્ર વિચારની જણાવતી છતાં તે જેટલી

પરાવલંબીની હતી તેટલી જ રડકણી પણ હતી. આંસુ પર એને કાબુ હતો. જ્યારે જોઈએ ત્યારે તે રડી શકતી.

મોહન હજુ યે બારીની બહાર જ જોઈ રહ્યો હતો.

સુભગા પણ બારીની બહાર જ જોઈ રહી હતી.

નાટકશાળામાં પણ બન્નેમાંથી કોઈ એક બીજાને બોલાવતુ નહોતું. નજીક બેઠેલા છતાં તેમની વચ્ચે ન ઓળંગી શકાય તેટલુ અંતર હતું.

મોહન નાટક જોતાં જોતાં મનમાં ને મનમાં વિચારતો : ' પતિ પત્નિ નાટક જોવા આવે ત્યારે કેટલી મજાહ કરે, પણ...અહે નાટકે ઊઠી જાઉં તે પણ ઠીક નહિ.'

તે બિચારો સુભગાના પતિ તરીકેની ફરજ તરીકે તેની બાજુમ બોલ્યાચાલ્યા વિના નાટક જોઈ રહ્યો હતો.

સુભગાની પણ એ જ દશા હતી. કોઈ અલગ દેશનાં અજાણ્ય પ્રવાસીઓની જેમ તેઓ બેઠાં હતાં. એ દશાની સામે વેર લેતી હો તેમ સુભગા રંગભૂમિ તરફ એકી ટશે સ્થિર દષ્ટિથી જોઈ રહી હત તે ન જોતી આ તરફ કે ન નિરખતી પેલી તરફ. થાકથી પોપચ મીંચાય ત્યારે પણ તે પાષાણ પ્રતિમાની પેઠે સ્થિર રહેતી. એટલું ન નહિ પણ પડદો પડે તે વખતે સુદ્ધાં તે આમ તેમ જોતી નહોતી સુભગા અને જીદ એ બે પર્યાયવાચક શબ્દો જ બની ગયા હતા.

પરંતુ બીજા અંકનો પડદો પડ્યો તે વખતે સુભગા ઊઠ અને બહાર લોબીમાં ગઈ. પણ મોહન કંઈ જાણતો જ ન હોય તે બેસી જ રહ્યો. એણે તો સુભગા કરે તેટલું કરવું, અને તકરાર થાય તેવી વાતને અણુત્તિર જ રહેવા દેવી એ વચલો અને સલામતીભર્યો માર્ગ સ્વીકાર્યો હતો.

પણ મોહનનો સંયમ વધુ વખત ટકી શક્યો નહિ.

સુભગા બહાર નીકળી અને પુરી લોબી સુધી પહોંચી પણ નહિ હોય તેટલામાં તો એકદમ દોડતી તે પ્રેક્ષકભવનમાં આવી પહોંચી. ત્રાસદાયક દૃશ્ય જોવાથી માનવી જેવું ભયગ્રસ્ત બની જાય તેવી તે ભયભીત દેખાતી હતી.

એક હાથે માથું પકડી રાખી, સીધી ને સીધી નજરે જોતી તે અંદર આવી ગઈ. એને જોતાં જ મોહને પૂછ્યું: 'કેમ? તને શું થયું?'

પરંતુ સુભગાએ તેનો કશો જવાબ આપ્યો નહિ.

સુભગાને એ દશામાં જોઈને અનેક પ્રેક્ષકો ત્યાં ટોળે મળ્યાં હતા. કેટલાક કુતૂહલ વૃત્તિથી કાંઈક બને તો મદદગાર બનવાની ઈચ્છાથી, કેટલીક સ્ત્રીઓ વળી સુભગાની એ દશા જોઈ ને ગભરાઈ ગઈ હતી.

'ઘેર...ઘેર...ઘેર...જલદી!' સુભગા માત્ર ધીમું ધીમું એટલું જ બોલતી હતી. હજી તેના બદન પરનો ભય કાયમ જ હતો. એની આંખો બીડાતી જ ન હોય તેમ બારણાં તરફ ફાટે ડોળે તે જોઈ જ રહી હતી. વચ્ચે વચ્ચે કંઈક વેદનાથી તેના મુખભાવ બદલાઈ જતા, પરંતુ તે બેભાન જેવી લાગતી હતી.

મોહને જેમ તેમ કરીને ટોળે મળેલાઓને બાજુએ ખસેડ્યા અને સુભગાને બહાર લઈ ગયો.

બહાર જતાં પણ ભૂતથી ડરી ગયેલું બેભાન માણસ કોઈની મદદથી પૂતળાંની જેમ ચાલતું હોય તેવી સુભગા દેખાતી હતી. માત્ર તેના મુખમાંથી ધીમા શબ્દો ઉપરા ઉપરી નીકળતા હતા.

'ઘેર...ઘેર...જલ્દી...!'

## પ્રકરણ ૩૩ મું  ‘હું એની રખાત હતી!’

આખે રસ્તે સુભગા એક અક્ષર સુદ્ધાં બોલી નહિ. તે મોટરની બારીની બહાર એક જ દિશામાં જોઈ રહી હતી. દીવાની માફક એના ડોળા ઊપડી ગયા હતા. તે ભાગ્યે જ મીટ પણ માંડતી હતી.

ઘેર આવ્યા પછી મોહને તેને એક ખુરશી પર બેસાડીને કહ્યું : ‘તને શું થયું? તેં એવું નાટકશાળામાં શું જોયું કે જેથી તું અચાનક આવી બેફામ બની ગઈ છે?’

પરંતુ સુભગાએ જવાબ આપવાને બદલે મોહનને હાથની ઈશારતથી દૂર રહેવા કહ્યું અને પોતે ઊઠીને પોતાના ખંડમાં ગઈ.

જતાં જતાં તે બોલતી હતી : ‘મને એકલી છોડો…’ પરંતુ એ શબ્દો પણ તે એટલા ધીમેથી ગણગણતી હતી કે તેની વાચા હોઠની કેદી બની ગયેલી લાગતી હતી.

મોહન દીવાનખાનામાં જ બેસી રહ્યો છતાં સુભગાની આવી

સ્થિતિથી તેને ચિંતા થયા કરતી હતી એટલે વચ્ચે વચ્ચે બારણા સુધી જઈને સુભગાના ખંડમાં તે ડોકિયું કરી આવતો.

સુભગા પલંગ પર જડ પૂતળાની માફક બેસી રહી હતી. સ્થિર અને અડોલ.

બહાર મોહન કલ્પનાઓના હીંડોળે ઝૂલતો હતો : 'એણે નાટકશાળામાં એવું તે શું જોયું હશે ?...એ લોબીમાં ગઈ અને આવી ત્યારે કેટલી બધી ચમકી ગઈ હતી અને ગભરાઈ ગઈ હતી... ભૂતની કલ્પનાથી જેઓ હંમેશાં ડરતા હોય તેઓ ભૂત જેવું કંઈક જૂએ અને ચમકે તેવી એની દશા હતી...પણ ત્યાં એવું તે હતું શું ?'

મોહન જેમ જેમ વધુ વિચાર કરતો તેમ તેમ તે ગૂંચવણની અટવીમાં વિશેષ ને વિશેષ અટવાતો જતો હતો.

છેવટે મોહને કોલનવોટરના પોતા કરીને સુભગાના કપાળે મૂકવાનો વિચાર કર્યો અને તે દવાઓના કબાટ પાસે ગયો તેટલામાં તો બાજુના ખંડમાં સુભગાના ખડખડાટ હાસ્યનો અવાજ સંભળાયો. જ્યારે સુભગા ખૂબ જ ગેલમાં હોય અને કશું રમુજી જોયું કે સાંભળ્યું હોય ત્યારે જ તે એ રીતે હસતી હતી.

એવું જ હાસ્ય અત્યારે તેને હસતી સાંભળીને મોહનના દિલ પરથી ચિંતાનો ભાર કંઈક હળવો થયો.

એને લાગ્યું કે : 'કાં તો સુભગાએ મને બનાવવા માટે આવો ઢોંગ કર્યો હશે અને એની એ મશ્કરીમાં હું ફસાઈ ગયો, તેથી હવે તે ખડખડાટ હસતી હશે; અથવા તો જે કોઈ નજીવી બાબતથી તે આટલી ગભરાઈ ગઈ તેનો વિચાર કરતાં એને પોતાના એ બીકણવેડા તરફ તિરસ્કાર આવ્યો હોય અને તેથી તે પોતાની એ નબળાઈ તેમ જ મૂર્ખાઈ તરફ હસતી હોય...'

આવા વિચાર કરતો કરતો તે સુભગાના ખંડમાં ગયો અને જરાક સ્મિત કરતાં કરતાં તેણે કહ્યું : ' અરે ! હું તો તારા તપી ગયેલા મસ્તકની શાંતિ અર્થે કોલનવોટરના પોતા કરી લાવતો ત્યાં તો બધો જ ખેલ ખતમ થઈ ગયો...'

પણ સુભગા મોહનનો એક શબ્દ પણ સાંભળી શકતી ન હોય તેમ એની તરફ જોતી સુદ્ધાં નહોતી. તે તો બિહામણી રીતે એક ખુણામાં સ્થિર નયને તાકી રહી હતી. સાથે સાથે તેને હસવાનો કોઈક ચેપી રોગ લાગુ પડયો હોય તેમ ખડખડાટ હસ્યા જ કરતી હતી.

છતાં એ હાસ્ય યાંત્રિક હતું. એની પાછળ કોઈ પણ જાતના ભાવો કે લાગણીનું બળ નહોતું. કેવળ ચાવીનું પૂતળું કે ગ્રામોફોનની રેકર્ડમાંથી હાસ્યના સૂર સંભળાયા કરે તેમ તેના ગળામાંથી શુષ્ક અને અકુદરતી હાસ્યનો ધ્વની નીકળતો હતો.

મોહન એની એ સ્થિતિ જોઈને ચમકયો. તે એની પાસે ગયો અને તેનો ખભો પકડીને અને જોરથી ઢંઢોળતા ઢંઢોળતાં તેને આજ્ઞા કરતો હોય તેમ મોટેથી કહ્યું :

' આ બધું હવે બંધ કર, સમજે છે કે ? સુભગા ? સાંભળે છે કે ?'

અને જેમ ઊંઘતું માણુસ કોઈના ઢંઢોળવાથી જાગ્રત થાય તેમ સુભગાએ મોહનનો અવાજ સાંભળી તંદ્રામાંથી જાગતી હોય તેવી રીતે મોહનની તરફ માથું ફેરવ્યું.

એ વખતે સુભગા દીવાની જેવી જ લાગતી હતી.

અપરિચિત માણસને ધારીધારીને કોઈ જોતું હોય તે રીતે તે મોહન સામે ફાટે ડોળે જોઈ રહી. અને પછી એકાએક શુદ્ધિ આવી હોય તેમ તેનામાં ફેરફાર થતો ગયો. પોતાની સામે મોહન જ ઉભો

છે તેનો એને બરોબર ખ્યાલ આવ્યો. પરંતુ પૂરેપૂરું આત્મભાન આવ્યું એટલે પાછા તેને ભૂતકાળના વિચાર થવા લાગ્યા અને નિઃશ્વાસ નાખી માથા પર હાથ મૂકી તે બારી સામે જોઈ રહી.

મોહને તેટલામાં દવાનો એક ડોઝ લાવીને તેની સામે ધર્યો. છતાં સુભગા સ્થિરભાવે સામે જોઈ રહી.

'આટલો 'ડોઝ' પી જા.' મોહને એને ખભે હાથ મૂકીને કહ્યું.

પરંતુ ગમ્મતની વાત સાંભળીને હસી જવાયું હોય તેમ ખડખડાટ હસીને સુભગાએ મોહનને કહ્યું: 'મોહન, એ દવાથી મને કંઈ આરામ થાય તેમ નથી. કાયમના આનંદ માટે એ દવા નકામી છે...'

'સુભગા, વધુ બોલચાલ કર્યા વિના તું આ દવા ઘટઘટાવી જા.'

'પણ મારે જોઈએ છે તે દવા એ નથી. મોહન, મારે તો હંમેશનું દુઃખ નિવારણ થાય તેવી દવા જોઈએ છે.'

'કેવી મૂર્ખાઇ ભરી વાતો કરે છે તું સુભગા!' સુભગાના બોલવાનો મર્મ સમજીને તેણે કહ્યું.

અને આગ્રહ કરીને તેને દવા પાઈ.

પછી તેણે એને ધીરેથી પૂછયું: 'સુભગા, તને શું થયું હતું?'

જવાબમાં સુભગા માત્ર હસી પડી.

પરંતુ એ હાસ્યનો ઊભરો હેઠે બેઠો એટલે તેણે કહ્યું: 'હવે હું સૃષ્ટિના સરજનહાર સમક્ષ આત્મા સાથે હાજર થઈ શકી. કેમકે આ પૃથ્વી પર મારા આત્માની કોઈનેય જરૂર નથી એવી મારી ખાત્રી થઈ ચૂકી છે.

અને પછી જાણે બધાએ અણગમતા વિચારોને માથામાંથી ખંખેરી નાખવા માગતી હોય તેમ એણે તાંડવ કરતા ધૂર્જટી જોસથી

મસ્તક હલાવે તેવા જુસ્સાથી માથુ ધ્રૂજાવી નાખ્યું અને બંને હાથનાં આંગળાં પરસ્પરમાં ભીડી તેણે તેને આમળી નાખ્યા.

પણ બીજી જ પળે તેણે મોહનની સામે જોયું. અને દીવાના માણુસના જુસ્સાથી તેણે પોતાનાં સળગી જતાં હોય તેવા ધીખતાં આંગળાં વચ્ચે મોહનનો પંજો પકડીને યંત્રની માફક બહુ જ ઝડપથી બોલવા માંડયું.

'મોહન, તું બરાબર જાણે છે કે કેટલાયે વરસોથી મારા પ્રેમની યાચના કરતો એ મારા પગમાં આળોટતો હતો. એ હંમેશાં કહેતો કે એના જીવનને ટકાવી રાખવા માટે તે મારા પ્રેમની ભિક્ષા માગે છે. પૃથ્વિ પરની એ મહાનમાં મહાન અને ઉદાત્ત ભેટ તરીકે તે મારા પ્રેમને ગણતો હતો. તે કહેતો હતો કે મારી એક મીઠી નજર એના સારા યે જીવનની વ્યાખ્યા એને સમજાવી દે છે. એ બધાથી ભાન ભૂલી એના શુષ્કજીવનને અમીમય બનાવવા માટે એકાદ દયાળુ શ્રીમંત કોઈ કંગાલને દાન કરે તેવા ભાવે મેં તેને મારા પ્રેમનું દાન કર્યું. કેમ કે મને લાગ્યું હતું કે મરતાં માણુસને બચાવવા માટે એ દાન અનિવાર્ય જરૂરી હતું.

'પરંતુ મોહન, એટલું યાદ રાખજે કે જ્યાંસુધી તું મારો હતો, મને અળગી કરવાનો વિચાર તારા દિલમાં નહોતો આવ્યો, ત્યાંસુધી મેં એની એ બધી જ કાકલુદી ભરી માગણીઓને તિરસ્કારી કાઢી હતી...'

તેણે નિઃશ્વાસ નાખ્યો અને વળી પાછી પહેલાંના જેટલી જ ઝડપથી તે બોલવા લાગીઃ

'પણ મોહન, તારે માટે હું બલા થઈ પડી હતી. હું તો તારા માટે પ્રાણ પાથરી રહી હતી. તને એ બધું કંટાળા રૂપ લાગ્યું અને

તું મારાથી દૂર ને દૂર જતો ગયો ત્યારે હું સમજી કે મારા આત્માની તારે ગરજ નથી, એટલે જ જે માણસ મારી પાછળ ફના થઈ જવા તૈયાર હતો તેને બચાવી લેવા માટે જ મેં મારો પ્રેમ અર્પણ કર્યો.

'પરંતુ મોહન, યાદ રાખજે કે તેં મારા નિર્મળ પ્રેમની અવગણના કરી ત્યાર પછી જ, મારી ઇચ્છા વિરૂદ્ધ કેવળ બલિદાનની ભાવનાથી મેં એ ત્યાગ કર્યો. તે વખતે મારી એવી જ માન્યતા હતી કે મારા આ બલિદાનની પાછળ એક ઝૂરતા અને વિલાઈ જતા આત્માને ઉગારી લેવાની ઉન્નત ભાવના રહેલી છે. એટલે એ પ્રેમ દાનથી મારો આત્મા જરાયે અભડાશે નહિ પણ હંમેશની માફક સ્ફટિક શો નિર્મળ રહેશે!'

તેણે વળી પાછો નિઃશ્વાસ નાંખ્યો અને સહેજ વિશ્રાંતિ લઈને તેણે પોતાની વાત શરૂ કરી.

'પણ મેં એને નાટકશાળામાં જોયો. મેં એને આજે રાત્રે મારી સાથે નાટક જોવા આવવા કહેલું ત્યારે તેણે કામનું બહાનું કાઢી તે વાત ઉડાવી તે–ફીશોર જુ–ઠું બોલ્યો! ના–ટ–કી–યો! પણ તે તો ત્યાં જ હતો અને તેની સાથે સુશીલાને ઘેર મળેલી પેલી યુવતી હતી. એણે મને સોગંદપૂર્વક કહ્યું હતું કે તેની સાથે એને માત્ર જય જય કરવા જેટલો જ પરિચય છે, પણ તે તો એ જૂ–ઠું બોલ્યો, એણે મને દ...ગી, એ માણસે મને દગો દીધો, મારા આત્માને અભડાવ્યો, જેની ખાતર, જેને 'બચાવવા' ખાતર મેં મારા અમૂલ્ય જીવનધનસમા આત્માને કાઢીને એને સોંપ્યો, તો એણે જ મને દગો દીધો, મારા અમૂલ્ય પ્રેમને તેણે નકામા ચીંથરાની માફક લાત મારીને ફગાવી દીધો, એણે મારા આત્માના ટૂકડા કરી નાખ્યા. ભલા ભગવાન! જેને ઉગારી લેવા મેં આટલો આપભોગ આપ્યો અને મારા આત્માના

ભાગલા પાડી નાખ્યા, એજ માણસે મને આવો દગો દીધો.' મારા સ્ફટિક શા નિર્મળ આત્માને તેણે કલંકીત કર્યો, અભડાવ્યો...?

'પણ તું તો એ માણસની મૈત્રીને જ ભયરૂપ માનતી હતી, તો પછી એનાં એ કામ માટે આટલી બધી ઉશ્કેરાય છે શા માટે?'

મોહનના એ શબ્દો સાંભળીને સુભગાએ તેની સામે જોયું અને એકાએક આત્માનું નૂર હણાઈ ગયું હોય તેમ તેના વદન પર મૃત્યુનો હાથ ફરી ગયો હોય તેવી ફિક્કાશ પથરાઈ વળી.

એની બોલવાની ઝડપ અને તાકાત બન્ને એકાએક કોઈએ ઝડપી લીધાં હોય—પણ પૂરા ઉઘાડયા વિના ગણગણાટ કરતી હોય તેવી રીતે ભાગ્યે જ પૂરા સાંભળી કે સમજી શકાય તેવા શબ્દો ઉચ્ચાર્યા.

'કેમ કે હું...કેમ કે હું...એની રખાત હતી...'

## પ્રકરણ ૩૪ મું    જુદી દુનિયાનાં માનવી

સુભગાના એ શબ્દો વજ્રની માફક મોહનના હૃદય પર પડ્યા અને એના હૈયાના ચૂરેચૂરા થઈ ગયા. કોઈએ તેના હૈયામાંથી તમામ લોહી ખેંચી લીધું હોય તેવી તેની દશા થઈ ગઈ.

એ વખતે સંયમ રાખવો મુશ્કેલ હતો. છતાં મોહને ખૂબ પ્રયાસ કરીને સંયમ રાખ્યો. પરંતુ એના ઉપલા દાંત આવેશથી નીચલા હોઠમાં ખૂંચવા લાગ્યા અને તેમાંથી રક્તની ટશરો ફૂટી.

તેણે બન્ને હાથોનાં આંગળાં માથાના બાલમાં ઘુસાડ્યાં અને તેથી એના હોળેલા વાળ ફેંદાઈ ગયા.

'એ ક્યારે બન્યું હતું સુભગા?' સુભગાની સામે જોયા વિના જ મોહને પૂછ્યું. આવી સ્ત્રીની સામે જોવું તે પણ તેને ભયંકર પાપ જેવું લાગ્યું.

'એ બન્યું હતું તો...ઘણાં વરસો પહેલાં.' સુભગા અટકી અટકીને છતાં પાપછૂટી વાત કરી રહી હતી. 'પરંતુ વચ્ચે એ બધા

પર પર્દો પડી ગયો હતો. એ પર્દો હમણા નવેસરથી ઊંચકાયો હતો……'

'એ–મ–કે…?' મોહનના દાંત જોસથી કચકચી રહ્યા હતા.

'તે દિવસે સ્હાંઝે તું ઘેર આવ્યો અને મેં તને ઘરમાં જ રહેવાનું કહ્યું છતાં તેં મારી એ માગણીની અવગણના કરી અને રાત્રે બહાર ચાલી ગયો, ત્યારે મારા દિલને ધક્કો વાગ્યો, અને પછી…' સુભગા બાકીના શબ્દો ગળી ગઈ.

'ત્યારે તો એમ કહેને કે આપણે પરસ્પર આગળ સોએ સો ટકા સત્ય સિવાય બીજું કંઈ જ બોલવું નહિં એવી પ્રતિજ્ઞા લીધી તે પહેલાં તેં આ જાતના સત્યના આચરણનો આરંભ કરી દીધો હતો?'

મોહનના એ શબ્દો સુભગાના હૈયામાં ધગધગતા લોખંડના સળીઆની માફક ચંપાયા. તેનું અંગે અંગ કંપી ગયું, અને જેમ તેમ કરતાં પૂરૂં સાંભળી યે ન શકાય તેમ તે બોલીઃ

'……હા……'

મોહનના પગ નીચેથી પૃથ્વિ સરી પડી. એને ત્યાં ઉભા રહેવું આકરૂં થઈ પડયું. અને આગમાંથી બચવા માટે નાશી છૂટે તેમ તે સુભગાની પાસેથી નાશીને પોતાના ખંડમાં આવીને ટેબલ આગળ ઊભો રહ્યો.

શું કરવું તે એને સૂઝતું નહોતું. શા માટે તે ટેબલ પાસે ઊભો રહ્યો છે એની એને કશી જ ગમ પડતી નહોતી. છતાં એ ત્યાં ઊભો જ રહ્યો.

ટેબલ પર કેલેન્ડર હતું. મોહનની નવરી આંખો એ કેલેન્ડર તરફ

વળી. તારિખિયામાં ૩૦ મી જૂનનું પાનું દેખાતું હતું. આગલા દિવસે એ પાનું ફાડવું જોઈતું હતું, છતાં તે કોઈએ ફાડ્યું નહોતું. મોહન તારિખિયા સામે સ્થિર ભાવે જોઈ જ રહ્યો.

હજુ તે ઊભો જ હતો : અડગ તેમ જ અડોલ. પ્રલયકાળના સૂનકારસમો સૂનકાર હતો. ઘડીક પહેલાંના જીવતા ઘરમાં મૃત્યુનો ઠંડો હાથ ફરી વળ્યો હોય તેવી સ્મશાનશાંતિ ચોતરફ ફેલાઈ રહી હતી.

અંદરના ખંડમાં પલંગ પર બેઠેલી સુભગા પણ શૂન્યમનસ્ક બની ગઈ હતી. જીવતું માણસ એકાએક પત્થરનું પૂતળું બની ગયું હોય તેવી તે બેઠી હતી. માત્ર શરીરમાં ચાલતી શ્વાસોશ્વાસની ક્રિયાથી એનાં જીવંતપણાનો ખ્યાલ આવતો હતો.

તે ટટાર બેઠી હતી. એના બંને હાથ ખોળામાં પડ્યા હતા. ત્યાંથી નીચા થવાની તાકાત હણાઈ ગઈ હોય તેમ.

સુભગાના મગજને લકવો થયો હોય તેમ કોઈ પણ જાતના વિચારોની ક્રિયા એકાએક અટકી ગઈ હતી.

એની આંખોમાં આંસુ નહોતા. બે ધીખતા અંગારા માફક એ આંખો સળગી રહી અને તેમાં એનાં તમામ આંસુ બળીને ખાખ થઈ ગયાં હતાં.

એ બધું અલ્પ સમય જ ચાલ્યું.

એટલામાં રસ્તા પરથી ચાલ્યા જતા કોઈક રાતના રાણાએ ગળામાંથી સૂર કાઢી હવામાં ફેંક્યાં :

'અલ્પ સમય આરામ,
અહીં છે અલ્પ સમય આરામ;
કાયમનો આવાસ નથી

આ કાયમ નથી મુકામ;
અહીં છે અલ્પ સમય આરામ.'

સુભગા અને મોહન બંનેના કાન પર એ ગાનના શબ્દો અથડાયા અને બંનેના કાન એ ગાનલહરીએ ઝડપી લીધા.

પાછલી રાતના રસ્તાના રખડનારા એ શોખીનના ગળામાંથી ગમે તેમ સ્વર છૂટતા હતા :

'આ મારું, આ તારું એવી
ભ્રમણાઓ ઉપજાવો,
મેં કીધું આ તેં કીધું એ
ઝઘડા વ્યર્થ જગાવી;
નાહકના ઉત્પાત વધારી,
જીવ બાળે શું કામ?
અહીં છે...સમય...આરામ.'

રાહદારીના પગનો વેગ વધતો ગયો તેમ તેના ગળાના કેદખાનામાંથી છૂટતા સૂરોના પડઘા પણ દૂર દૂર જતા ગયા.

પણ એ સ્વરોના પ્રતિનિધિએ સુભગાના મગજના યંત્રના તંતુઓને ઝણઝણાવી મૂકયા.

એકાએક હિંમત આવી હોય તેમ તે ચમકીને ઊભી થઈ, અને મોહન અને તેના ખંડને જોડતા બારણા વચ્ચે ઊભી તે એવું તો વિચિત્ર રીતે હસી કે તે સાંભળીને મોહન પણ ડરી ગયો.

ત્યાં તો સુભગાના શબ્દો એના કાને અથડાયા.

'બધો ખેલ ખત્મ થઈ ગયો. વહાલા !...'

અને પછી તો તેણે દોડતાં આવીને મોહનના પગ પકડી લીધા.

જાણે જીવનમાં છેલ્લી જ વખત એ સ્પર્શ સુખ ભોગવી લેતી હોય તેટલી તાકાતથી તેણે એના પગ જકડી લીધા.

'પેલા શબ્દો સાંભળ્યા કે નહિ?'

'તેણે મોહનની સામે જોઈને પૂછ્યું.

અને તે પોતે જ ગણગણવા લાગીઃ 'અલ્પ સમય આરામ અહીં છે અલ્પ સમય આરામ, કાયમ, નથી મુકામ...જીવ બાળે શું કામ? અહીં છે અલ્પ સમય આરામ.'

તેણે બીજી સામાન્ય સ્ત્રીઓની માફક અશ્રુજળે મોહનના પગ ભિંજવ્યા નહિ. તેમ માફી માગી એની ક્ષમા પણ યાચી નહિ.

જેટલી ઝડપથી આવીને તેણે મોહનના પગ જકડી લીધા હતા તેટલી જ ત્વરાથી તેણે તે પગ છોડી દીધા અને એક પણ અક્ષર બોલ્યા વિના બારણું ઉઘાડી તે બહાર ચાલી ગઈ.

મોહન હાલ્યા ચાલ્યા વિના પૂરેપૂરા બે કલાક આરામ ખુરસીમાં ચોંટી જ ગયો.

એની સારી યે સ્વપ્નસૃષ્ટિ સરી પડી હતી. સુભગાના થોડા જ શબ્દોએ એની આંખ પરનો પરદો ખસેડી નાંખ્યો હતો.

છતાં જાણે કશું યે બન્યું ન હોય, અથવા તો જે કંઈ બની ગયું તેની પોતાની ઉપર જરા જેટલી પણ અસર થઈ ન હોય તેમ જડ પ્રતિમાની માફક તે બેસી રહ્યો હતો. બરફ જેવો ઠંડો, તત્ત્વચિંતક શો શાંત અને પર્વત શો અડોલ.

તે પછી ટેબલ આગળ ખુરશી ખેંચીને લખવા લાગ્યો. 'ખરું છે, હવે બધો ખેલ ખતમ થઈ ગયો છે...તું મને બેવફા નિવડી એટલાની ખાતર જ હું તને છોડીને જતો નથી. ખરી રીતે

તો હું કેટલા વખત પહેલાં જ તને છોડીને જતો રહ્યો હોત, પરંતુ મેં ધાર્યું હતું કે તારો પ્રેમ મારા જીવન-સત્ત્વથી પોષાઈ રહ્યો છે, એટલે મારા ભોગે પણ હું તને સંતોષવા મથતો હતો. પરંતુ હવે હું બરોબર સમજી શક્યો છું કે, તારા પોતાનામાં સ્વાશ્રયી જીવન જીવવા જેટલું સત્વ કે જીવનબળ જ નથી. તું કેવળ બીજા કોઈના આધારે જ જીવી શકે તેમ છે. એટલે જેમ ટટાર ઉભા રહેવાની તાકાત વિનાની વેલીને ઉંચે ચડવા માટે કશોક પણ આધાર જોઈએ, પછી તે આધાર આમ્રવૃક્ષનો હો, બાવળનો હો કે વાંસની લાકડીનો હો, તેમ તારે માત્ર આધાર જ જોઇએ છે. પછી તે આધાર મોહન હોય, કિશોર હોય કે ગમે તે હોય.

'એ આધાર કેવળ હું જ છું એમ માનવામાં મેં ભૂલ કરી હતી. મારી ભ્રમણાને લીધે હું ભાન ભૂલ્યો, તને ઓળખી ન શક્યો અને મેં ચંચળને અન્યાય કરી તારી સાથે જીવનનો વધુ વિકાસ સાધી શકાશે એવી ગણતરી કરી. મારી એ ગણતરી ખોટી હતી. કેમ કે તારા સંબંધથી મારા જીવનનો જ વિકાસ રુંધાઈ જતો હતો.

'તને એકલતાનો ભય લાગે છે, મૃત્યુ જેટલી તું એકલતાના વિચારે કંપી ઊઠે છે. કેમ કે તારામાં જીવન સત્વ નથી એટલે જ એકલતા તારે માટે મૃત્યુ થઈ પડે છે. એમાં સાત્વિક પ્રેમ જેવું કંઈ જ નથી.

'તારામાં જીવન તત્ત્વ નથી, માટે જ જીવનાધાર વિના જગતમાં રહેવું તે તારે સારુ અરણ્યમાં રહેવા જેવું બની જાય છે, પરંતુ જગતની વચ્ચે હળીમળીને ફાલવું, ફૂલવું ને જીવન મ્હાણવું એ પણ તને પોષાતું નથી.'

'જીવન તત્ત્વના અભાવને લીધે તું જગતથી ભય પામે છે, અને

પેલી દંતકથાઓની ગાંધર્વ કન્યાઓની માફક તું જેને પ્રેમ અર્પણ કર્યાની અને જેને માટે પ્રાણ ન્યોછાવર કરવાની તત્પરતાની વાતો કરે છે, તેના જીવનને એટલા તારા અને માત્ર તારા જ આધીન ભક્ષનું સાધન બનાવવા, જગતજનોથી દૂર અલગ રહી, એ માણુસને એકલો પાડી દઇ એને માટે બાહ્યજગતનાં તમામ દ્વાર તું બંધ કરી દે છે.

'આમ જે તને પ્રિય એ માર્ગનું અનુસરણ કરે, તને સંતોષ થાય તે રીતે જીવવાનું સ્વીકારે, તે માણુસમાં તારા ભવ્ય, દીવ્ય અને અમૂલ્ય પ્રેમને નામે આત્મવંચના જ કરવી જોઈએ.'

'મારો એ માર્ગ નથી. આત્મછળ, આત્મવંચના, આત્મદ્રોહ કે આત્મહત્યા એ બધા જ માર્ગોને હું તિરસ્કારું છું. વળી દુનિયાનો મટી હું એક તારો જ બની જગતથી છૂટો પડી તારી ઇચ્છાનો ગુલામ બનવા માગતો નથી. હું માનવ ટોળાનો માનવી છું. આમજનતામાં જન્મ્યો છું અને આમજનતાની સાથે રહી તેની અને મારી પ્રગતિ માટે પ્રયાસ કરતો કરતો હું આખરી શ્વાસ માટે કૃતનિશ્ચયી છું.'

'એટલે મારું સ્થાન લઈ શકે તેવો કોઈક બીજો આધાર તને મળી રહેશે. તારા મહાન પ્રેમને નામે પોતાની જાતને દગો દઈ શકે એવા માણુસોનો છેક તો તોટો નથી જ.'

'છેલ્લા કેટલા યે મહિનાઓથી હું મારી જાતને જે પ્રશ્ન પૂછી રહ્યો છું, તે પ્રશ્ન આજે ફરીથી મારી સમક્ષ ઉગ્ર સ્વરુપે ઉભો થયો છે. મારે માત્ર તારા એકલાના જ સુખનો વિચાર કરવો કે સમસ્ત વિશ્વની સાથે સાંકળની કડી બની મારા જીવનની અંદર રહેલી ચેતન-વૃત્તિને અનુકૂળ બનવું ?

'આપણે આટલા સમયમાં જીવન-સીડીનાં કેટલાંએ પગથિયામાં શકય તેટલા સાથે રહેવાના નિષ્ફળ પ્રયાસ કરી ચૂકયાં છીએ. અને તે

તમામ પ્રયાસોમાં હું એ જોઈ શક્યો છું કે તું માત્ર કોઈના આધારે ઊંચે ચડતી વેલી જ નથી, પણ એ આધારનું જીવનસત્વ ચૂસી તેમાંથી જીવન–શક્તિ શોધતી વેલી છે. તને થોડાથી સંતોષ થાય તેમ નથી. તારે સર્વાંગી ભોગ જોઈએ છે. અલબત્ત, તે સાથે તું જીવન સર્વસ્વ બદલામાં ધરી દેવા તૈયાર છે એ ખરૂં. પણ મારાથી એવો ભોગ આપી શકાય તેમ નથી.

'આપણે પ્રેમના પ્રયોગ કરી જોયા, પરંતુ તે કેવળ બાહ્ય વિધિઓ જ હતી. આપણે સત્યના પ્રયોગ આદરી જોયા પરંતુ તે કેવળ અસત્યને ઢાંકવાના આડંબર જ હતા. એ બધાનું મહત્વ મારી નજરે કશું જ નથી.

'આપણે બે ભિન્ન ભિન્ન સૃષ્ટિનાં માનવી છીએ, એ બાબતમાં હવે કશી જ શંકા રહી નથી. હું વર્તમાન યુગનો માનવી છું, તું આથમી ગએલા ભૂતકાળની પ્રતિનિધિ છે. અલબત્ત, ભૂતકાલીન સ્ત્રીત્વનો તું ઊંચામાં ઊંચો નમૂનો છે. પરંતુ ભૂત અને વર્તમાન વચ્ચે હવે સંવાદી મેળ સાધી શકાય તેવું રહ્યું નથી. આપણા જીવનનાં વલણ અને જીવનના સિદ્ધાંતો વચ્ચે મેળ નથી. એટલું જ નહિ પણ તે બંને ધરમૂળથી જ એક બીજાની સામે છે. આ સ્થિતિમાં હવે આપણે વધુ વખત સાથે રહી શકીએ તેમ નથી.

'એક વખત મેં મારી નોંધપોથીમાં લખ્યું હતું કે જે માનવી પોતાનો સાચો રાહ જોઈ શક્યો છે, તેણે પછી કોઈ પણ ભોગે તે માર્ગથી એક ડગલા જેટલું યે ચસવું ન જ જોઈએ. પોતાની જાત પ્રત્યે કઠોર બનીને પણ તેણે તો સ્થાપીત સિદ્ધાંતની જ રાહ પર સીધા ને સીધા ચાલ્યા જ કરવું જોઈએ.'

પત્ર પૂરો કરીને મોહન ઉઠ્યો ત્યારે રસ્તા પર દુધવાળાઓનો અવરજવર શરુ થઈ ચૂક્યો હતો. મજૂરી પર જીવનારાં માનવીઓની

હીલચાલ આરંભાઈ ગઈ હતી. શહેરના ધોરી રસ્તાઓ પર જો કે હજુ વીજળીદીપો જલી રહ્યા હતા, છતાં દૂરની ટેકરીઓ પરથી પૂર્વમાં ઉષાની અબીલ ગુલાબ રમત શરુ થએલી જણાતી હતી.

જાણે જીવનનો થાક ઊતરી ગયો હોય તેમ મોહને આળસ મરડીને ટેબલ તરફ જોયું અને ટેબલ પરના તારિખિયા પરથી ૩૦ જુનનું પાનું લઈ બીજી જુલાઈ સુધીનાં પાનાં ફાડી નાખ્યાં.

સમાપ્ત

